## શ્રી ગોડીજી જૈન દેરાસર અને ધર્માદા ખાતાંઓ-
## ના હાલના ટ્રસ્ટીઓ

શ્રી વિજયદેવસુર સંઘ ગ્રંથમાળા. ગ્રંથ નં. ૮

## મુંબઇના નામાંકિત નાગરિક

# શેઠ મોતીશાહ



: લેખક :

સ્વ. મોતીચંદ ગિરધરલાલ કાપડીઆ સોલિસિટર



: પ્રકાશક :

શ્રી ગોડીજી જૈન દહેરાસર અને ધર્માદા ખાતાઓનાં
ટ્રસ્ટીઓ
૧૨, પાયધુની, મુંબઈ નં. ૩

卐

વિ. સં. ૨૦૧૦ ] [ વીર સં. ૨૪૮૦



શ્રી પાયધોની ગોડીજી જૈન દહેરાસર

જ્યાં શ્રી વિજયદેવસુર સંઘની પેઢી આવેલી છે.

ॐ શ્રી ગોડીજીપાર્શ્વનાથાય નમઃ

# પ્રકાશકોનું નિવેદન



શ્રી ગોડીજી જૈન દહેરાસર અને ધર્માદા ખાતાંઓના ટ્રસ્ટીઓ તરફથી પ્રસ્તુત **શ્રી મોતીશાહ શેઠનું જીવનચરિત્ર** શ્રી વિજયદેવસુરસંઘ સીરીઝના આઠમા મણકા તરીકે પ્રકટ કરતાં અમોને ઘણો જ આનંદ થાય છે.

શ્રી ગોડીજી મહારાજના દેરાસરના ટ્રસ્ટીઓએ જ્ઞાનખાતાંનો વહીવટ કરવાનું કાર્ય તે માટે નીમાએલ સમિતિને સોંપ્યું છે. તે સમિતિ ઉપર ટ્રસ્ટીઓમાંથી ચાર અને શ્રી ગોડીજીના સંઘના સામાન્ય સભ્યોમાંથી પાંચ મળી કુલ નવ સભ્યોની ચૂંટણી કરવામાં આવે છે. આ સમિતિ જ્ઞાનભંડાર ( પુસ્તકાલય )નું સંચાલન કરે છે તેમજ પુસ્તક-પ્રકાશનનું કાર્ય કરે છે. આ પુસ્તકાલયમાં ગુજરાતી, સંસ્કૃત, માગધી, ઈંગ્રેજી તેમજ હિંદી ભાષામાં, ધાર્મિક તેમજ તત્ત્વજ્ઞાનનાં પુસ્તકોનો સંગ્રહ કરેલો છે અને તેનો લાભ, કોઈપણ વ્યક્તિ, વગર લવાજમે માત્ર ડીપોઝીટ આપીને લઈ શકે છે. આ પુસ્તકાલયમાં હાલ લગભગ ૬૦૦૦ પુસ્તકોનો સંગ્રહ છે.

આજસુધીમાં આ જ્ઞાનસમિતિ મારફત નીચે પ્રમાણે પુસ્તકો પ્રકટ થયાં છે.

( ૧ ) શ્રી શાસ્ત્રવાર્તાસમુચ્ચય. ( સંસ્કૃત )

( ૨ ) શ્રી કુમારપાલ ભૂપાલ ચરિત્ર. ( સંસ્કૃત )

( ૩ ) શ્રી નવતત્ત્વ બાવની.

( ૪ ) શ્રી સૂયગડાંગ સૂત્ર ભાગ-૧.

( ૫ ) શ્રી પંચ પ્રતિક્રમણ સૂત્ર સાર્થ.

( ૬ ) શ્રી સૂયગડાંગ સૂત્ર ભા-૨.

( ૭ ) Jainism in Gujarat 1100-1600 A. D.

આ ઉપરાંત જુદા જુદા પ્રકાશકોનાં પ્રકાશનોની નકલો ખરીદી જુદા જુદા સવાસો લગભગ જ્ઞાનભંડારોને ભેટ તરીકે મોકલવામાં આવે છે. આ રીતે પ્રકાશકોને પણ મદદ કરવામાં આવે છે. હજુ આ પ્રવૃત્તિને વિકસાવવાની ધારણા છે.

શ્રી **ગોડીજીનું** દહેરાસર વિક્રમ સંવત ૧૮૬૮માં સ્થપાએલ છે અને તેની સ્થાપનામાં શેઠ **મોતીશાહે** અગ્રગણ્ય ભાગ લીધેલો છે. શ્રી ગોડીજીના દહેરાસરનો વહીવટ શેઠશ્રી **મોતીશાહે** પોતે જીવ્યા ત્યાં સુધી કર્યો હતો અને તેમની પાછળ તેમના પુત્ર શ્રી **ખીમચંદભાઈએ** પણ પોતાની હયાતી સુધી કર્યો હતો.

આ શ્રી ગોડીજી મહારાજનું દહેરાસર પહેલાં કોટમાં હતું ત્યાંથી સંવત ૧૮૬૮ માં પાયધુની ઉપર હાલની જગાએ નવું દહેરાસર બાંધી સં. ૧૮૬૮ ના વૈશાખ સુદ ૧૦ ના દિવસે તેમની સાથે કામકાજમાં આગેવાનીભર્યો ભાગ લેનાર ઘોઘાવાળા

શેઠ કલ્યાણજી કહાનજીએ પ્રતિષ્ઠા કરી હતી અને ધ્વજારોપણ વિગેરે કાર્ય શેઠશ્રીએ કર્યાં હતાં.

આ દહેરાસર તથા ઉપાશ્રય શરૂઆતમાં રૂા. ૩૦૦૦૦) આશરે ત્રીશ હજારના ખરચમાં તૈયાર કરેલાં હતાં અને પાછળથી અનુકૂળતાએ બીજાં મકાનો ખરીદીને ઉમેરો કરવામાં આવ્યો છે. અને છેવટે સં. ૧૯૫૨ માં શ્રી **શામળાજી-પાર્શ્વનાથ**ની પ્રતિષ્ઠા કરવામાં આવી છે. આ શ્રી **ગોડીજી** મહારાજની પ્રતિષ્ઠા થવા પછી મુંબઇ શહેરની જાહોજલાલી દિવસે દિવસે વધતી ચાલી છે તે આ પુસ્તક વાંચનાર સમજી શકશે.

આ શ્રી **ગોડીજીપાર્શ્વનાથ**ની *પ્રતિમાજીને છેક મારવાડમાંથી મુંબઇ સુધી લાવનાર શેઠ મોતીશાહ અને તેમના વડવાઓ હતા, અને તેથી જ શેઠ શ્રી મોતીશાહને શ્રી ગોડીજીપાર્શ્વનાથજીની પ્રતિમા ઉપર અત્યંત પ્રેમ અને શ્રદ્ધા હતાં. તેઓ દરેક કાર્ય કરતાં પહેલાં શ્રી ગોડીજીપાર્શ્વનાથને યાદ કરતા હતા, તે ત્યાં સુધી કે છેવટે તેમણે પોતાનું વસિયતનામું કર્યું છે તેમાં પણ પ્રથમ વાક્ય "**શ્રી ગોડીજીમહારાજની મહેર હજો**" એ લખ્યું છે.

શેઠશ્રી મોતીશાહના પૂર્વજો જ્યાં જ્યાં વસ્યા છે તે દરેક ગામમાં દેરાસરો બંધાવેલ અત્યારે મોજુદ છે. સોજીત્રા, ખંભાત,

---

* આબૂની તળેટી પાસે, સિરોહીથી પાંચ માઇલ સિદ્ધરૂઢ અને ત્યાંથી ત્રણ માઇલ આબૂની નીચે દક્ષિણ પૂર્વ ખૂણે ગામ મીરપુર-(હમીરગઢ)માં શ્રી જીરાવલા પાર્શ્વનાથનું તીર્થ હતું, ત્યાંથી આ પ્રતિમાજી આવેલાં છે એવી માન્યતા છે.

અને છેવટે અગાશી બંદર—આ દરેક ઠેકાણે તેમનાં બંધાવેલાં દહેરાસરો છે. મુંબઈ શહેરમાં એક પણ દહેરાસર એવું નથી કે જેમાં શેઠ મોતીશાહનો મોટો ફાળો ન હોય. મુંબઇની પાંજરાપોળ સ્થાપવામાં તેમણે આગેવાનીભર્યો ભાગ ભજવ્યો છે એટલું જ નહિ પણ મુંબઈખાતે તેમજ ચીંચોડખાતે જે જમીન છે તે બધી તેમણે પોતા તરફથી ખરીદી તે બધી જમીન તેમજ સારી જેવી રોકડ રકમની ભેટ કરી હતી અને સ્થાપન કર્યા પછી પણ પાંજરાપોળને સદ્ધર સ્થિતિમાં રાખવા માટે અથાગ મહેનત કરી હતી. પરંતુ અમને જણાવતાં ઘણી જ દિલગીરી થાય છે કે—કોઈપણ ઠેકાણેથી દસ્તાવેજી હકીકત મળી શકી નથી. આ પરિસ્થિતિ આપણા સમાજની કેટલી બધી બેદરકારી દેખાડે છે ?

આ બધી યાદગીરી જળવાઇ રહે તે હેતુથી શ્રી ગોડીજી દહેરાસરજીના ટ્રસ્ટીઓએ શેઠશ્રી મોતીશાહનું જીવનચરિત્ર પ્રકટ કરવાનું યોગ્ય ધાર્યું અને તે કામ પાર પાડવા માટે તે વખતના શ્રી ગોડીજીના ટ્રસ્ટીઓમાંના એક સદ્ગત શેઠ મોતીચંદ ગિરધરલાલ કાપડીઆ, સોલીસીટરને શેઠશ્રી મોતીશાહનું જીવનચરિત્ર લખવાનું કામ સોંપ્યું. શ્રી મોતીચંદભાઇએ અથાગ પરિશ્રમ સેવી, મળી શકી તેટલી હકીકત મેળવી, જીવનચરિત્ર ઘણી જ રોચકશૈલીમાં લખી તૈયાર કર્યું છે. પરંતુ જણાવવાને ઘણી જ દિલગીરી થાય છે કે—જે માટે તેમણે રાત્રિદિવસ મહેનત કરી તે પુસ્તક છપાયેલું જોવા માટે તેઓશ્રી જીવંત રહ્યા નથી. જો આ ચરિત્ર શેઠ મોતીચંદભાઈની

હયાતીમાં જ છપાયું હોત તો અત્યારે છે તે કરતાં ઘણું જ સુંદર થયું હોત તે ચોક્કસ છે.

શ્રી ગોડીજી મહારાજના દેરાસરનો વહીવટ શેઠશ્રી મોતીશાહની આગેવાની નીચે ચાલતો હતો અને તેમના સ્વર્ગવાસ પછી તેમના સુપુત્ર શેઠ **ખીમચંદ શેઠ**ની આગેવાની નીચે ચાલતો હતો. તેમના સાથીદારો નીચે મુજબ હતા.

(૧) શેઠ ખીમચંદ મોતીચંદ

(૨) શેઠ અભેચંદ પાનાચંદના મુનીમ શેઠ સરૂપચંદ જેતસી

(૩) શેઠ બેચર મોતીચંદના મુનીમ શેઠ વખતચંદ ઝવેરચંદ

(૪) શેઠ મોતીચંદ નથુભાઈ

આ પછી સંવત ૧૯૨૩ ના પોષ શુદ ૨ સોમવારે નવા ધારાધોરણ ઘડી નીચે પ્રમાણે આઠ ટ્રસ્ટીઓની નીમણૂક કરી વહીવટ ચલાવ્યો.

(૧) શેઠ ખીમચંદ મોતીચંદ
(૨) શેઠ કરમચંદ પ્રેમચંદ
(૩) શેઠ કીકાભાઈ ફુલચંદ
(૪) અંદરજી નાનજી
(૫) શેઠ રાયચંદ દીપચંદ
(૬) શેઠ બેચરદાસ ખીમચંદ
(૭) શેઠ હેમચંદ ચંદકરણ
(૮) શેઠ મોતીચંદ નથુશા

આ ટ્રસ્ટીઓએ દેરાસરની આવકમાંથી દર વરસે ચોક્કસ રકમ આખા દેશના દહેરાસરોના જીર્ણોદ્ધાર માટે વાપરવા શરૂઆત કરી હતી અને તે આજ સુધી ચાલુ છે હમણાં હમણાં

તો દર વર્ષે લગભગ સીતેરથી એંસી હજાર રૂપીઆ જીર્ણોદ્ધાર માટે આપવામાં આવે છે. દર વરસ આટલી રકમ ખરચનાર આખા દેશમાં કદાચ આ એક જ દહેરાસર છે તેની નોંધ લેવા જેવું છે અને બીજા દહેરાસરોના કાર્યવાહકોએ અનુકરણ કરવા જેવું છે.

તે જ પ્રમાણે જ્ઞાનખાતે પણ દર વરસ સારી જેવી રકમ ખરચાય છે. પુસ્તકો છપાવી, ખરીદીને આખા દેશમાં જુદા જુદા લગભગ ૧૨૫ જ્ઞાનભંડારોને ભેટ તરીકે મોકલાય છે. પરદેશમાં પ્રચાર માટે પુસ્તકો ભેટ તરીકે મોકલાય છે. આ પ્રમાણે જ્ઞાનપ્રચારનું કાર્ય પણ આ સંસ્થા કરે છે, તે પણ અનુકરણીય છે.

આ પુસ્તક છપાવવામાં જોઇતી માહિતીઓ, સલાહ-સૂચન આપવા માટે તેમ જ શેઠ મોતીશાહનાં વહાણોનાં ચિત્રો તથા બીજાં ચિત્રોનો ઉપયોગ કરવા દેવા માટે **શેઠ મોતીશાહ જૈન ચેરીટીઝના ટ્રસ્ટીઓ** અને તેમના સેક્રેટરી શ્રી **ધનજીભાઈ કે. શાહનો** અમે આભાર માનીએ છીએ.

આ પુસ્તકનું પ્રૂફરીડીંગ તથા આમુખ લખવા માટે વયોવૃદ્ધ અને જ્ઞાનવૃદ્ધ શેઠ **ફત્તેહચંદ ઝવેરભાઇનો** આભાર માનીએ છીએ. આ પુસ્તક છાપવામાં, મેટર મોકલતાં અમારા તરફથી થતી ઢીલને પ્રેમથી સહન કરી અમારા કાર્યમાં મદદ કરવા માટે આ પુસ્તકના મુદ્રક શ્રી મહોદય પ્રિન્ટીંગ પ્રેસ અને તેના માલેક **શેઠ ગુલાબચંદ લલ્લુભાઇનો** પણ આભાર માનીએ છીએ.

અંતમાં આ જીવનચરિત્ર વાંચી વાંચનારાઓમાંથી શેઠશ્રી **મોતીશાહ** જેવા દાનવીરો સમાજમાં પ્રગટ થશે તો આ જીવનચરિત્ર લખનારના શ્રમનો તેમ જ પ્રકાશક સંસ્થાનાં નાણુંનો અતિ ઉત્તમ વ્યય થયો લેખાશે.

લિ. અમો છીએ.

(૧) શેઠ પાનાચંદ રૂપચંદ ઝવેરી.
(૨) શેઠ કેશવલાલ બુલાખીદાસ.
(૩) શેઠ રતનચંદ ચુનીલાલ દાલીઆ.
(૪) શેઠ લક્ષ્મીચંદ રાયચંદ સરવૈયા.
(૫) શેઠ મોહનલાલ દીપચંદ ચોકસી.
(૬) શેઠ નરોત્તમદાસ ભગવાનદાસ શાહ.
(૭) શેઠ છોટાલાલ ગિરધરલાલ શાહ.
(૮) શેઠ ફત્તેહચંદ ઝવેરચંદ.
(૯) શેઠ મંગળદાસ લલ્લુભાઈ ઘડીઆળી.

જ્ઞાનસમિતિના સભ્યો.

સં. ૨૦૧૦ ના કાર્તિક શુદ ૧ શનિવાર.



# ભૂમિકા



'શેઠ મોતીશાહ' નામના પુસ્તકની આ 'ભૂમિકા'માં મારે વિશેષ કહેવાનું નથી. એક તો એ નામ જૈન-જૈનેતર સમાજમાં અતિ મશહૂર છે, સાથે જોડવામાં આવેલ વિશેષણ 'મુંબઈના નામાંકિત નાગરિક' એ પણ પુસ્તકમાં આવનારી વાતો પર પ્રકાશ પાડનાર બંધબેસતા સાધનરૂપ છે. વધારામાં હર્ષોત્પાદક વસ્તુ તો એ છે કે—આના લેખક જાણીતા સાક્ષર શ્રીયુત્ **મોતીચંદ ગિરધરલાલ કાપડિઆ** સોલિસિટર છે. જો કે તેઓશ્રી આજે વિદ્યમાન નથી, પણ તેઓ જે સાહિત્ય પ્રકાશિત કરી ગયા છે તેમજ અપ્રકટ સામગ્રીરૂપે જે વિસ્તૃત લખાણ મૂકી ગયા છે એ ઉપરથી અતિશયોક્તિ વિના કહી શકાય કે—તેઓ અક્ષરદેહે જીવંત છે. આમ '**શેઠ મોતીશાહ**' જેવા પ્રભાવક ગૃહસ્થના જીવન અંગે, પોતાની લેખિનીને રસતી કરનાર વ્યક્તિ પણ રાશિની નજરે મેળ સાધતા **મોતીચંદભાઈ** છે. આ પ્રકારના યોગને 'સુવર્ણ સહ સુગંધ મળ્યા'ની ઉપમા આપી શકાય. લોકોક્તિ પ્રમાણે 'હીરો કુંદને જડ્યો' કહી શકાય. સાદી ભાષામાં કહીએ તો વિષય અને વિષયને રજૂ કરનાર, ઉભય ઉત્તમ પાત્રરૂપ છે. લેખકે કેવળ વાતોનો સંભાર ભર્યો નથી, તેમ નથી વધારે પડતી વાતો વર્ણવી, જે કંઈ કહ્યું છે તે સર્વને ઇતિહાસના કાંટે

તોળવાનો, આસપાસના બનાવો સાથે તુલના કરવાનો, તેમજ શક્ય પ્રયાસે ચકાસી જોઈ, પછી જ એને કાગળ પર ટપકાવવાનો ઉપયોગ રાખ્યો છે. સાથોસાથ જે સમયની વાત રજૂ કરે છે, એ સમયે દેશની, સમાજની અને ગૃહસ્થ જીવનની કેવી પરિસ્થિતિ વર્તતી હતી એનો તલસ્પર્શી ચિતાર આપવાનો પ્રયત્ન પણ કર્યો છે; અને એ કાળના વેપાર–વણજની રીત–રસમો પર, એ કાળના વણિકોના સાહસિક જીવન પર, એ કાળના મજૂરી કે નોકરીના દરમાયા પર, જીવનનિર્વાહના સાધનોની સોંઘારત પર, પ્રસંગે પ્રસંગે જે નોંધો ટપકાવી છે એ અતિ મહત્ત્વની છે. એથી આ પુસ્તકનું કદ તેઓશ્રીના **અધ્યાત્મ-કલ્પદ્રુમ કે ઉપમિતિભવપ્રપંચા કથા** જેવા મહાન્ ગ્રંથો જેવું લગભગ લાંબુ થવા પામ્યું છે. કેટલીક વાતો એક કરતાં વધુ વખત કહેવાણી છે. આમ છતાં એ દ્વારા જે રંગબેરંગી વાનગી પીરસાણી છે એ રસમય હોવાથી વાચકને કંટાળારૂપ નથી બનતી. એક વાત હરગીજ ભૂલવાની નથી અને તે એ જ કે–આ જીવનચરિત્ર છે; કોઈ નવલિકા નથી. સામાન્ય સ્થિતિમાંથી પોતાની આવડતના જોરે માર્ગ કાઢી, લાખો રૂપીઆ રળનાર અને શાહ–સોદાગરનું બિરુદ પ્રાપ્ત કરનાર વણિક્–વીરની કથા છે. એની વિશેષતા કમાણી કરવા કરતાં એ કમાઈનો સુમાર્ગે વ્યય કરવામાં, એ અંગે દીર્ઘદૃષ્ટિ વાપરવામાં અને સમયની ખંજરીનો સ્વર પારખી સતત જાગ્રત્ રહેવામાં શેઠશ્રીએ જિંદગી વ્યતીત કરી છે એમાં છે. આવા પુણ્યશ્લોક પુરુષની જ્યારે ખોટ સાલે છે ત્યારે મુખારવિંદમાંથી સહજ શબ્દો બહાર પડે છે કે–'આજે નથી એ રામ અને નથી એ અયોધ્યા!'

ઓગણીસમી સદીમાં થયેલ આ વિભૂતિ આપણા માટે ઘણીરીતે આદર્શરૂપ છે. એક આંગ્લ કવિએ કહ્યું છે કે—

Lives of great men all remind us,
We can make our lives sublime;
And departing, leave behind us,
Footprints on the sands of Time.

*Longfellow.*

અર્થાત્ 'મહાન્ પુરુષોના જીવન આપણને શિખવે છે કે આપણે પણ નિશ્ચય કરીએ તો તેમના જેવા મહાન્ બની શકીએ છીએ અને એ દ્વારા આપણા મૃત્યુ પછી ભાવી પ્રજા માટે સંભારણું મૂકી શકીએ છીએ.'

લગભગ સાડીચારસો પાનાના આ પુસ્તકમાં ડગલે ને પગલે કીમતી અનુભવો વાંચવાના મળે છે. બાલ્યકાળ વર્ણવતું પ્રકરણ ચોથું અને 'મુંબઈ શહેર' નામા પ્રકરણ પાંચમું, સવા દાયકામાં કાળદેવના ચક્રે જે ગતિ કરી છે તેનો ઠીક ખ્યાલ આપે છે. એ પછી 'વહાણવટું' વિકાસના કાર્યમાં કેવો ભાગ ભજવતું, એ દ્વારા ચઢતી પડતીના કેવા ચમકારા જોવાના મળતાં, અને આજે વાણીઆ તરીકે ઓળખાતા આપણે ભીરુ વણિકો હતા કે સાહસખેડુ 'વહાણવટીઓ' હતા તે પણ સમજવાનું પ્રાપ્ત થાય છે. લક્ષ્મી આવ્યા પછી ઘણાના જીવનમાં કોઈ અનેરો રંગ જન્માવે છે જ્યારે શેઠશ્રી તો પ્રાપ્ત કરેલ ધાર્મિક સંસ્કારના બળે એનો વ્યય ઉપરછલ્લા રંગ-રાગમાં કે સંસારના ક્ષણભંગુર વિલાસોમાં નથી કરતા, પણ આત્મ-શ્રેયના અપૂર્વ સાધન સમા, સ્વપરનું એકાંત કલ્યાણ કરનારા,

માર્ગે છૂટથી વાપરે છે. એમાં ધર્મપ્રેમ, સ્વામીભક્તિ અને જીવદયાના કાર્યો અગ્રપદે આવે છે. પુસ્તકમાં એ અંગેના પ્રસંગો એવી રીતે આલેખાયેલા છે કે અહીં એ માટે કંઇ લખવું એ ચર્વિતચર્વણ કર્યા જેવું ગણાય. એમ છતાં મુંબઈના ગુલાલવાડીના શ્રી **ચિંતામણી પાર્શ્વનાથના** ચમત્કારિક બિંબને નીરખીને, અથવા પાયધુની પર આવેલા ભવ્ય શ્રી **ગોડીજી પાર્શ્વનાથના** દેવાલયને નિહાળીને સહસા **મોતીશાહ શેઠને** ધન્યવાદ અપાઈ જાય છે. ઉભયના સર્જનમાં શેઠશ્રીનો ફાળો નાનોસૂનો નથી જ. અને પ્રતિવર્ષ કાર્તિકી–ચૈત્રી–પૂર્ણિમાએ, સારીયે મોહમયીની જૈન જનતાને પોતાના આંગણે નોતરતું ભાયખલાનું શ્રી **આદિજિનનું** દેવાલય એ આપણા કથાનાયકે બંધાવેલું–એની આસપાસની વિશાળ જગ્યા વારસામાં જૈન સમાજને સોંપેલી. આપણે શેઠશ્રી માફક દીર્ઘદૃષ્ટિવાળા હોત તો આપણને એ જમીન સુવર્ણપુરુષ સમ ફળદાયી નીવડી હોત, અરે ! એક જૈન નગર તે પર શોભતું હોત. પણ ગઇ તિથિ યાદ કરવાનો હવે શો અર્થ ?

માત્ર મુંબઈગરા જ નહીં પણ સારાયે ભારતવર્ષના આબાલ-વૃદ્ધ નર–નારીઓ અને વિદેશથી અહીં આવતા પથિકો જેની મુક્તકંઠે પ્રશંસા કરે એવી શ્રી **શત્રુંજય પરની 'મોતીશાહ શેઠ'ની** ટુંક, અહીં યાદ કર્યા વગર ચાલે જ નહીં. શાશ્વતગિરિ પર ઊંડી ખાઇને પુરાવી, જે મંગળમય ધામ ઊભું કર્યું છે એ લાખો આત્માઓને આત્મકલ્યાણની–જીવનસાફલ્ય કરવાની–લક્ષ્મી મળી હોય તો આવા પ્રશસ્ત માર્ગે ખરચવાની–હાકલ કરતું ઊભું છે. એ જોયા પછી, કહેવું જ પડે કે–

મોતીશા શેઠ ભલે દેહરૂપે નજર સામે નથી દેખાતા છતાં આવી અદ્દભુત કૃતિના સર્જકરૂપે તો અમર છે. ચક્ષુઓ દેખે છે અને કંઠ ગાય છે–'કીર્તિકેરા કોટડાં, પાડ્યા નહિ રે પડંત' 'અગમબુદ્ધિ વણિક્' એ બિરુદ આપણા વાર્તાનાયક જેવા પ્રજ્ઞાસંપન્ન ને વાણિજ્યવિશારદ ગૃહસ્થોના કાર્યને આભારી છે. પવિત્ર ગિરિરાજ શ્રી શત્રુંજય પરની ટુંક બંધાવનાર એ શેઠશ્રી, પ્રતિષ્ઠા કરવા જીવંત નથી રહી શકયા, છતાં તેઓશ્રીના અંતરમાં એ કાર્ય જાતે પાર પાડવાનો કેવો ઉલ્લાસ ઉભરાતો હતો એ તેમની કાર્યવાહીમાંથી દૃષ્ટિગોચર થાય છે.

પુસ્તકના પ્રાંતભાગે જે પરિશિષ્ટો આપેલાં છે એ ઉપરથી તેઓશ્રીની સખાવતોનો ખ્યાલ આવે છે. મુંબઈ પાંજરાપોળના આદ્ય સ્થાપક છતાં એના વહીવટ અંગે જે તંત્ર ઊભું કર્યું એમાં દીર્ઘદૃષ્ટિનું સ્પષ્ટ દર્શન થાય છે. વસીઅતનામું કરવામાં જે ચોકસાઈભરી પદ્ધતિ અખ્તીઆર કરી છે, એ સર્વ જોતાં તેઓશ્રીની બુદ્ધિમત્તા તેમજ ધર્મભાવના અંગે બહુમાન પેદા થયા સિવાય રહેતું નથી. પ્રાંતભાગે પંન્યાસ શ્રી **વીરવિજયજી-રચિત** ઢાળો જોડી, પુસ્તકની ઉપયોગિતામાં વધારો કરવામાં આવ્યો છે અને જે ચિત્રો મૂકયા છે એ પણ આજના યુગને ગતકાલીન ગૌરવની યાદ આપે તેવાં છે.

અંતમાં શ્રી **વિજયદેવસુર** સંઘના ટ્રસ્ટી શ્રીયુત **ભાયચંદ નગીનભાઈ ઝવેરીની પ્રેરણાથી**, જ્ઞાનસમિતિએ આ પ્રકાશન કર્યું છે, એ દેશકાળની નજરે ધન્યવાદને પાત્ર છે. જૈનસમાજે આવા ભુલાઈ જતા બહુમૂલા ઇતિહાસને 'કાળનો કોળિયો'

ન થવા દેતાં, એકત્ર કરી પ્રકાશિત કરવામાં ખાસ યત્ન કરવાની, અને એ પાછળ ધન ખરચવાની અગત્ય છે. ભાવિ સંતતિના હૃદયમાં 'જૈનત્વ 'નાં બીજ રોપવાનું આ ઉમદા સાધન છે. એથી જૈન ધર્મની પ્રભાવના વિસ્તરે છે. શ્રી ગોડીજી મહારાજના ટ્રસ્ટીઓએ, જીર્ણોદ્ધાર માફક સાહિત્ય પ્રકાશન અંગે જે યોજના કરી છે એ પ્રશંસનીય છે. અંતમાં આ પુસ્તક એક વાર સાદ્યંત વાંચી જવા પ્રત્યેક જૈનને આગ્રહભરી વિનંતિ છે. ૐ શાંતિ.

ભાદ્રપદ શુકલ પૂર્ણિમા
સં. ૨૦૦૯
મુંબઇ.

મોહનલાલ દીપચંદ ચોકસી



# આમુખ.

वसुधाभरणं पुरुषः, पुरुषाभरणं प्रधानतरलक्ष्मीः ।
लक्ष्म्याभरणं दानं, दानाभरणं सुपात्रं च ॥

" પૃથ્વીનું આભૂષણ પુરુષ છે, પુરુષનું આભરણ (પુણ્યાનુબંધી પુણ્યથી ઉપાર્જન કરેલી) લક્ષ્મી છે, લક્ષ્મીનું આભૂષણ દાન છે અને દાનનું ભૂષણ સુપાત્ર દાન છે. "

ઉપદેશતરંગિણી–શ્રી રત્નમંદિરગણિ

દશ દૃષ્ટાંતથી દુર્લભ બનેલા માનવભવમાં મનુષ્યનું સાચું જીવન પારમાર્થિક જીવન છે; જૈનદર્શનની પરિભાષા અનુસાર દરેક ક્ષણે પ્રત્યેક મનુષ્યનું 'ભાવ મરણ' થઈ રહેલું છે; મતલબ કે જેમ જેમ સમય વીતતો જાય છે તેમ તેમ પૂર્વબદ્ધ આયુષ્યમાંથી ક્ષણો ઓછી થતી જાય છે. આવી પરિસ્થિતિમાં જો કે બાહ્ય પ્રાણો ધારણ કરતો મનુષ્ય જીવન્ત દેખાય છે પરંતુ રાગ અને દ્વેષમય દ્વંદ્વોવાળી સ્વાર્થ દશામાં જેટલે અંશે માનવજીવન વ્યતીત થતું હોય છે તે વાસ્તવિક જીવન કહી શકાતું ન હોવાને અંગે સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન, સમ્યક્ચારિત્ર, તપ, દાન, શીલ, પરોપકાર, સત્ત્વાનુકંપા, વ્રત અને પ્રત્યાખ્યાન વિગેરે વિકાસ પામેલા સદ્ગુણો તરફ અભિમુખ થયેલા જીવનને 'વાસ્તવિક જીવન' સર્વજ્ઞ શાસ્ત્રોએ પ્રબોધ્યું છે.

બીજી તરફ આહાર, નિદ્રા, ભય અને મૈથુન–એ પશુધર્મો છે; જ્યારે મનુષ્યમાં બુદ્ધિ અને હૃદયરૂપ તત્ત્વો વિશેષ હોવાથી પશુસૃષ્ટિ ઉપર મનુષ્યનું સામ્રાજ્ય પ્રવર્તે છે; ધર્મ અર્થ કામ અને મોક્ષ એ માનવજીવનના પુરુષાર્થો છે; તેમાં પણ અર્થ અને કામ સંસારના હેતુભૂત છે. જ્યારે ધર્મ મોક્ષના હેતુભૂત છે; મર્યાદાપુરસ્સર ધર્મપૂર્વક અર્થ અને કામનું ઉપાર્જન તે ગૃહસ્થ–શ્રાવક ધર્મની પ્રણાલિકા છે; મોક્ષને સાધ્ય રાખી ધર્મ, અર્થ અને કામનું ઉપાર્જન કરવું, નિવૃત્તિને સાધ્યબિંદુ (point of view) રાખી શુભ પ્રવૃત્તિપરાયણ રહેવું, શુભ અશુભ અને શુદ્ધ તેમજ પારમાર્થિક લાભ અને અલાભની તુલના કરી સમ્યક્ત્વ, જેને જૈન પરિભાષામાં દેવ, ગુરુ અને ધર્મની અવિચળ શ્રદ્ધારૂપ કહેવામાં આવે છે તેનું પાલન કરી, દેશવિરતિ–ચારિત્રબળવડે વ્રતોનું યથાશક્તિ પાલન કરી, વ્યવહારશુદ્ધિ અને વિવેકપૂર્વક ગૃહસ્થાશ્રમ ચલાવવો–તે ગૃહસ્થ કર્મયોગીનું કર્તવ્ય છે.

ઉપરોક્ત દૃષ્ટિબિંદુ અનુસાર પ્રાચીન **સ્તંભન** તીર્થમાં પૂર્વજન્મના ધાર્મિક સંસ્કારોયુક્ત શેઠ **અમીચંદ સાકરચંદનો** જન્મ થયો હતો. તેઓશ્રી સં. ૧૮૧૪ માં તેર વર્ષની ઉમ્મરે મુંબઈ આવ્યા. તેમની રૂપાંબાઇ પત્નીની કુક્ષીથી ત્રણ પુત્રો **શ્રી નેમચંદભાઈ, શ્રી મોતીચંદભાઇ** અને **શ્રી દેવચંદભાઇનો** અનુક્રમે જન્મ થયો. આપણા ચરિત્રના મુખ્ય નાયક શ્રી **મોતીચંદભાઇ** તે ભવિષ્યના **શ્રી મોતીશા શેઠ**, તેમનો જન્મ સં. ૧૮૩૮ માં થયો હતો. અથથી ઇતિ સુધી તેમનું બાહ્ય અને આંતર જીવન **મુંબઇ** નગરીના પ્રાથમિક ઇતિહાસથી

આરંભીને તે તે કાળના તમામ સંયોગો અને વાતાવરણની હકીકત પ્રસ્તુત પુસ્તકમાં રજૂ થઇ છે.

**મોતીશા શેઠ** એટલે સાહસિક અને કુનેહબાજ વ્યાપારી, અનેક મુશ્કેલીઓને વટાવી સામાન્ય સ્થિતિમાંથી સ્વાવલંબન-પૂર્વક શ્રીમંત બનનાર કર્મયોગી, પુણ્યાનુબંધી પુણ્યથી ઉપાર્જન કરેલી લક્ષ્મીની સાર્થકતા કરનાર, જિનભક્તિપરાયણ, સૌજન્યમૂર્તિ, જૈન ધર્મની અડગ શ્રદ્ધામાં રંગાયલા, વીરતા-પૂર્વક વહાણવટાના ધંધાને ખીલવનાર, **વસ્તુપાળ-તેજપાળ, જગડુશા, ભામાશા, વિમળશા, પેથડશા** વિગેરે ઉત્તમ ગૃહસ્થ વ્યક્તિઓ જૈન સૃષ્ટિમાં થઈ ગયા પછી, ઓગણીસમી સદીમાં ઉચ્ચકોટની ગણના યુક્ત, **મુંબઇ પાંજરાપોળના** આદ્ય ઉત્પાદક, ઉદારચરિત દાનવીર, ભક્તિયોગની ભવ્યતાયુક્ત, શ્રી **સિદ્ધગિરિ** ઉપર **કુંતાસર**ની ગહન ખીણ લાખોને ખરચે પુરાવી તે ઉપર ગગનચુંબી ટુંક ઊભી કરનાર, પોતાના મુનીમોને પણ જિનમંદિર ઊભા કરવાની પ્રેરણા કરનાર, **મુંબઇમાં ભાયખલા** મંદિર, **શ્રી ચિંતામણજી, શ્રી શાંતિનાથજી** (ભીંડીબજાર) તથા (કોટ) અને **શ્રી ગોડીજી પાર્શ્વનાથનું** મંદિર તેમજ **અગાસીનું** મંદિર વિગેરેની પ્રતિષ્ઠા કરવામાં મુખ્ય ભાગ ભજવનાર, અનેક સ્નેહી સંબંધીઓ કે જેમાં પારસી અને યુરોપીઅન સદ્ગૃહસ્થો, અમદાવાદના નગરશેઠ **હેમાભાઇ** તથા શેઠ **હઠીભાઈ** અને શેઠ **ફીકાભાઈ ફુલચંદ** (ગોઘાવાળા) વિગેરે અનેક સજ્જનો સાથે, સ્નેહવાત્સલ્ય જીવનપર્યન્ત નીભાવનાર, અનેક મૂર્તિમાન સદ્ગુણોવાળી વિભૂતિ.

જૈન દર્શનના ચાર અનુયોગોમાં 'કથાનુયોગ' ઓછી

મહત્ત્વતાવાળો નથી; વિભૂતિમય પુરુષોનાં જીવનચરિત્રો, તેમણે કરેલી ધર્મ અને સમાજની સેવાઓ, તેમનું ભક્તિ, જ્ઞાન અને શુદ્ધ વર્તનવાળું જીવન; તેમની વીરતા, ધીરતા, ઉદારતા, પ્રબળ પુરુષાર્થ, અડગ પ્રતિજ્ઞા, ક્ષમા, સરળતા, જિનભક્તિ વિગેરે સદ્‌ગુણો તેમજ વ્યાવહારિક અને આંતર અનુભવોનું દિગ્દર્શન—એ સર્વ કથાનુયોગમાંથી આપણને મળી આવે છે. એ મળી આવતાં આપણી સમક્ષ શુદ્ધ ભાવનામય મૂર્તિમાન ચિત્ર રજુ થાય છે અને એ ચિત્રદ્વારા આપણો આત્મા સંસ્કારોથી સમૃદ્ધ બની સ્વઆત્મબળ-ક્ષયોપશમ અનુસાર તે તે ગુણોનું ગ્રહણ કરે છે અને ઉચ્ચ ભાવના-રંગથી જીવનપટને રંગે છે.

આ ઉપરથી જોઈ શકાશે કે દ્રવ્યાનુયોગ જેમ તત્ત્વજ્ઞાનના ગૂઢ પ્રદેશોનું જ્ઞાન કરાવી આપે છે તો કથાનુયોગ એ પ્રાણીઓનું વર્તન શુદ્ધ સંસ્કારી અને પવિત્ર બનાવવા માટે ઓછું સાધનભૂત નથી. પૂર્વ પુરુષોએ આ આશય કે જે ભવિષ્યમાં પ્રાણીઓને સર્વાંગે ઉપકારક છે, તેનું નિરીક્ષણ કરી આ યોજના કરેલી છે. વસ્તુસ્થિતિ આમ હોઇ જીવનચરિત્ર અને તે ઘણે અંશે ગુણોનો આવિર્ભાવ થયેલ કોઇ પણ વિભૂતિનું સમાજ સમક્ષ મૂકવું એ ઓછું ઉપયોગી કે ઉપકારક નથી.

જૈન દર્શનને મળતો આવો જ કાંઇક અનુભવ બતાવતાં પાશ્ચાત્ય ડૉ. જહોન્સન કહે છે કે—.

*Biography is of all the various kinds of

* ભિન્ન ભિન્ન વૃત્તાંતમય લખાણોમાં જીવનચરિત્ર એ એવા પ્રકારનું લખાણ છે કે જે સૌથી વધારે આતુરતાથી વંચાય છે અને જે જીવનવ્યવહારમાં શીઘ્ર ઉપયોગી થઇ પડે છે.

narrative writing shape which is most easily applied to the purpose. દીન મનુષ્યોને વીર બનાવનાર, અપવિત્ર વર્તનવાળા પ્રાણીઓને નિષ્કલંક બનાવનાર, નાસ્તિક વિચારોને આસ્તિકની કોટિમાં મૂકનાર, અલ્પગુણીને અધિકગુણી બનાવી લોકોત્તર વ્યક્તિત્વનો અનુભવ પ્રાપ્ત કરાવનાર મહાશક્તિ તે જીવનની ભાવના અને તદનુકૂળ વર્તન છે; મનુષ્યને અંતરાત્મસ્વરૂપનું દર્શન કરાવનાર તે ભાવના જ છે. આ રીતે ઊર્ધ્વભાવનાશાળી મનુષ્યનું જીવનચરિત્ર અન્ય મનુષ્યોને અવશ્ય હિતકારક છે; આત્માના અનંતગુણોમાંથી અનેક ગુણોને વિકસાવનાર અને ધર્મમાર્ગ ઉપર સ્થિર રાખનાર કથાનુયોગની પવિત્ર શક્તિ છે.

ગુણીજનોનાં જીવનચરિત્રો અનેકાંશે આ લોક અને પરલોકનાં સન્માર્ગદર્શક નીવડે છે. આવા જીવનચરિત્રો વાંચવાથી મનુષ્યો વિભૂતિમય જીવનમાંથી પુરુષાર્થપરાયણ અને ભક્તિપરાયણ બની સન્માર્ગગામી થાય એ નિર્વિવાદ છે. જે જીવનચરિત્ર વાચકોના મલિન ભાવોને નિર્બળ કરી ઉચ્ચભાવોને ઉત્તેજિત કરે નહિ, આત્મજાગૃતિનું જ્વલંત પ્રતિબિંબ બતાવી વાચકના ગુણોનો વિકાસ કરે નહિ, તે જીવનચરિત્ર સર્વથા નિષ્ફળ નીવડે છે. ઉચિત સ્થાને મિતાક્ષરોથી, અતિશયોક્તિ વગર, જીવનદર્શનનાં મુખ્ય અનુકરણીય અંગો વાસ્તવિક રીતે રજૂ કરવામાં તે દર્શાવનારની મહત્તા રહેલી છે.

ઓગણીસમી સદીમાં જૈનસૃષ્ટિમાં પ્રકટ થયેલી વ્યક્તિ

મુંબઇના નામાંકિત નાગરિક



શેઠ મોતીશાહ અમીચંદ

જન્મ સં. ૧૮૩૮ દેહોત્સર્ગ સં. ૧૮૯૨ ભાદરવા શુદ ૧

મોતીશાહ શેઠની આ જીવનપ્રતિભા છે. આવી વ્યકિતઓનો ગૃહસ્થાશ્રમ એક શુભ સાધના હોય છે. અને આવી સાધનાવડે સમાજ અને ધર્મની દ્યુતિ, સંસ્કૃતિ અને ઉન્નતિ પ્રગતિમાન થતી હોય છે. એમના જીવન સંબંધમાં શ્રીયુત મોતીચંદ ગિરધરલાલ કાપડીઆએ તમામ સાહિત્ય એકત્ર કરી સ્વતંત્ર જીવન આલેખ્યું છે.

જ્યોતિષની દૃષ્ટિએ બન્ને વ્યકિતઓ સિંહ રાશિવાળી છે અને બન્નેનાં નામો પણ એકરૂપ જ છે, તે પણ ભવિતવ્યતાની સાહજિકતા છે. શ્રી મોતીચંદભાઇ જેવા, સિદ્ધહસ્ત લેખકને હાથે મોતીશાહ શેઠનું જીવનચરિત્ર લખાય એ પણ કુદરતી સંકેત છે.

સ્વ૦ શ્રીયુત મોતીચંદભાઇએ પણ જૈન સાહિત્યનાં લેખનમાં વિશાળ ફાળો સમર્પેલ છે. અધ્યાત્મકલ્પદ્રુમ સવિવેચન, ઉપમિતિભવપ્રપંચા કથાના ત્રણ વિભાગો વિવેચન સહિત, શ્રી સિદ્ધર્ષિ અને તેમનો સમય, જૈન દ્રષ્ટિએ યોગ, શ્રીયશોધર ચરિત્ર, શ્રી આનંદઘન પદરત્નાવલી ( ૫૦ પદો ) વિવેચન સાથે, નવયુગનો જૈન, યૂરોપની મુસાફરી, ડૉ. બુલ્હર લિખિત શ્રી હેમચંદ્રાચાર્ય પુસ્તકનો અનુવાદ, બહોત ગઇ અને થોડી રહી પુસ્તકો બે વિભાગમાં, શાંત સુધારસ સવિવેચન. વિગેરે વિગેરે પ્રકાશિત થઇ ગયેલ છે. તેમની લેખસામગ્રી પુષ્કળ છે. જીવનપર્યંત સામાયિક કરવાં કરતાં લેખન પ્રણાલિકા ચાલુ રાખેલી હતી. અપ્રસિદ્ધ હસ્તલિખિત લેખન સામગ્રીમાં શ્રી આનંદઘનજીના બાકીના ૫૮ પદોનું વિવેચન, પ્રશમરતિ પ્રકરણ

વિવેચન સાથે, શ્રી **આનંદઘનજી** ચોવીશીનું વિસ્તારપૂર્વક વિવેચન, કર્મ વિભાગ બે, શ્રી **મહાવીરસ્વામીના** પૂર્વ જન્મના ૨૬ ભવો અને ૨૭ મો ભવ અપૂર્ણ, વ્યવહાર, વ્યાપાર અને ધર્મકૌશલ્યના લેખો વિગેરે વિગેરે છે. એમના સાહિત્ય-સર્જનની આ લેખસામગ્રી પ્રકાશિત કરવાના પ્રયાસો ચાલુ છે.

સપ્રસંગ કહેવાની નિતાંત આવશ્યકતા છે કે સ્વ૦ વ૦ શ્રી **કુંવરજીભાઇ આણંદજી** તથા સ્વ૦ શ્રીયુત **મોતીચંદ**-ભાઇ ઉભયની વિશાળ લેખમય સાધન સામગ્રી કે જે શ્રી **જૈન ધર્મ પ્રકાશ** વિગેરે અનેક માસિકોમાં અનેક વર્ષો પર્યંત આવેલી છે તેને પુસ્તકરૂપે પ્રકાશિત કરવામાં આવે તો જૈન સમાજને માટે ઓછું ઉપકારક નથી. આ સંબંધી વિચારણા કરી વહેલી તકે અમલમાં મૂકવા માટે **ભાવનગર શ્રીસંઘ**-ને તથા સમગ્ર જૈન સમાજને અમારું નમ્ર સૂચન છે.

એક ભારતીય વિદ્વાન કહે છે કે "દરેક મનુષ્ય પોતે એક એક ગ્રંથરૂપે છે; ગર્ભાવાસ તે પુસ્તકનું પ્રથમ પત્ર ( ટાઇટલ પેજ ) છે, પૂર્વજન્મનાં સંચિત કર્મ ગ્રંથના વિષય માટે વિશાળ ક્ષેત્ર છે, કોઇ પણ શુભ-પારમાર્થિક કાર્યમાં રત થવું તે તેનું સમર્પણ પત્ર છે, બાલ્યાવસ્થા તેમજ યુવાની વિગેરે ઉમ્મરના જે ભાગો છે, તે તે પુસ્તકના અધ્યાયો છે, જીવનનાં ભલાં બૂરાં કર્મો તે તેની મતલબ-સાર છે; જે બહુ વર્ષ જિંદગી ભોગવી દુનિયામાં સારાં કૃત્યો કરે છે તે એક બહુ જ મોટા તેમજ ઉપયોગી, બોધકારક ગ્રંથરૂપ છે; પરંતુ જે બીજાઓને પોતાના જીવનનું સાર્થક કરવાનો ઉપદેશ કરે છે, પરંતુ પોતે કરતો નથી તે માત્ર વ્યાકરણરૂપ છે; માત્ર

જે પરોપકારી, પરહિતસ્વી અને દયામય છે તે ધર્મશાસ્ત્રરૂપે છે. આ પ્રમાણે દરેક મનુષ્ય એક ગ્રંથરૂપ છે; તમારા ગ્રંથના તમે પોતે અવલોકનકર્તા થઈ શકો તો તમારા મૃત્યુ પછી તમારી ઉપયોગિતા ચાલુ રહે અને બીજાઓ તમારા જીવનચરિત્રનું અનુકરણ કરી શકે; માટે એવા **જીવન-ગ્રંથની** રચના કરો કે જેથી વિશ્વ તેનું અનુકરણ કરે."

શ્રીયુત **મોતીચંદભાઇએ** લગભગ પાંચ વર્ષ પહેલાં શ્રી **મોતીશા શેઠનું** જીવનચરિત્ર લખેલું, પરંતુ તેને ફોટાઓ વિગેરે માટે તથા અન્ય સંશોધન માટે બની શકતી સાધન-સામગ્રીથી અલંકૃત કરવામાં છપાવવા માટે શ્રી **ગોડીજી જ્ઞાન-સમિતિને** લંબાણ થયેલું છે; જેમ શ્રી **મોતીશા શેઠ** શ્રી **સિદ્ધગિરિજી** ઉપરની પોતાની ટુંકની અંજનશલાકા તથા પ્રતિષ્ઠા જોવા માટે જીવ્યા નથી, કેમકે તે કાર્ય પાછળથી તેમના દૃઢ સંકલ્પાનુસાર તેમના સુપુત્ર શેઠશ્રી **ખીમચંદભાઇએ** સંઘ કાઢી પૂર્ણ કર્યું હતું તેમ શ્રી **મોતીચંદભાઇ** પ્રસ્તુત પ્રકાશન જોવા માટે જીવન્ત રહ્યા નથી; એ ભવિતવ્યતાની બલવત્તરતા છે. શ્રી **ગોડીજી મંદિરના** ટ્રસ્ટીવર્યોએ શ્રી **મોતીચંદભાઇ** કે જેઓ ઘણાં વર્ષો પર્યંત ટ્રસ્ટી તરીકે રહેલા હતા, તેમના પ્રતિની પોતાની પ્રશસ્ત ફરજ બજાવી પ્રસ્તુત જીવનરેખા પ્રકાશિત કરવા માટે સ્તુત્ય પ્રયાસ કર્યો છે, તે ઉચિત અને અભિનંદનીય છે.

મૂર્તિમાન્ ધર્મરૂપ સંઘપતિ સ્વ. **મોતીશા શેઠ** કે જેમની વિભૂતિમય જીવનજ્યોતિ, પ્રસ્તુત પુસ્તકમાં તે સમયના દ્રવ્ય, ક્ષેત્ર કાળ અને ભાવની સામગ્રીપૂર્વક સમન્વયરૂપે રજૂ થયેલી

છે તેમને તથા તે સંબંધી સાહિત્યના ભિન્ન ભિન્ન અંગો પૂર્વક જીવનવૃત્તાંત સાદી લોકભાષામાં રજૂ કરનાર અમારા અનેક વર્ષોના સ્નેહી નરરત્ન સ્વ. **મોતીચંદભાઇને** ભાવાંજલિ અર્પી પ્રસ્તુત લઘુ આમુખ પૂર્ણ કરીએ છીએ.

સ્વ. શેઠ શ્રી **મોતીશાહે** ગૃહસ્થ જીવનમાં જૈનશાસનની પ્રભાવનાનાં તથા જીવદયા વિગેરેનાં અનેક સુંદર કાર્યો કરી, પોતાને મળેલા અમૂલ્ય માનવજીવનમાં ધર્મ પુરુષાર્થપૂર્વક આત્માનું ઊર્ધ્વીકરણ કર્યું અને જીવનની કૃતકૃત્યતા કરી તે માટે અલ્પ પ્રશસ્તિરૂપે કવિવર ભવભૂતિના કથનરૂપ जयति तेऽधिकं जन्मना जगत् અર્થાત્ "તમારા જન્મથી જૈન સૃષ્ટિ જયવંત વર્તે છે"—નમ્ર સંબોધન કરી એમના જેવા ધર્મવીર પુરુષ માટે અવશ્ય દેવગતિ જ હોય તેમ આપણને અનુમાન કરવા એમની જીવનદ્યુતિના પ્રસંગો પ્રેરે છે; જેથી તે સંબંધમાં પ્રસંગોપાત્ત કલ્પસૂત્રમાં નિવેદન કરેલો પ્રસ્તુત શ્લોક સાદર કરી વિરમીએ છીએ.

सद्धर्मः सुभगो नीरुक् सुस्वप्नः सुतपः कविः ।
सूचयत्यात्मनः श्रीमान् नरः स्वर्गगमागमौ ॥

ઉત્તમ ધર્મનું સેવન કરનાર, સુંદર ભાગ્યવાન્, નીરોગી, શુભ સ્વપ્નવાળા, સુંદર તપશ્ચરણ કરનાર, અને કવિ—આવા મનુષ્યોનું આગમન સ્વર્ગથી થયું છે અને તેઓ સ્વર્ગમાં જવાના છે, તેમ સૂચન થાય છે."

મુંબઇ
સં. ૨૦૦૯ આશ્વિન શુદિ ૧૦
વિજયાદશમી.
તા. ૧૮-૧૦-૧૯૫૩ શનિવાર

ફતેહચંદ ઝવેરભાઇ



આ પુસ્તકના લેખક

**સ્વ. મોતીચંદ ગિરધરલાલ કાપડિયા**

જન્મ તા. ૭-૧૨-૧૮૭૯ અવસાન તા. ૨૭-૩-૧૯૫

# સદ્‌ગત મોતીચંદ ગિરધરલાલ કાપડિયાની
# જીવન ઝરમર

ભાવનગર જૈન સમાજમાં અગ્રગણ્ય સ્થાન ભોગવતા શેઠ **આણંદજી પરશોતમ** નામના વિખ્યાત કુટુંબમાં સ્વ. **મોતીચંદ-ભાઈનો** જન્મ તા. ૭–૧૨–૧૮૭૯ માં ભાવનગરમાં થયેલો.

તેમના પિતાશ્રીનું નામ **ગિરધરલાલ** અને માતુશ્રીનું નામ **સમરથ** હતું. તેઓને **નેમચંદભાઈ, ઉત્તમચંદ** તથા **રતિલાલ** એમ ત્રણ ભાઈઓ હતા તથા એક **મોંઘીબેન** કે જેઓ અત્યારે હયાત છે. તેમને **મણીબેન** તથા **ચંદનબેન** એમ બે ધર્મપત્ની થયેલ. **હિંમતભાઇ, વિનયભાઇ, રસિકભાઈ, પ્રસન્નભાઇ, રવીન્દ્રભાઇ** એમ પાંચ પુત્રો પોતે મૂકતા ગયા.

શેઠ આણંદજી પરશોતમના કુટુંબમાં ધર્મના સંસ્કાર, વ્યવહારકુશળતા, દીર્ઘદ્રષ્ટાપણું અને સેવાભાવના જે હતી તે સ્વ. મોતીચંદભાઈમાં પૂરેપૂરી હતી.

તેઓનો અભ્યાસકાળ બી. એ. સુધીનો ભાવનગરમાં પસાર કર્યા પછી મુંબઈ આવી ઇ. સ. ૧૯૧૦ માં એલ.એલ. બી. સોલિસિટરની પરીક્ષા પસાર કરી અને તેમના મિત્ર સ્વ. દેવીદાસ જેકીશનદાસ સાથે મળી “ મેસર્સ મોતીચંદ એન્ડ દેવીદાસ ” નામની સોલિસિટરની ઓફિસની સ્થાપના કરી. જે

ઓફિસે સોલિસિટર્સ તરીકેના ક્ષેત્રમાં ઘણી વિદ્વત્તાભરી ઉન્નત કક્ષાની નામના મેળવી છે.

જૈન સમાજની જાણીતી વ્યકિત અને તેમના કાકા સ્વ. કુંવરજીભાઇ આણંદજીના ખોળામાં તેઓ ઉછરેલા અને તેમના ધર્મના સંસ્કાર, સાહિત્ય, ઊંડો અભ્યાસ અને વ્યવહાર-કુશળતા વિગેરે પ્રાપ્ત કરેલ.

ચાલીશ વરસ સુધી સોલિસિટર તરીકેની યશસ્વી કારકીર્દી ભોગવી તદ્ઉપરાંત જાહેર જીવનના અનેક ક્ષેત્રોમાં કિંમતી સેવાઓ અર્પી છે. તેમાંય જૈન સમાજની એવી એકે પ્રવૃત્તિ નહિ હોય જેમાં સ્વ. મોતીચંદભાઇનું નામ અગ્રસ્થાને જોડાયેલ નહિ હોય.

તેઓ કેળવણીમાં ખૂબ માનતા. પોતાના પુત્રોને વિલાયત મોકલી ઉચ્ચ શિક્ષણ અપાવેલ છે. તેઓ કહેતા કે–જે પિતા પોતાની બધી શકિત પુત્ર, પુત્રીના શિક્ષણમાં ખર્ચે તે સાચો વારસો આપનાર ગણાય છે.

મુંબઇમાં ઉચ્ચ શિક્ષણ માટે જૈન વિદ્યાર્થીઓને અભ્યાસ કરવાની મુશ્કેલી હતી. તે માટે પૂ. આચાર્ય શ્રી વિજયવલ્લભ-સૂરિજીની પ્રેરણાથી અને તે સમયના આગેવાન શેઠ મોતીલાલ મૂળજી અને શેઠ દેવકરણ મૂળજીના સહકારથી ઇ. સ. ૧૯૧૬ માં શ્રી મહાવીર જૈન વિદ્યાલયની સ્થાપના કરી અને જીવનના અંત સુધી તેના પ્રાણ બની તેના ઉત્કર્ષમાં સેવા અર્પી. આજે તે સંસ્થા ઉચ્ચ શિક્ષણના ક્ષેત્રમાં જે ઉચ્ચ કક્ષાનું કાર્ય કરી રહી છે તે તેમની સેવા, શ્રમનું આદર્શ પરિણામ અને પ્રતીક છે.

શ્રી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સ ભાવનગરમાં ભરાણી તેની સફળતામાં તેઓએ કિંમતી સેવા અર્પેલ. ત્યારથી તે સંસ્થાના પ્રત્યેક કાર્યમાં તેઓ મુખ્ય હોય. તેઓ કહેતા કે જૈન સમાજને ટકવા અને અવાજ રજૂ કરવા માટે " કૉન્ફરન્સ " સિવાય ચાલે તેમ નથી. તેના ઉત્કર્ષ અને તે દ્વારા સમાજના વિધ-વિધ પ્રશ્નોમાં માર્ગદર્શન અને કિંમતી સેવા અર્પી છે, સાથે તે સંસ્થાને અનેક ઝંઝાવાતોમાંથી પસાર થવું પડેલ છે તેમાંથી ટકાવી રાખવામાં તેઓનો ફાળો અદ્ભુત હતો. કૉન્ફરન્સના ઇતિહાસમાં તેઓની સેવા સદાય અમર રહેશે.

તેઓ માંગરોળ જૈન સભા અને કન્યાશાળા, શ્રી ઘોઘારી વિસાશ્રીમાળી જૈન દવાખાનું, તેમ જ કેળવણીની ઘણી સંસ્થાઓ સાથે અગ્રસ્થાને જોડાએલા હતા.

ધર્મની કે સમાજની કોઇ પણ સંસ્થાને બંધારણની કે કાયદાની સલાહ મોતીચંદભાઇની જ હોય.

શેઠ દેવકરણ મૂળજીની ચૌદ લાખની બાદશાહી સખાવતનું ટ્રસ્ટ કરાવનાર અને તેના એક ટ્રસ્ટી તેઓ હતા. તે ટ્રસ્ટને મુશ્કેલ પરિસ્થિતિમાંથી સાંગોપાંગ પાર ઉતારી મહાવીર જૈન વિદ્યાલયને જે ઉપયોગી યોજનાપૂર્વકનું લાભકારક કાર્ય કરી આપ્યું તે એક ટ્રસ્ટી તરીકેની કાર્યકુશળતા અને સેવા-ભાવના બતાવે છે. શેઠ દેવકરણ મૂળજી જૈન સસ્તા ભાડાની ચાલના પણ અન્તસુધી તેઓ ટ્રસ્ટી હતા.

આ પુસ્તક બહાર પાડનાર શ્રી ગોડીજી મહારાજ દેરાસર અને ધર્માદાખાતાના તેઓ . સુધી

તરીકે રહી સંસ્થાને વ્યવસ્થિત ચાલુ જમાનાને અનુરૂપ બંધારણીય બનાવવામાં અને તેના પ્રત્યેક કાર્યમાં ઘણો કિંમતી ફાળો આપ્યો છે અને તે સેવા તેમની ધર્મ તરફની શ્રદ્ધા અને ભાવના બતાવે છે.

તીર્થ અંગેના ઝઘડાનો કેસ ચાલતો. જે કેસ લડવા છેવટે લંડનમાં પ્રિવી કાઉન્સીલમાં જવું પડયું તો તે કેસ માટે વિલાયત ગયા અને પોતાની કાયદાની કુશાગ્રતા બતાવી, તીર્થ પ્રત્યેની ભાવના અને ફરજ અદા કરી બતાવી અને કેસમાં સફળતા પ્રાપ્ત કરી આવ્યા.

તેઓ વિશાળ દૃષ્ટિવાળા, વિકાસશીલ માનસવાળા અને જાહેરની પ્રત્યેક પ્રવૃત્તિમાં રસ લેવો જોઇએ તેવો વિચાર ધરાવનાર હતા જેથી જૈન સમાજ અને ધર્મના ક્ષેત્ર પૂરતી મર્યાદિત પોતાની સેવાને ન રાખતા સમસ્ત હિંદુસ્તાનની પહેલા નંબરની ગણાતી મુંબઇ મ્યુનીસીપલ કોરપોરેશનના એક અગ્રગણ્ય સભ્ય તરીકે ઈ. સ. ૧૯૨૮ માં પહેલી વખત ચુંટાઇ છૂટા છૂટા પંદર વર્ષ સેવા આપી.

બીજા વિશ્વયુદ્ધ દરમ્યાન રાષ્ટ્રસેવકો જેલયાત્રાએ ગયા ત્યારે મુંબઈ મ્યુનીસીપાલીટીમાં કોંગ્રેસ પક્ષના નેતા તરીકે ત્રણ વર્ષ સુધી તેમણે કાર્ય કરી એક નેતા તરીકેની કાર્યદક્ષતા બતાવી આપી.

પૂજ્ય મહાત્મા ગાંધીજીએ દેશની આઝાદીની લડતની હાકલ કરી એટલે સેવાનિષ્ઠ આત્મા કેમ રહી શકે ? તેમનું ક્ષેત્ર સંકુચિત ન હતું. પોતાની દેશ તરફની ફરજનું ભાન હતું જેને

પરિણામે ઈ. સ. ૧૯૩૦ થી ૩૨ ની આઝાદીની લડત દરમ્યાન બે વર્ષ જેલવાસ આવ્યો જે તેમણે સહર્ષ ભોગવ્યો, અને રાજકીય ક્ષેત્રમાં દેશની સ્વતંત્રતા માટે તમન્ના કેવી છે તે બતાવી આપ્યું. મુંબઈ પ્રાંતિક કોંગ્રેસ કમીટીમાં પણ તેઓ અવારનવાર ચુંટાઇ સેવા કરતા.

તેમનું જીવન એકમાર્ગીય ન હતું, સર્વદેશીય હતું. જેવો તેમનો ઉજ્જવળ કર્મયોગ હતો તેવો જ ઉજ્જવળ જ્ઞાનયોગ હતો.

તેઓનું વાંચન વિશાળ હતું. જૈનસાહિત્યના ઊંડા અભ્યાસી અને તત્ત્વચિંતક હતા. સંસ્કૃત-પ્રાકૃત ભાષાનો પણ અભ્યાસ કરેલો. તેમને નાનપણથી સાહિત્ય વાંચનનો, પત્રો વાંચવાનો શોખ હતો. તેઓ વિદ્યાર્થી અવસ્થામાંથી લેખનપ્રવૃત્તિ તરફ વળેલા હતા. ભાવનગરમાં તેમના કાકા સ્વ. કુંવરજીભાઇ આણંદજીએ શરૂ કરેલ જૈન ધર્મ પ્રસારક સભા મારફત શ્રી જૈન ધર્મ પ્રકાશ માસિકમાં નિયમિત "મૌક્તિક"ના ઉપનામથી વિદ્વત્તાભર્યા લેખો લખતા.

સાક્ષરોની સાહિત્ય પરિષદ સાથે જોડાયેલા હતા અને એક સાક્ષર તરીકે અભ્યાસપૂર્ણ વ્યાખ્યાનો અને ચર્ચાઓ કરતા.

તેઓનું લેખન સાહિત્ય બહોળું આપણી સમક્ષ પડયું છે કે જેના ઉપર વિદ્વાનોએ પ્રશંસાના પુષ્પો વેર્યા છે.

મુખ્યત્વે તેઓએ જૈન પૂર્વાચાર્યોની વિશિષ્ટ કૃતિઓના સવિસ્તર વિવેચનો કરેલા છે. સૌથી પ્રથમ ઈ. સ. ૧૯૦૯માં

પૂજ્ય મુનિસુંદરસૂરિએ રચેલ અધ્યાત્મજ્ઞાનનો દ્રવ્યાનુયોગ ઉપરનો ગ્રંથ "અધ્યાત્મકલ્પદ્રુમ" ઉપર અભ્યાસપૂર્ણ વિવેચન કરી બહાર પાડયું કે જેની ચાર આવૃત્તિઓ બહાર પડી ચૂકેલ છે તે તેમની લેખનશૈલીની અને જ્ઞાનની લોકપ્રિયતા પૂરવાર કરે છે. ત્યારપછી શ્રી આનંદઘનજીના પચાસ પદો ઉપર આધ્યાત્મિક દૃષ્ટિએ વિવેચન કરી "આનંદઘન પદ્યરત્નાવલી" નામનો પહેલો ભાગ બહાર પાડયો, પૂજ્ય સિદ્ધર્ષિગણિએ રચેલ "ઉપમિતિભવપ્રપંચાકથા" સંસ્કૃત ભાષા સાહિત્યના ભવ્ય ગ્રંથનો અદ્યતન અનુવાદ ત્રણ ભાગમાં બહાર પાડયો કે જે પુસ્તકો ઉપર તો અભ્યાસી પૂ. આચાર્યોએ પણ મુક્તકંઠે પ્રશંસા કરી છે, વૈરાગ્યરસપ્રધાન "શાન્તસુધારસ" મહાકાવ્ય ઉપર સુંદર વિવેચન પ્રકટ કર્યું, ડો. બુલ્હરે લખેલ શ્રીમદ્ હેમચંદ્રાચાર્યના જીવનચરિત્રનો અનુવાદ કર્યો, ઉપરાંત જૈનદૃષ્ટિએ યોગ, નવયુગનો જૈન, યશોધર ચરિત્ર, બહોત ગઇ થોડી રહી, યૂરોપનાં સંસ્મરણો, વ્યાપાર કૌશલ્ય, વ્યવહાર કૌશલ્ય, ધર્મ કૌશલ્ય એવા નાના મોટા પુસ્તકો તથા લેખો પ્રગટ થઈ ચૂકયા છે.

ઈ. સ. ૧૯૪૮ ના ઓગસ્ટ માસમાં મોટી માંદગીમાંથી પસાર થયા કે જેનાથી પોતે અશક્ત બનતા ધંધાદારી તેમજ જાહેર પ્રવૃત્તિઓમાંથી નિવૃત્ત થવું પડયું પણ લેખન પ્રવૃત્તિ જીવનના અંત સુધી સામયિકમાં દરરોજ ચાલુ રાખી.

તે ઉપરાંત તેમણે "પ્રશમરતિ" નામના ધર્મગ્રન્થ ઉપર ઘણી ઊંચી કક્ષાનું વિવેચન લખ્યું છે. આનંદઘનજીના બાકીના અઠાવન પદો અને ચોવીસી ઉપર વિવેચન કરેલ છે. તેમની ઇચ્છા પ્રભુ શ્રી મહાવીરસ્વામીના ચરિત્રને સવિસ્તર,

આદર્શ અને ઐતિહાસિક દૃષ્ટિએ, સંશોધનપૂર્ણ સમગ્ર સામગ્રી સાથે બહાર પાડવાની ભાવના હતી અને જે રૂપે પ્રભુ મહાવીરસ્વામીના પૂર્વભવનો ભાગ અને થોડો સત્તાવીશમો ભવ લખી રાખેલ છે. આ ઉપરાંત બે કર્મગ્રન્થ ઉપર તલસ્પર્શી વિવેચન લખેલ છે, તે સાથે આ " શેઠ મોતીશાહ શેઠનું જીવનચરિત્ર " બહાર પડે છે તે લખી રાખેલ. જૈન સમાજના આવા ધર્મપ્રેમી, દાનવીર, કર્મવીર નરરત્નનું ચરિત્ર કોઇએ લખેલ નહિ તે તેમણે પરિશ્રમ લઇ, જ્યાંથી જે માહિતીઓ મળી તે એકઠી કરી આદર્શ વ્યકિતનું જીવનચરિત્ર લખ્યું.

તેમના અપ્રકટ પુસ્તકો પ્રકાશન કરવાના પ્રયાસ થઈ રહ્યા છે, જેમાંથી શ્રી ગોડીજી મહારાજ જૈન દેરાસર અને ધર્માદા ખાતાના ટ્રસ્ટીઓએ જ્ઞાનવિભાગ તરફથી શેઠ મોતીશા શેઠનું જીવનચરિત્ર અને આનંદઘનજીના બાકીના અઠ્ઠાવન પદોનું વિવેચન એ બે પુસ્તકો બહાર પાડવા નિર્ણય કરેલ છે. આશા છે કે-જૈન સમાજની જ્ઞાનની સંસ્થાઓ આવા જૈન સમાજના સાક્ષર અને સેવાભાવી વ્યકિતનું અન્ય અપ્રકટ સાહિત્ય ત્વરિત બહાર પાડી જૈન સાહિત્યની સેવા બજાવશે.

તેઓના જીવનમાં ઘણા ગુણો વણાઈ ગયેલા હતા. જ્યારે સર્વ નિરાશ થઇ બેઠા હોય ત્યારે તેઓ આશાવાદમાં જ હોય, અને કહે કે પ્રયત્ન કરો, ઉજ્જવળ કિરણ મળશે; અને બને પણ તેમજ. તેઓ ઉદાર બુદ્ધિથી જુએ, આનંદ અને ઉલ્લાસમાં રહે, ઉમળકાથી બોલાવે, વ્યવહાર બુદ્ધિથી દલીલોથી ચર્ચા કરે પણ આગ્રહ ન રાખે, આતિથ્ય કરવામાં કોઇ દિવસ

ચૂકે નહિ, અવિરત પરિશ્રમ લેવો, કામ, કામ અને કામ કરવામાં જ માને.

સમજણુ અવસ્થા શરુ કરી, વિદ્યાર્થી અવસ્થામાં, યુરોપ ગયાં, જાહેર જીવનમાં રહ્યા, ધંધાદારી પ્રવૃત્તિમાં રહ્યા અને શરીર ચાલ્યું ત્યાં સુધી સામાયિક અને પ્રભુપૂજા ન ચૂકયા તે તેમની કાર્યનિષ્ઠા અને શ્રદ્ધા બતાવે છે. તેમના સાહિત્યના ફાળામાં મુખ્યત્વે સામાયિકે જ ભાગ ભજવ્યો છે.

તેઓએ એશઆરામ શું તે જાણ્યો નથી. વીશ વરસ વિધુર જીવન ગાળ્યું, પણ એકલવાયાપણું લાગ્યું નથી કારણ કે તેઓ જનસેવા, ધર્મસેવા અને વૈરાગ્યમય ભાવનામાં જ પ્રવૃત્ત રહેતા. નમ્રતા ગુણ તેમનો અજબ હતો.

આવી વ્યકિતના જેટલા ગુણો ગાઈએ તેટલા થોડા છે, અને આજે આવી અણમોલ વ્યકિત આપણી વચ્ચે નથી તેનું દુઃખ થાય; પરંતુ જૈન ધર્મના કર્મના સિદ્ધાંતાનુસાર માનવીને જન્મ અને મરણના ભયો અવશ્ય નિર્માણ છે; છતાં તેમની સાહિત્યસેવા, ધર્મસેવા અને સમાજસેવા, સદાય સ્મરણ કરાવતી અમર છે એટલે દેહરૂપે જીવંત નહિ પણ ચેતનરૂપે મોતીચંદભાઈ સદાય જીવંત છે. અને તેમના જીવનના ગુણોને અનુસરી માનવજીવનને કૃતાર્થ કરતા રહીએ એ ભાવનાપૂર્વક ગત આત્માને અંજલિ અર્પતાં શાન્તિની પ્રાર્થના કરીએ છીએ.

સં. ૨૦૦૫
ભાદરવા વદ ૧૩ સોમવાર,
ઘાટકોપર—( મુંબઈ )

લી. નમ્ર સેવક,
**છોટાલાલ ગિરધરલાલ શાહ.**

# અ નુ ક્ર મ



॥ श्रीगोडीपार्श्वनाथाय नमः ॥

## મુંબઈના નામાંકિત નાગરિક

# શેઠ મોતીશાહ

( ૧ )

### વિક્રમની ઓગણીસમી શતાબ્દિ.

જે સમયની આ પૃષ્ઠોમાં વાત કરવાની છે તે વિક્રમની ઓગણીસમી સદીનો સમય છે. એટલે ઇ. સ ૧૭૪૪ થી ૧૮૪૪ ના સમયની આમાં કેટલીક હકીકતો આવશે. પ્લાસીનું યુદ્ધ થઇ ગયું હતું. (ઇ. સ. ૧૭૫૬) કંપની સરકારે પોતાનાં મથકો વ્યાપારને નિમિત્તે ઠામ ઠામ જમાવી દીધાં હતાં. બંગાળ, બિહારની જમાબંધી મેળવવાના હક્કો મુગલ શહેનશાહો પાસેથી મેળવી ત્યાં છેવટે પોતાની આણ જમાવી દીધી હતી. દક્ષિણમાં મદ્રાસથી શરૂ કરી ધીમે ધીમે ફ્રેન્ચ અને પોર્ટુગલ સરકારોને હસ્તક નામનાં સ્થાનો રહેવા દઇ જમાવટ કરી હતી અને સીંધીઆ, ભોંસલે, પેશ્વા, ગાયકવાડ વિગેરે પર ધીમે ધીમે પણ મક્કમ પ્રકારે સામ્રાજ્ય જમાવવાનો આ સમય હતો. આપણી વાત એ મધ્યકાલીન સંધિકાળની છે.

હિંદુસ્તાનની પ્રજા રાજ્યોના અંદરઅંદરના કુસંપથી ત્રાસી ગયેલી હતી, જાનમાલની સલામતી બહુ ઓછી હતી. લોકોમાં શૂરાતન ઘણું હતું. પ્રાંતીય અથવા સ્થાનિક અસ્મિતા ઘણી હતી. સ્વદેશપ્રેમ એટલે સ્વરાજ્યનો પ્રેમ સમજાતો હતો. રાજપૂતો રાજપૂતો સાથે લડવામાં મગરૂબી લેતા હતા, મરાઠા મરાઠા સામે મોરચા માંડવામાં ગૌરવ લેતા હતા અને મુગલ શહેનશાહને શિર ઝૂકાવવામાં રાજનીતિ સમજતા હતા. અમુક અપવાદ બાદ કરતાં તે સમયે દેશમાં જે અસ્મિતા હતી તે પ્રાંતીય હતી અને તેમાં પણ સ્વાર્થ ખાતર પરકોમ કે પરદેશી સાથે સહકાર કરીને સ્વાર્થ સાધવામાં કોઇ જાતનો વાંધો તે વખતની જનતાને લાગતો નહોતો. આ સર્વમાં અપવાદ જરૂર હતા, પણ તે આંગળીના ટેરવા પર ગણાય તેટલા હોઇ, ઓગણીશમી સદીની શરૂઆતમાં રાજકીય પરિસ્થિતિ સામાન્ય રીતે આવા પ્રકારની હતી એમ કહી શકાય.

હિંદ નાનાં નાનાં રાજ્યોમાં વહેંચાઈ ગયેલું હતું. રાજ્યોને અંદરઅંદર પ્રેમ નહોતો. સ્પર્ધા અને હરીફાઇ અનેક વખત દ્વેષ અને ઇર્ષ્યાનો આકાર લેતા હતા. એક બીજાને નરમ પાડવામાં શક્તિ અને સ્થિતિનો ઉપયોગ થતો હતો અને એક બીજાને સામસામે મૂકી મદદ કરવાને નામે પરરાજ્યનો પ્રવેશ દેશમાં થતો હતો તે વિચારવાની દીર્ઘદૃષ્ટિનો બહુધા અભાવ હતો.

લડાયક કોમો સિવાયની સામાન્ય જનતા રાજકારણમાં રસ લેતી ન હતી, પણ એને પોતાની સ્થિતિની નિરંતર ચિંતા રહેતી હતી. ધનવાનો ધનને જમીનમાં દાટી રાખી

ગુમ રાખતાં હતા અને ગરીબ વર્ગ જેમ તેમ જીવન ગુજારતો હતો. દેશપરદેશના વ્યવહારનાં સાધનો અતિ અલ્પ હોઈ અફવાઓ ખૂબ ચાલતી હતી અને અમુક પાડોશી કે દૂરના રાજાઓ ચડી આવશે એવી ગભરાટની વાતો ચાલ્યા જ કરતી હતી. રાજકથા અને દેશકથામાં લોકો સમય વીતાડતા હતા અને અવ્યવસ્થિત રીતે જીવનવ્યવહાર કરતા હોઈ આખો વખત ગભરાટમાં રહેતા હતા. એમને દરીએ જતાં ચાંચીઆનો ભય હતો, હિંદમાં ફરતા લૂંટારા પીંઢારા અને ફાંસીઆનો ભય હતો અને રાજાઓના રાજ્ય કરવાના દૈવી હક્કના સ્વીકારને પરિણામે એક વ્યક્તિના વિચાર કે દોરવણી પર કામ લેવાને ટેવાઈ જવું પડતું હતું. કોઈ વિશાળ વિચારનો રાજા રાજ્ય કરે તો પ્રજાની સુખ–સગવડનો તે વિચાર કરતો અને કોઈ વાર અંધેર પણ ચાલતું.

સાંસારિક વ્યવહારમાં જ્ઞાતિઓ ઘણી મજબૂત હતી. પોતાના જ્ઞાતિજનોને અંદરઅંદર ઝગડા થાય તેનો નિકાલ પંચ મારફત થતો. જ્ઞાતિના અગ્રેસરો અને શેઠો જ્ઞાતિજનો માટે ચીવટ રાખતા હતા અને એકંદરે લોકો 'નાતે તરવું અને નાતે મરવું' એ વાતમાં ગૌરવ લેવાનું શીખી ગયા હતા. જ્ઞાતિના ઝગડા રાજદરબારે કદી જતા નહિ અને સાંસારિક–વ્યાવહારિક બાબતમાં જ્ઞાતિના કાર્યકરોને એક પ્રકારનું સ્વરાજ હતું. એની વિગતોમાં ઉતરીએ તો એમાં ઘણા લાભો તે સમયની આજુબાજુની પરિસ્થિતિને લઈને હતા, પણ એમાં અનેક પ્રકારના કચવાટને પણ સ્થાન મળતું હતું.

સામાન્ય જનતાનો મુખ્ય ઉદ્યોગ ખેતીનો હતો. વાણીઆ વર્ગ તો વ્યવસાય કે ધંધામાં રક્ત હતો. સાહસિક વ્યાપારીઓ ચીન, આફ્રિકા અને જાવા સુધી પણ જતા હતા. વહાણથી વ્યવસાય દૂર દેશ સાથે ચાલતો હતો. હુંડીપત્રીથી પણ દૂર દેશ સાથે લેવડદેવડ થતી હતી અને કેટલાક સાહસિકો પરદેશમાં જઈને પેઢીઓ પણ જમાવતા હતા.

રીતરિવાજની નજરે જોઈએ તો મુસલમાન રાજ્ય થયા પછી બાળલગ્નનો રિવાજ વધી ગયો હતો અને તે વખતે તેનાં કારણો પણ હતાં. લોકો એ રિવાજને આધીન થઈ ગયા હતા. સ્ત્રીઓમાં કેળવણી લગભગ નહિવત્ હતી. એનું સ્થાન ઘરમાં જ હતું. સંયુક્ત કુટુંબ–ભાવનાને પૂરેપૂરું સ્થાન હતું અને ભાઈઓથી જૂદા થવાની વાત કરવી એ બાબતને પણ તત્સમય-ના વ્યવહારથી અતિરેક માનવામાં આવતો હતો. પ્રાયઃ પોતાના બાપદાદાના ધંધામાં એની પ્રજા દાખલ થઈ જતી હતી એટલે લુહારનો દીકરો લુહાર થાય અને સુતારનો દીકરો સુતાર થાય એવી તે સમયની રીતિ હતી. પુત્ર પુત્રીના લગ્નનો બોજો અને અધિકાર પિતા અથવા વડીલ વર્ગને માથે હતો. એમાં પુત્ર પુત્રીની ઈચ્છાને બિલકુલ સ્થાન ન હતું. 'દીકરી ને ગાય, જ્યાં દોરે ત્યાં જાય' એવી તે સમયની માન્યતા હતી. ઘણે ભાગે બહુ નાની વયમાં અને ઘણીવાર તો ઘોડિયામાં બાળકો પોઢ્યાં હોય તે સમયે તેમના વેવિશાળ–સંબંધ તેમના બાપ કે વડિલ કરી નાખતા હતા. લગ્ન સંબંધી તકરાર કે વાંધાનો નિકાલ કરવાનો સર્વ અધિકાર જ્ઞાતિને એટલે જ્ઞાતિના આગે-વાનોને કુલ સ્વાધીન હતો. જ્ઞાતિઓ પારાવાર હતી. બ્રાહ્મણની

ચોરાશી નાતો કહેવાતી હતી. વાણીઆમાં તેથી પણ વધારે હતી. કન્યા લેવડદેવડનું ક્ષેત્ર પ્રાંતથી પણ મર્યાદિત હતું. તે વખતે દૂર દેશમાં કન્યા આપવામાં અવરજવરના સાધનોની અલ્પતાને કારણે અગવડ પણ હતી. અનેક કારણોને લઇને જ્ઞાતિ, પેટા જ્ઞાતિ, પેટાની પેટા જ્ઞાતિ અને પ્રાંતિક ભેદનો રિવાજ તે સમયે ચાલતો હતો. કેળવણીની નજરે જોઇએ તો થોડા બ્રાહ્મણો ખૂબ અભ્યાસ કરતા હતા અને કોઈ સાહસિક કાશી સુધી અભ્યાસ કરવા જતા હતા. વાણીઆ નામું, આંક અને હિસાબ ભણતા અને કોઇ પંચોપાખ્યાન ભણે તે બહુ કુશળ ગણાતો હતો. આ સદીમાં અંગ્રેજી ભાષાના અભ્યાસની શરૂઆત ઘણા નાના પાયા પર થઇ હતી. સ્ત્રીઓમાં લગભગ તદ્દન અજ્ઞાન હતું. તેઓ કથા, વાર્તા કે વ્યાખ્યાન સાંભળતી અને ઘરગથ્થુ કથાઓ છોકરાંઓને કહેતી હતી એમ જણાય છે.

આવા પ્રકારની હિંદની પરિસ્થિતિ વિક્રમની ઓગણીસમી સદીમાં હતી. સામાન્ય ખ્યાલ આપવા આટલી હકીકત રજૂ કરી છે, બાકી વિગતો માટે તે સમયનું સાહિત્ય એટલું તો ઉપલબ્ધ છે કે–એના પર પુસ્તકો ભરી શકાય. અત્ર તે અનાવશ્યક છે.



( ૨ )

## તત્સમયની જૈનોની પરિસ્થિતિ.

ઓગણીસમી સદીમાં જૈનોની પરિસ્થિતિ કેવી હતી તે પણ સંક્ષેપમાં જાણી લેવું જરૂરી છે. જૈનોનું મુખ્ય સ્થાન વેપારમાં હતું. જૈન શબ્દ તે વખતે બહુ પ્રચલિત હોય એમ લાગતું નથી, પણ ગુજરાત કાઠીઆવાડમાં 'શ્રાવક' શબ્દ વધારે ઘરઘથ્થુ જણાય છે. જૈનોનો મોટો ભાગ તે સમયે ગુજરાત, કાઠીયાવાડ, કચ્છ અને મારવાડમાં હતો. તેમાં મૂર્તિપૂજક અને સ્થાનકવાસી એવા બે વિભાગ હતા. સ્થાનકવાસી સંબંધી કાંઇ વિશેષ ઉલ્લેખો મળતા નથી એટલે એની સંખ્યા અને અગત્ય અલ્પ હશે એમ સહજ અનુમાન થાય છે. તે યુગમાં તેઓ ઢુંઢક અથવા ઢુંઢિયાના નામથી પ્રસિદ્ધ હતા. મૂર્તિપૂજક શ્રાવકો વ્યાપારનાં ક્ષેત્રો સારી રીતે ખેડતા હતા. નાના ગામડામાં શેઠીઆઓનું સ્થાન મોટે ભાગે શ્રાવક વર્ગને હતું. મોટા ગામ કે શહેરમાં વ્યાપાર તેઓ ખેડતા હતા અને અન્ય કોમો સાથે હળીમળીને ચાલતા હતા. પૈસાની લેવડદેવડ, શરાફીનો ધંધો તેમના હાથમાં મોટા પાયા પર હતો. મોટા વેપારીઓ સારી આંટ જમાવતા હતા. દેશપરદેશમાં તેમની હુંડીઓ ચાલતી હતી અને (ક્રેડીટ) આબરુની બાબતમાં

તેઓ 'પાદશાહ'ની સાથે પણ હરીફાઈ કરતા હતા. પાદશાહ તો શાહનો ચોથો ભાગ ગણાય એમ તેઓ બોલતા હતા (પાદ એટલે ચોથો ભાગ), અને પોતાની આબરુ જાળવવા ગમે તેટલો ભોગ આપતા હતા. બાપનું દેવું દીકરો આપે એ તો તદ્દન સ્વાભાવિક હતું. મુદ્દતનો વાંધો કોઈ લેતું નહિ અને વડીલોને દેવામાંથી મુક્ત કરવાની ભાવના ચોમેર પ્રસરી રહેલી હતી.

કેટલાક જૈનો વહાણવટાનો ધંધો કરતા હતા. ખાસ કરીને કંઠાળના પ્રદેશના જૈનો દૂર દેશનો વેપાર કરતા હતા. પોતાનાં વહાણો રાખતા અને નૂર(ફ્રેઈટ)ની આવક ઉપર પોતાનો વ્યવહાર ચલાવતા તેમજ પરદેશ ચીજો મોકલતા અને કેટલાક સાહસિકો દૂર દેશ જતા પણ ખરા. તેમની વ્યાપારકુશળતાની અનેક પ્રચલિત વાતો પ્રસિદ્ધ છે. લંકા, ઝાંઝીબાર અને ચીનના તેમના વ્યવહારના અનેક દાખલાઓ છે અને સુમાત્રા, જાવા જવાની વાતો પણ સુપ્રસિદ્ધ છે. તે વખતે એવી પણ માન્યતા હતી કે 'જે જાય જાવે, તે પાછો ન આવે; અને આવે તો પરિયાના પરિયા ચાવે તેટલું ધન લાવે.' એનો આશય એમ સમજાય છે કે જાવા તે સમયે એટલું દૂર હતું અને સાધનો એટલાં અચોક્કસ હતાં કે ઘણાખરા તો ત્યાં જાય તે પાછા આવે જ નહિ, પણ ત્યાંનો વ્યાપાર એટલો સારો હતો કે જો ત્યાં જનાર સાહસિક પાછો આવે તો એની પ્રજાની પ્રજા એટલે સાત પેઢી સુધી ચાલે એટલું ધન કમાઈને લાવે. આ વહાણવટાની બાબત ખાસ પ્રસ્તુત હોઈ તે પર અત્ર ઉલ્લેખ કર્યો છે, તેની અગત્ય આગળ સમજાશે.

એ ઉપરાંત થોડાક બુદ્ધિશાળી લોકો રાજદરબારમાં ભાગ

લેતા. અનેક મોટાં રાજ્યોના સચિવો, મંત્રીઓ, પ્રધાનો અને દિવાનો જૈન હતા. વસુલાતી ખાતાના કામમાં વાણીઆ–જૈનોને ખાસ સ્થાન હતું. કાઠિયાવાડના લગભગ દરેક રાજ્યમાં સલાહ-કાર–મંત્રીપદ વાણીઆને મળતું હતું અને એક કહેવત તે વખતે પડી ગઈ હતી કે 'વાણીઆ વગર રાજા રાવણનું રાજ્ય ગયું.' વાણીઆની સલાહ મોટે ભાગે દુરંદેશી–ભરેલી અને લાંબી નજરની હોવાને કારણે આવું વિચાર–વાતાવરણ સ્થાપવા તત્સમયના વાણીઆ શક્તિમાન થયા હશે, એવું સહજ અનુમાન થાય છે.

શ્રાવકો આરંભ–સમારંભ જેમાં બહુ થાય એવો ધંધો બહુધા કરતા નહોતા, પણ એવી રીતે આરંભ સમારંભથી તૈયાર થયેલી ચીજોનો વ્યાપાર કરતા હતા. વ્યાપારમાં લાભ મેળવવાની તેઓની શક્તિ અને આવડતની ખાસ પ્રશંસા થતી હતી અને અન્ય કોમોની વ્યક્તિઓને માંહોમાંહે ઝગડો થાય તો તેમાં લવાદ કે પંચ તરીકે પણ વાણીઆઓને બહુધા કામ સોંપવામાં આવતું હતું. વાણીઆઓની તોડ કાઢવાની શક્તિ ખાસ પ્રશંસા પામી હતી, એમ તે સમયના સાહિત્ય અને લોકકથાઓથી જણાય છે.

સાંસારિક રીત–રિવાજો સર્વ પ્રકારે હિંદુ વર્ગને અનુરૂપ હતા. તેમની લગ્નક્રિયા બ્રાહ્મણો બ્રાહ્મવિધિ પ્રમાણે કરાવતા હતા. જૈનોમાં વાણીઆ–વણિક વર્ગ મુખ્યત્વે કરીને હતો, પણ તે ઉપરાંત બ્રાહ્મણ, લુહાણા, પાટીદાર, પટવા વિગેરે અનેક કોમો જૈનધર્મ પાળતી હતી. જ્ઞાતિના મેળાવડા કે સાજનાને

'નાત' મળી છે એમ કહેવામાં આવતું હતું અને ધાર્મિક મેળાવડાને 'સંઘ' કહેવામાં આવતો હતો. જ્ઞાતિઓ કેટલીક એવી પણ હતી કે જેમાં જૈન તથા જૈનેતર બન્ને સાથે હોય. કન્યાની લેવડદેવડ જ્ઞાતિજનોમાં જ થતી હતી. પ્રાંતિક તફાવતો પણ ઘણા હતા. ઓશવાળ, શ્રીમાળ અને પોરવાડ એ વણિકો જૈનોની મુખ્ય જ્ઞાતિઓ હતી. તે ઉપરાંત નાગર વાણીઆ, મોઢ, કપોળ પણ જૈનધર્મ પાળનારા હતા. તેઓએ તે સદીમાં કરાવેલી પ્રતિષ્ઠાના અનેક લેખો મોજુદ છે. કન્યાની લેવડદેવડ અને લગ્નની બાબત પર જ્ઞાતિઓ ધ્યાન આપતી હતી. ધર્મ વિરુદ્ધ ગુન્હાઓની ખબર સંઘ લેતો હતો. એકની એક જ્ઞાતિની અંદર જૈન હોય તે જૈનેતરની સાથે અરસપરસ કન્યાની લેવડદેવડ કરી શકતા હતા.

નાના ગામડાઓમાં જૈન વણિકો શેઠનું સ્થાન ભોગવતા હતા. તેઓ મુખ્યત્વે પૈસાની લેવડ-દેવડ કરતા હતા. ગરીબ હોય તો તેલપળીનો વેપાર કરી ઉદરનિર્વાહ કરતા હતા. બનતાં સુધી વેપાર તરફ તેઓનું ધ્યાન વધારે હતું. કાં તો વેપાર કરવો અથવા વ્યાપારીની નોકરી કરવી એવો એનો જીવન ઉદ્દેશ રહેતો હતો. એના સંસ્કારો અહિંસાના હોઇ એ મહા-આરંભના કાર્યથી બને ત્યાં સુધી દૂર રહેતો હતો. પણ એ મહાપરિગ્રહથી દૂર રહેતો હોય એમ લાગતું નથી. સંરક્ષણ વૃત્તિ એનામાં જન્મથી જાગ્રત રહેતી હતી. કોઇ કોઇ જૈન વણિકો લડાઈમાં પણ જતા હતા અને ભારે શૂરાતન દાખવતા હતા, પણ સંગ્રામ કાર્ય એને માટે આકસ્મિક અથવા આપવાદિક જ હતું. પૈસા મેળવવાના એ અનેક માર્ગો શોધી લેતા.

થોડાક જાતે ખેતી કરતા, પણ ઘણાખરા ખેડૂતોને ધીરધાર કરતા. કેળવણીના ક્ષેત્રમાં જોઈએ તો, ઘણાખરા વણિકો લખી વાંચી જાણે તેટલું જ્ઞાન મેળવતા હોય એમ જણાય છે. નામું લખવામાં અને હિસાબ ગણવામાં વણિકોની કુશળતા તે સમયે પણ ખૂબ પ્રશંસા પામી હતી એમ જણાય છે. સ્ત્રી કેળવણી લગભગ નહોતી એમ કહીએ તો ચાલે, છતાં સાધ્વીઓ થોડો થોડો અભ્યાસ કરતી હતી. એકંદરે તે સમયની કેળવણીના ધોરણ પ્રમાણે જૈન વણિક ભણેલા, સલાહ લેવા લાયક અને નામાં કે ગણતરીના કામમાં કુશળ ગણાતા હતા.

નૈતિક વ્યવહાર જૈનોનો કેવા પ્રકારનો હતો તે માટે કાંઈ ખાસ નોંધવા લાયક હકીકત મળતી નથી. એકંદરે પૈસા મેળાવવાના અને સંગ્રહ કરવાના ધોરણ પર તેઓની જીવનરચના રચાયલી હોવાથી તેઓનો નૈતિક વ્યવહાર મધ્યમ પ્રકારનો હશે એમ ધારી શકાય. તેઓ ક્રેડિટ—આંટની બાબતમાં બહુ ચુસ્ત અને મક્કમ હોય એમ અનેક દાખલાઓ પરથી જણાય છે. કાઠિયાવાડ કે ગુજરાતનાં બંદરમાં રહી વેપાર કરનારની આંટ બ્હેરીન* અને સુમાત્રા સુધી ચાલતી હતી અને શાહસોદાગરોની આંટ ખાસ વિખ્યાતિ પામેલી હતી. કોઇ પણ રીતે બાપદાદાને કરજમાંથી છોડાવવાની વૃત્તિ એના સંસ્કારમાં એટલી જામેલી હતી કે દેવું દેવાય નહિ ત્યાં સુધી એને નિરાંત વળતી નહોતી. આ દૃષ્ટિએ જોતાં અને મુદત જવાની વાત તો તે વખતે પ્રચલિત ન હોવાને કારણે એકંદરે લોકોની નીતિ સારી હતી એવા અનુમાન પર આવીએ તો તેમાં ખોટું ન ગણાય.

* મોતીના વેપાર માટેનું અરબસ્તાનમાં જાણીતું બંદર.

વ્યાપારમાં જૈનોનું સ્થાન કેવા પ્રકારનું હતું તે તે વખતની પેઢીઓનાં કેટલાંક સ્મરણો આ વિવેચનમાં આગળ જતાં આવશે તે પરથી જણાશે, પણ અત્ર તો તેઓની આંટ કેટલી મજબૂત હતી તેટલી જ વાત પ્રસ્તુત છે. આગલા પ્રકરણમાં 'શાહ' ની આંટ પર જે વિવેચન કર્યું છે તે આબાદ જન વણિકને લાગુ પડે છે. 'શાહ' શબ્દનો ઉપયોગ જૈન વણિકને જ બહુધા નિર્દેશે છે એ વાત જગજાહેર છે.

તે યુગમાં જૈનોનો દ્રવ્યવ્યય મુખ્યત્વે દેરાસરો બંધાવવામાં થતો હતો એમ જૂદા જૂદા ઉલ્લેખોથી જણાય છે. ઠામઠામ ધર્મશાળાઓ બાંધવી એ દ્રવ્યવ્યયનો બીજો પ્રકાર હતો. કવચિત્ ધર્મક્રિયા કરવા માટે ઉપાશ્રયો બાંધવાના પણ ઉલ્લેખ છે. આગળ જતાં અનેક હકીકતો આવશે તેમાં કેટલીક વિગતો દ્રવ્યવ્યયની આપી છે તે પરથી જણાય છે કે જૈનો સામાજિક કાર્યમાં પોતાનાં દ્રવ્યનો વ્યય ધર્મ કે જ્ઞાતિનો ભેદ રાખ્યા વગર કરતા હતા. જ્ઞાતિ કે સંઘજમણ એ પણ એક દ્રવ્યવ્યયનો પ્રકાર હતો અને કેટલાક કંજુસ માણસો પણ તે યુગમાં આવા પ્રકારના ધનવ્યયમાં ગૌરવ માનતા હતા અને તે ઉપરથી એક કહેવત પડી ગઇ હતી કે "પેટે પાટા બાંધતા, મખ્ખીચુસ કંજુસ, પણ વરઘોડે વાણીઆ, ખરચી થાયે ખુશ." એકંદરે વણિક જૈનો ઉદાર હતા એમ જણાય છે.

જૈન સાધુ વર્ગની સ્થિતિ પર વિચાર કરતાં ઓગણીશમી સદી તદ્દન ઠંડી પડી ગયેલી હોય એમ લાગ્યા વગર રહે તેમ નથી. મુસ્લીમ યુગમાં જે સંરક્ષણવૃત્તિ જન્મ પામી હતી તે ચાલુ રહી, તેથી જૈનના અમુક સાહિત્યનું રક્ષણ થયું, પણ

એને ઉકેલીને વાંચનાર ઘણા ઓછા નીકળ્યા, તેને પરિણામે એનો નાશ તો ન થયો પણ એનાં પાનાં સામસામા ચોંટી ગયાં. સાધુઓમાં શિથિલાચાર વધતો ચાલ્યો, સાધુસંખ્યા ઘટતી ચાલી અને જ્ઞાન એટલું બધું કટાઈ જતું ચાલ્યું કે આખી સદીમાં એક પણ સંસ્કારી સંસ્કૃત લેખક થયો નહિ. પ્રાયે બાળબોધ વાંચીને ચલાવ્યે રાખ્યું. જ્ઞાનમાં સમર્થ લેખક અને નૈયાયિક ઉપાધ્યાય શ્રી યશોવિજયજીની કક્ષામાં બેસે એવો એક પણ વિદ્વાન્ આખી સદીમાં થયો નથી. ગુજરાતી રાસ સાહિત્ય વધ્યું. શ્રીપદ્મવિજયજી અને વીરવિજયજી જેવા સારા ગુજરાતી કવિઓ થયા. સાધ્વીઓની સ્થિતિ વધારે ઘસાતી જ ચાલી. શ્રાવક વર્ગમાં એક પણ જાણીતો લેખક થયો હોય તેમ જણાતું નથી અને શ્રાવિકાઓનું સ્થાન તો છોકરાં ઉછેરવાનું અને ઘર સંભાળવાનું હોઈ તેમાં કાંઈ પ્રગતિ થઇ નહિ. સાહિત્યની નજરે આ આખી સદી એકંદરે ઘણી નિર્બળ થઇ ગણાય.

આ યુગમાં પ્રતિષ્ઠા મહોત્સવો અને સંઘો સારી સંખ્યામાં નીકળ્યા હોય તેમ જણાય છે. સંવત ૧૮૯૩ માં શેઠ મોતીશાહના પુત્ર ખીમચંદભાઇએ પાલીતાણાનો સંઘ કાઢ્યો તેનું અદ્ભુત વર્ણન આગળ જોવાશે. એ સદીની આખરે શેઠ હઠીસંગ કેશરીસંગ, શેઠ મગનભાઈ કરમચંદ અને શેઠ હરિભાઈ વખતચંદે અમદાવાદથી ઘણો મોટો સંઘ કાઢયો પણ દશમે દિવસે મોટું વિઘ્ન આવતાં સંઘ વીંખાઈ ગયો. એની વિગતો વાંચતાં એ સદીમાં સંઘ કાઢવામાં મોટું પુણ્ય બંધાય છે એ વાતને ખૂબ પ્રાધાન્ય મળતું હશે એમ જણાય છે. લોકોની ધર્મભાવના ભોળાભાવની, સરળ અને સાદી હોય એમ સહજ અનુમાન થાય છે.

રિવાજોમાં તો અત્યારે વીસમી સદીમાં જે ચાલે છે તે ઓગણીસમી સદીનો વારસો છે. ફેર માત્ર બાળલગ્નમાં પડી ગયો છે. તે યુગમાં બાળલગ્નો ખૂબ થતાં હતાં. નાનપણના વેવિશાળ એ એક જ તેનું કારણ હતું. લોકસુખાકારી સારી રહેતી હોય એમ લાગે છે. દેશમાંથી ધન ઓછું થવા માંડયું હતું, પણ આ આખી સદીમાં દેશના ધને પરદેશ પગ કરવા માંડ્યા છે તે જણાયું નહોતું. લોકોને શાંતિ અને સ્થિરતા જોઈતી હતી, તે નજરે દેખાતાં અંદરથી શું નુકસાન થાય છે અને પરતંત્રતાને પરિણામે વીસમી સદી કેવી કફોડી સ્થિતિમાં મૂકાશે તેનો ખ્યાલ કરવાની દીર્ઘદૃષ્ટિ તે વખતે વિશિષ્ટ વિચારકોના વિચારપથમાં આવી હોય તેમ લાગતું નથી.

હિંદનાં નાના મોટાં રાજ્યો વચ્ચે બ્રિટિશ સરકાર સાર્વભૌમત્વ પ્રાપ્ત કર્યે જતી હતી અને અંદરઅંદરના કુસંપનો લાભ લઈ પોતાની સત્તાનું ક્ષેત્ર આગળ ધપાવ્યે જતી હતી. આવા યુગની આ વાત છે.

卐

( ૨ )

## ખંભાતથી મુંબઇ.

અરબી સમુદ્રની એક અણી ગુજરાત અને કાઠિયાવાડને જુદા પાડે છે, તેને **ખંભાતનો અખાત** કહેવામાં આવે છે. એ અખાતની શરૂઆત દીવથી થાય છે. એના પૂર્વ-ઉત્તર ભાગે ખંભાત શહેર આવેલું છે. એ શહેરનું સ્થાન એવું અભિનવ છે કે એણે આખા અખાતને પોતાનું નામ અપાવરાવ્યું છે. મહાન્ હિંદી સમુદ્રની છોળો એને કિનારે ઊડતી હતી. પ્રાચીન ઈતિહાસમાં પ્રસિદ્ધ થયેલ એ સ્તંભતીર્થે અનેક ચડતી પડતી જોઈ હતી. પ્રાચીન કાળમાં એ નગરી ગુજરાતમાં એક ખાસ મહત્ત્વનું અને તીર્થનું સ્થાન ગણાતી હતી. જ્યાં સુધી દરિયો પૂરાઈ ગયો નહોતો ત્યાં સુધી ત્યાં મોટા વહાણો પણ આવતા હતા. વ્યાપારમાં ખંભાત નગરીએ બહુ મોટું નામ કાઢ્યું હોય તેવું તો લાગતું નથી, પણ સામાન્ય રીતે એનું સ્થાન ઠીક હતું. એની ઓળખ ચોરાશી બંદરના વાવટારૂપે યાને અગ્રિમ બંદરરૂપે થતી.

દરિયાકિનારે વસનારા શહેર કે ગામના લોકોની નજર બહુ દૂર સુધી પહોંચી છે. એની ભાષામાં દરિયાઈ શબ્દો અને

વાક્યોની વિપુળતા હોય છે. અને એના દિલમાં વિશાળતા વધારે હોય છે, એ કાઠિયાવાડ કે ગુજરાતના કોઇ પણ બંદરના ગામમાં વસનારા લોકોની ખાસીઅત પરથી જણાઇ આવે તેવું છે. ખંભાતમાં એ પરિસ્થિતિ દેખાય છે. એના લોકો સાહસ ખેડવા દૂર દેશ જતા હતા. ઓગણીશમી સદીમાં રેલ્વેનું સાધન નહોતું. ખંભાતથી વહાણમાં બેસી લોકો અન્ય બંદરોએ નસીબને અજમાવવા, વ્યાપાર કરવા કે ગુજરાન મેળવવા સારુ અવારનવાર જતા હતા.

જે ખંભાતમાં સ્થંભણ પાર્શ્વનાથની જાહોજલાલી એક વખતે વિશ્વવિખ્યાત હતી; જ્યાં ઉદયન મંત્રીએ રાજ્ય કર્યું હતું, જ્યાં કુમારપાળને નાસભાગ કરતી વખતે શ્રી હેમચંદ્રાચાર્ય-દ્વારા આશ્રય મળ્યો હતો, જ્યાં અસાધારણ પ્રતિભાસંપન્ન શ્રી હેમચંદ્રાચાર્યે દીર્ઘ કાળ સુધી રહી, પોતાની વૈયાકરણ, નૈયાયિક, કવિ અને સાહિત્યકાર તરીકેની કીર્તિ પ્રસરાવી હતી એ ખંભાત નગરીમાં ઓગણીશમી સદીની શરૂઆતમાં એક **અમીચંદ સાકરચંદ** નામના વેપારી વસતા હતા. તેઓ વીશા ઓશવાળ જ્ઞાતિના હતા. તેઓનો ખંભાતમાં વ્યવસાય શો હતો તેની માહિતી કાંઇ પણ મળતી નથી. તેમના પત્નીનું નામ **રૂપાબાઇ** હતું. સંવત ૧૮૧૪ માં શેઠ અમીચંદ સાકરચંદ ખંભાતથી વહાણમાં બેસી મુંબઇ આવ્યા. એમ કહેવાય છે કે-આ શેઠ અમીચંદ સાકરચંદના વડિલો અસલ પાલી શહેર-(મારવાડ)માં વસતા હતા અને ધંધા માટે ખંભાતમાં તેમનો વસવાટ થયો હતો. તેઓ ખંભાતમાં રહેતા હતા તે પહેલાં તેમનો વસવાટ ગુજરાતમાં આવેલા સોજિત્રા ગામમાં થયો હતો.

ત્યાં મોતીશા શેઠે એક દેરાસર પણ બંધાવ્યું કહેવાય છે અને તેમના કુટુંબની કુળદેવીનું મંદિર હાલ પણ ત્યાં મોજુદ છે. ખૂદ ખંભાતમાં કડાકોટડીમાં પણ મોતીશાહ શેઠે એક મંદિર બંધાવ્યું છે જે વિષે વિશેષ માહિતી મળવા સંભવ છે.

મુંબઈ શહેર તે વખતે એના શરૂઆતના વિકાસની સ્થિતિમાં હતું. એની ખેતીવાડીમાં તે વખતે ખેતરો હતા, એમાં ખાતરનો સોડો નાખવામાં આવતો હતો. એનાં વાલકેશ્વર પર જંગલ હતું અને અવારનવાર ત્યાંથી વાઘ કે દીપડા વસતીમાં આવીને રંજાડ કરતા હતા. એની પાયધુણી સુધી દરિયાના પાણીની છોળો આવતી હતી. એના મઝગામ વિભાગમાં હજુ ખેતરો હતા. સાત બેટનો એ ટાપુ હતો એમ તે વખતે ગણી શકાય તેવું હતું. કોટના વિભાગમાં મુખ્યત્વે કરીને યુરોપિયનો વસતા હતા. કોટ એટલે ખરેખરો કિલ્લો જ હતો. કોટ બહાર નીકળવા માટે દરવાજા હતા. જાંબુલવાડીમાં જાંબુનાં ઝાડો હતા. **ભાટ** એટલે અમુક વર્ગનો જથ્થો હોઈ, કોલભાટ અને સુગભાટમાં અમુક જાતના કોળીઓની વસતીનો સમૂહ વસતો હતો તે પરથી તે લતાનાં નામ પડ્યાં હતાં. માહિમ વિગેરે વિભાગોમાં વાડીઓ હતી. દાદર અને માટુંગામાં માત્ર ખેતરો જ હતાં. મુંબઈનો વિકાસ તે વખતે થતો જતો હતો. ઘણું બાકી હતું, પણ પ્રગતિ થતી જતી હતી. મ્યુનિસિપાલીટી તે વખતે નહોતી. સદીની શરૂઆતમાં હોસ્પીટલ પણ નહોતી.

પણ ત્યાં વ્યાપાર કરવાની શકયતા હતી. દેશમાં મુંબઈનું નામ ગણાતું હતું. જેમને દેશમાં વેપાર-ધંધા કે નોકરીનું સાધન ન હોય તે સાહસ કરવા કે પોતાના નસીબનો કિસ્સો

અજમાવવા મુંબઈ આવતા હતા, મુંબઈમાં આવીને ધંધે-ધાપે લાગી જતા હતા અને પોતાના પ્રારબ્ધ અનુસાર ધનસંચય કરતા હતા. મુંબઈમાં તે વખતે પાણીના નળ નહોતા. કેટલાક કૂવાઓ હતા.

'સારું સારું રે સુરત શહેર, મુંબઇ અલબેલી.'

એ મુંબઇ 'અલબેલી' થઈ એ ઓગણીસમી સદીની આખરે, પણ શરૂઆતમાં નીચેની વાત તો સાચી જ હતી.

મુંબઇની રાણી સઉ પટલાણી, બેડલે ન લાવે પાણી રે;
કાવડીઆ પાણી ભરી લાવે, પીએ શેઠ શેઠાણી.
મુંબઈ અલબેલી.

આવી જાતની મુંબઈ નગરી તે સમયમાં હતી. તે વખતે ટ્રામવે નહોતી કે બસ નહોતી, મોટર નહોતી કે બાઈસીકલ પણ નહોતી; સામાન્ય લોકોને ફરવા માટે રેંકડા, ભાર વહન કરવા માટે ખટારા કે ગાડા અને મોટા માણસોને માટે ઘોડાગાડી, જેને તે વખતે 'ઘોડવેલ' કહેતા હતા, તે સિવાય હરવા-ફરવાનાં બીજાં સાધન નહોતાં. વાંદરેથી મુંબઇ આવતા સાધારણ રીતે સવારની સાંજ પડતી હતી. એટલો આંતરો છ કલાકથી ઓછે વખતે પહોંચી શકાય એવું તો એક પણ સાધન નહોતું. રસ્તા નાના, ધૂળવાળા અને ભાંગેલા-તૂટેલા હતા. અત્યારના રસ્તા સાથે સરખાવી શકાય તેવો એક પણ રસ્તો નહોતો. વ્યવસ્થા-ધોરણ વગર શહેર બંધાતું જતું હતું. ગવર્નરને રહેવાનું મુખ્ય મથક સુરત હતું, પણ હિંદના દર-

વાજાનું સ્થાન ‘ મુંબઇ ’ને મળવાની તૈયારીઓ થતી જતી હતી. સુરતને ‘ મક્કાનો દરવાજો ’ કહેવામાં આવતું હતું. તે દરવાજો સુરતથી ખસીને ધીમે પગલે મુંબઇ આવતો હતો.

પોર્ટુગલ રાજાએ બીજા ચાર્લ્સને લગ્ન વખતે આપેલ આ નાના ગામની જાહોજલાલી વધતી જતી હતી અને તેમાં અનેક સાહસિકો આવી પોતાનો વસવાટ કરતા હતા.

આવા મુંબઇ ગામમાં સંવત ૧૮૧૪ ની સાલમાં શ્રીયુત **અમીચંદ સાકરચંદ** ખંભાતથી આવ્યા. તે વખતે એમની ઉમર ૧૩ વર્ષની હતી. એમને શેઠના ઉપનામથી તે વખતે સંબોધી શકાય નહિ, પણ ભવિષ્યમાં તેમણે જે શક્તિવિકાસ કર્યો તેને અંગે તેમને એ નામ યોગ્ય રીતે આપી શકાય તેમ છે.

તેઓ ઓસવાળ જ્ઞાતિના હતા. અસલ ક્ષત્રિય જાતિમાંથી વણિક થયેલ એ જ્ઞાતિમાં ક્ષાત્રતેજ સદા જ્વલંત રહ્યું છે. વણિક જૈનોમાં અન્ય અન્ય જાતિઓ અનેક હતી અને છે, પણ ઓસવાળ, શ્રીમાળ અને પોરવાડ એ ત્રણ મુખ્ય સ્થાન ભોગવે છે. ઓસવાળમાં સામાન્ય પ્રકારે જુસ્સો વધારે હોય છે, જ્યારે શ્રીમાળો ગણતરીબાજ વધારે ગણાય છે. ઓસવાળોમાં ક્ષાત્રતેજ સાથે વ્યાપારીકળા આવી છતાં તેમની સાહસવૃત્તિ ચાલુ રહી હતી અને એ સદી સુધી બરાબર જળવાઇ રહી હતી. શ્રીમાળોમાં વ્યાપારની કુનેહ અને ગણતરી વધારે ખરાં, પણ એ જોખમ ખેડવામાં ઓસવાળથી જરા ઓછા ઉતરે અને કદી ભરાઈ ન પડે એવા ગણતરીબાજ ગણાતા હતા. પોરવાડો એ બન્નેની વચ્ચેનું સ્થાન ભોગવતા હતા.

તેર વર્ષની નાની ઉંમરમાં–વહાણની સફરના યુગમાં–મુંબઈ આવવાનું ખમીર બતાવનાર શેઠ અમીચંદ મુંબઇ આવ્યા પછી તેમણે ઝવેરાતનો ધંધો કરવા માંડ્યો: એ ધંધામાં એમણે કેટલી નામના મેળવી તેની પૂર્ણ વિગતો મળી શકતી નથી, પણ ધીમા પ્રયાસને પરિણામે તેમણે જૈન સમાજમાં સારી નામના મેળવી હતી એમ તેમના સંબંધમાં થયેલી નોંધો પરથી જણાય છે. તેમનું લગ્ન 'રૂપાબાઇ' નામની પત્ની સાથે થયું. લગ્ન થયા પછી અમીચંદ શેઠનો વ્યાપારી વર્ગમાં વગ વધી પડ્યો અને તેઓ પોતાની લાગવગ, આવડત અને બાહોશીથી વ્યાપારના ક્ષેત્રમાં આગળ વધ્યા.

રૂપબાઈ અથવા રૂપાબાઇ ખાસ ભણેલા હોય તેમ લાગતું નથી, પણ તેમણે પોતાના પતિની હયાતીમાં અને ત્યારબાદ એટલી વ્યવહારકુશળતા બતાવી કે તેઓનું નામ એક સુંદર ઘરરખ્ખુ પત્ની તરીકે પંકાઈ ગયું. જૂના કાળમાં અત્યારે જેને ભણેલી સ્ત્રીઓ કહેવામાં આવે છે તે વર્ગની સ્ત્રી ન હોય તો પણ એવી અનેક કુશળ સ્ત્રીઓની હકીકતો જાણવામાં આવે છે જે ખૂબ લાંબી નજર પહોંચાડનાર અને પતિને સલાહ આપનાર હોય. અને નાત–જાતના વહેવારમાં કુશલ હોઇ પૂછવાને ઠેકાણે હોય. જેમને પ્રાચીન યુગનો પરિચય હશે તે આવા પ્રકારની અનેક સ્ત્રીઓના સંબંધમાં આવ્યા હશે, તેમને પોતાના ઘરનું અને જ્ઞાતિનું ખૂબ અભિમાન હોય, એ પોતાના હાથ નીચેના માણસો તરફ ખૂબ વાત્સલ્ય રાખનાર હોય, એ તે વખતના પ્રચલિત રીત–રસમોથી સારી રીતે વાકેફગાર હોય અને અવસર વખતે સામ્રાજ્ઞીનું પદ પ્રાપ્ત કરીને સેંકડો

માણસોને હુકમ કરી શકે તેવી સ્થિતિમાં હોય. એમનામાં અંદરના વાત્સલ્ય અને ઉમળકાના ઝરા એવા અસ્ખલિત વહેતા હોય કે એના સંબંધમાં આવનારને એમની શિખામણમાં મીઠાશ લાગે, એમના હુકમમાં કૃપા લાગે, એમની દોરવણીમાં મહત્તા લાગે અને એમના હેતના વાતાવરણમાં સુખ લાગે. આવી કુશળ સ્ત્રીઓ પૂછવાને ઠેકાણે હતી, સુઅવસરે તેમની સલાહ પ્રમાણે કામ લેવામાં આવતું અને તે આગળ પાછળની હકીકતથી એટલી વાકેફગાર રહેતી કે એની સલાહમાં સર્વદા ઓજસ્ રહેતું અને કાર્યપ્રદેશમાં સરળતા રહેતી. એવી સ્ત્રીઓ વકીલ અથવા જમાદારનું પદ પામતી અને દરેક જ્ઞાતિમાં એમનું પદ અવિચળ રહેતું. આવા પ્રકારની કુશળ સુઘડ પત્ની શેઠ અમીચંદને મળી હતી. એના આગમન પછી શેઠ અમીચંદના ધંધામાં વધારો થયો અને તેથી રૂપબાઈ સારા પગલાના કહેવાણા. તેમના લગ્ન કઈ સાલમાં થયા તેની વિગત મળતી નથી. મુંબઈ ગામમાં કોટમાં તેઓ બન્ને પતિપત્ની રહેતા હતા અને પોતપોતાને યોગ્ય કાર્ય કરતા હતા.

શેઠ અમીચંદે સંવત ૧૮૨૧ માં મુંબઈમાં પોતાની પેઢી નાખી અને પોતાનો સ્વતંત્ર ધંધો શરૂ કર્યો.



( ૪ )

## શેઠ મોતીશાનો જન્મ અને બાલ્યકાળ.

શેઠ અમીચંદ સાકરચંદ અને રૂપાબાઈ મુંબઈમાં રહેતાં હતાં અને પોતાનો વ્યવસાય ચલાવતાં હતાં, દરમ્યાન તેમને પાંચ ફરજંદ થયાં; તેમાં ત્રણ દીકરા અને બે દીકરીઓ હતાં.

ત્રણ દીકરાઓ પૈકી મોટા પુત્ર શેઠ **નેમચંદ**નો જન્મ સંવત ૧૮૩૪ માં થયો, વચલા **મોતીચંદ** અથવા **મોતીશા**નો જન્મ સંવત ૧૮૩૮ માં અને સર્વથી નાના **દેવચંદ**નો જન્મ સંવત ૧૮૪૦ માં થયો.

આ રીતે આપણી કથાના મુખ્ય નાયકનો જન્મ સંવત ૧૮૩૮ માં થયો હોય તેમ માલૂમ પડે છે. એની તારીખ કે વારનો પત્તો લાગતો નથી, બન્ને દીકરીઓનાં નામ પણ મળતા નથી. આપણામાં ઈતિહાસની બાબતો એટલી બધી અંધકારમાં પડેલી છે કે આવા વિખ્યાત પુરુષના જન્મની તારીખ પણ મળે નહિ એ ઓછું ખેદકારક નથી, પણ તત્સમયના લોકોને આવી બાબતો જાળવી રાખવાની આવશ્યકતા નહિ લાગી હોય કે કોઈનું 'નામ દુનિયામાં રહેનાર નથી' એવી નિર્વેદવૃત્તિ જામી ગઈ હોય કે બીજું ગમે તે કારણ હોય, પણ ઈતિહાસ માટેનાં સાધનો આવા નજીકની મહાવિભૂતિઓના સંબંધમાં

એટલાં ઓછાં મળે છે કે ઘણીવાર ઇતિહાસ તૈયાર કરનારને કાં તો હતાશ થઇને પ્રયત્ન છોડી દેવો પડે છે અથવા અનુમાન પર આધાર રાખી ગાડું ગબડાવવું પડે છે. જે થોડી વિશ્વાસપાત્ર હકીકતો મળી શકી છે તેને આધારે આ કૃતિ રચવાનો પ્રયાસ કર્યો છે.

આવી રીતે આપણા ચરિત્રનાયક શેઠ મોતીચંદ અમીચંદને મોટા ભાઈ પણ હતા અને નાના ભાઈ પણ હતા. મોતીશા શેઠે કેટલો અભ્યાસ કર્યો હતો? બાળપણ કેવી રીતે વીતાવ્યું હતું? અને કઈ રીતે આગળ વધ્યા હતા? તેની કોઈ વિગતો પ્રાપ્ત થઇ શકી નથી. બીજી હકીકત એ પ્રાપ્ત થાય છે કે–તેમના પિતા શેઠ અમીચંદે વેપારમાં ધન ગુમાવ્યું અને સંવત ૧૮૫૦ અને ૧૮૬૦ ની વચ્ચે ગુજરી ગયા. તેઓ જ્યારે ગુજરી ગયા ત્યારે તેમની સ્થિતિ દેવાદાર હતી એટલે પુત્ર–પુત્રીના પરિવારને એક બાજુ દેવાની ગુંચવણ અને તે સાથે પોતાના ભરણ-પોષણની ચિંતા લાગી ગઈ.

આ વખતે મોતીશા શેઠની માતા રૂપાબાઇ પોતાના પૂરબહારમાં પ્રકાશે છે. એ વ્યવહારકુશળ ઘરરખ્ખુ વિધવાએ ઘરનો ભાર ઉપાડી લીધો. ઝવેરાતનો ધંધો તો દેવાની પીડામાં બંધ થઇ ગયો હતો, એટલે ધંધાની પણ શોધખોળ કરવાની હતી અને અમીચંદ શેઠનું દેવું પતાવવું હતું. તે વખતે મુદતનો કાયદો કોઇ સમજતું નહિ અને બાપ–દાદાને દેવામાંથી તારવાની ફરજ સંતતિને માથે આવી પડતી હતી. પુત્રો પણ એ દેવું દે ત્યારે જ પોતાને નાત–જાતમાં યોગ્ય થયાનો દાવો કરી શકતા હતા અને દેવું દેવાની વાત તેમના

શીરસટ્ટે હતી. આ યુગની દેવા-લેણા સંબંધીની ભાવના એટલી જુદા પ્રકારની હતી કે જ્યાં સુધી એનો બરાબર વિચાર ન થાય ત્યાં સુધી એનો સ્પષ્ટ ખ્યાલ થવો પણ અત્યારે મુશ્કેલ લાગે છે. જે યુગમાં લખાણ બહુ ઓછું થતું હોય, જ્યાં બારીકીના સવાલો કરતાં ફરજનો ખ્યાલ મુખ્ય ભાગ ભજવતો હોય, જ્યાં કુટુંબપ્રેમ લાક્ષણિક કક્ષા પર હોય, જ્યાં દેવાને અંગે ભાંગ્યું વચન બોલવું એ નૈતિક ગુન્હો ગણાતો હોય ત્યાં 'ઇજ્જત'નો ખ્યાલ કેવા પ્રકારનો હશે તે કલ્પી શકાય તેવું છે.

અમીચંદ શેઠના મોટા દીકરા નેમચંદ શેઠ પર આખા કુટુંબનો બોજો આ નાની વયમાં પડ્યો. એ કુમળી વયના યુવાન પર મહુંમ પિતાનું દેવું દેવાની વાત તો ઊભી જ હતી પણ સાથે દેવાને લઇને વેપાર અટકી જતાં ભરણપોષણની પણ અગવડ ઊભી થઇ હતી. છતાં નેમચંદ શેઠે ગમે તેવી મુશ્કેલીની દરકાર ન કરતાં બધી જવાબદારી ઉપાડી લીધી અને તેના એ કાર્યમાં માતા રૂપાબાઇએ સલાહ અને વાત્સલ્યનાં અમી ભર્યાં.

તે વખતે શેઠ હોરમસજી બમનજી વાડીઆનું પારસી કુટુંબ બહુ જાણીતું હતું. નેમચંદ શેઠે વાડીઆજીની દલાલીનું કામ હાથમાં લીધું અને જાતમહેનત અને સત્યનિષ્ઠાથી ધીમે ધીમે રસ્તે ચઢી ગયા. માણસને પ્રમાણિકપણે કામ કરવાની ઇચ્છા હોય અને તે જાતે ઉદ્યોગી હોય તો એ ધન ઓછું કે વધતું તો નસીબ પ્રમાણે મેળવે, પણ એને ભરણ-પોષણનો તો વાંધો આવતો નથી. ખોટા વ્યસને ન ચઢી જાય

અને પ્રમાણિક મહેનત કરી પરસેવાના પૈસા એકઠા કરવાની વૃત્તિ રાખે તો થોડા વખતમાં માણસ પોતાનું ગાડું તો બરાબર ગબડાવી શકે છે. ' વાડ વગર વેલો ચઢતો નથી ' એ સાચી વાત છે. નેમચંદ શેઠને વાડીઆ કુટુંબનો ટેકો મળ્યો. એને માતાની નેક સલાહ હતી, પોતાની વૃત્તિ પિતાને ઋણમુક્ત કરવાની હતી અને એ પોતાની જાતનો વિચાર ન કરતાં કે પોતાના સુખ-સગવડનો ખ્યાલ ન કરતાં રાતદિવસ મહેનત કરવાના નિર્ણય પર આવી ગયેલા હતા, જેને પરિણામે તેઓએ થોડા પૈસા પણ એકઠા કર્યાં અને નાતજાતમાં શેઠ તરીકે તેમની ગણના થવા લાગી.

સાદું જીવન, પ્રમાણિક વ્યવસાય અને નેક દાનતને પરિણામે શેઠ નેમચંદભાઈએ આ રીતે કામ આગળ ચલાવ્યું અને પોતાના પિતાનું ઋણ પણ થોડું ઘણું દેવા ઉપરાંત પોતે આબરૂથી રહેવા લાગ્યા. દરમ્યાન એમને બે દિકરા થયા: મોટાનું નામ ગુલાબચંદ, નાના પુત્રના નામનો પત્તો લાગતો નથી.

આવા શેઠ નેમચંદ કુટુંબનું પાલન માતા રૂપાબાઈના આશીર્વાદથી ચલાવતા હતા, તેવામાં સંવત ૧૮૬૯ માં એકત્રીશ વર્ષની ભરજુવાન વયે તેમનું અવસાન થયું. મહામુસીબતે ઠેકાણે આવતી બાજી પાછી ચુંથાઈ ગઈ અને કુટુંબને ઊંચે આવવાના રસ્તા તૈયાર થતા દેખાતા હતા તેમાં એકાએક ધડાકો થયો.

જીવનમાં જ્યારે આપત્તિ આવે છે ત્યારે એકલી-અટુલી નથી આવતી, ઘા ઉપર ઘા પડે છે અને માણસનું હૃદય ભાંગી જાય એવા એક પછી એક બનાવો ઉત્તરોત્તર બને છે. જાણે દૈવનો કોપ ઉતરી આવ્યો હોય તેમ આખું કુટુંબ ખળભળી



શેઠ મોતીશા અને તેમના પત્ની દિવાળીબાઈની મુર્તિઓ.

ઊઠે છે અને વિનાશને આરે આવીને સર્વ અસ્ત થતાં જાય છે. શેઠ નેમચંદના અકાળ મરણ પછી છત્રદેવી રૂપાબાઈ તુરતમાં જ ગુજરી ગયા. જે દેવીની સાદી અને વ્યવહારુ સલાહથી નાની વયમાં નેમચંદ શેઠે ઘરની અને આબરૂની ફરી વાર જમાવટ કરી હતી તે ચાલી ગઇ. તેના પછી તુરતજ નેમચંદ શેઠનો મોટો છોકરો ગુલાબચંદ પણ ગયો અને ત્યારપછી થોડા જ માસમાં મોતીશા શેઠનો નાનો ભાઇ દેવચંદ પણ ઝડપાઈ ગયો.

આ રીતે સંવત ૧૮૭૦ની એક સવારે વસ્તારી કુટુંબમાં જન્મેલા અને ઉછરેલા શેઠ મોતીચંદ તદ્દન એકલા થઈ ગયા. નેમચંદ શેઠે કુટુંબની માવજત કરી હતી તે પણ ગઇ અને દેવી રૂપાબાઇનું વાત્સલ્ય પણ ચાલ્યું ગયું. ઘરમાં કોઇ પૂછવા ઠેકાણું ન રહ્યું, સલાહ લેવા લાયક સ્થાન ન રહ્યું, આંસું સારે તેવી માતાજી ન રહ્યા અને ભાઇઓ તથા તેના દીકરા સર્વ ચાલ્યા ગયા. સંવત ૧૮૭૦માં શેઠ મોતીશા–મોતીચંદ અમીચંદ તદ્દન એકલા થઇ ગયા.

આ રીતે સંવત ૧૮૩૮માં જન્મેલા શેઠ મોતીચંદ જ્યારે ૩૨ વર્ષની વયના થયા ત્યારે ભાઇઓ, ભાઇઓની સંતતિ અને માતાપિતા વગરના થઈ ગયા. તેઓના લગ્ન આ દરમ્યાન શેઠાણી દીવાળીબાઈની સાથે થયા હતા. તેઓથી તેમને સંવત ૧૮૬૦માં એક પુત્ર થયો હતો. તેનું નામ ખીમચંદભાઇ. એમની હકીકત કેટલીક આગળ ઉપર આવવાની છે એટલે સંવત ૧૮૭૦માં શેઠ મોતીશાની નજર આગળ માત્ર તેમના ધર્મપત્ની અને બાળક ખીમચંદભાઈ રહ્યા. અઢાર માસની ટૂંક મુદત-

માં બાકીનું આખું કુટુંબ ખલાસ થઇ ગયું. આ વર્ષો દરમ્યાન શેઠ મોતીચંદે વેપાર-ધંધાનું શું કર્યું? નેમચંદભાઈને ધંધામાં કેટલી મદદ કરી? વિગેરે વિગતો મળતી નથી, પણ તેઓએ ધંધાનો બારીક અભ્યાસ કરી લીધો હશે એમ તેમના પાછલા જીવનવૃત્તથી અનુમાન કરવાનું આપણને કારણ રહે છે.

મનુષ્યજીવનમાં કેટલાક એવા બનાવો બને છે કે તે બને ત્યારે તો આકાશ ફાટી જતું હોય અને આખી કુદરત કોપ કરી બેઠી હોય તેવું લાગે પણ તેવી ભયંકર આફતમાં પણ એકાદ આશાનો રૂપેરી રેખાવલય દેખાય છે અને એ આશા પર જ જીવન ટકે છે. મનુષ્યસ્વભાવમાં કુદરતને આધીન થવાની આ શક્તિ ન હોય તો જીવન અશક્ય અથવા અસહ્ય થાય છે. આ આશા-તંતુની રૂપેરી રેખાને શેઠ મોતીચંદ અમીચંદે કેવી વિસ્તારી તે હવે આપણે જોઇએ. અત્યાર સુધીમાં શેઠ મોતીશા સંબંધી જે બહુ સ્વલ્પ હકીકત મળી છે તેના પ્રમાણમાં હવે પછીના છેવટના નાના ગાળામાં વધારે વિગતો પ્રાપ્ત થાય છે તે આનંદની વાત છે. અહીં સુધી આપણે સંવત ૧૮૭૦ ની આખર સુધી આવ્યા અને અત્યારે શેઠ મોતીશાની વય ૩૨ વર્ષની છે એટલું ધ્યાનમાં રાખી આપણે આગળ વધીએ.

શેઠ મોતીશાના અભ્યાસની, વ્યાપારની, લગ્નની તારીખની કે એવી કોઇ પણ વિગતો આ પ્રથમના બત્રીશ વર્ષને અંગે મળતી ન હોવાથી આપણે જે મળ્યું છે તેટલામાં જ સંતોષ પામીએ.

( ૫ )

## મુંબઇ શહેર

સંવત ૧૮૭૦ નો સમય શેઠ મોતીચંદના જીવનમાં મોટો ફેરફાર કરે છે. એ સમય પહેલાં મુંબઈની સામાન્ય સ્થિતિ કેવા પ્રકારની હતી તે જરા તપાસી જઇએ અને સંવત ૧૮૭૦ માં કેવી હતી તે પણ જરા જોઈ જઈએ એટલે આપણને મોતીશા શેઠના જીવનનો પ્રવાહ કેવી પરિસ્થિતિમાં પાંગરતો હશે તેનો ખ્યાલ આવે.

માછીમાર અને ભંડારીઓને રહેવાનું એક નાનકડું ગામડું મુંબઈ હતું. એનું નામ મુંબઈ કેવી રીતે પડયું તે સંબંધી ઘણો મતભેદ છે. કેટલાક કહે છે કે મમાદેવીનું મંદિર ઘણા પુરાતન કાળથી ત્યાં હતું તેનું આખું નામ ‘ મામ અંબા ’– માતા અંબા હોઈ તેના પરથી મુંબાઇ નામ પડયું. કહેવાય છે કે–એ મંદિર ઈ. સ. ૧૩૭૨ માં બંધાયું હતું. બીજો અભિપ્રાય એવો છે કે–પોર્ટુગીઝ લોકો પોતાનાં વહાણો લઇને પહેલવહેલાં ત્યાં આવ્યા ત્યારે તેમને એ મુંબઇનું બારું ઘણું સલામતીભરેલું લાગ્યું તેના ઉપરથી તેમણે તેનું નામ ‘ બોંબે ’ પાડયું. બોં એટલે સરસ–સુંદર અને બે એટલે બંદર. એના ઉપરથી બોંબે નામ પડયું. આ સિવાય બીજી ઘણી હકીકતો

મુંબઈના નામ માટે છે, પણ તે શોધખોળનો વિષય હોઈ આપણે તે જતી કરીએ.

કોઈ સરદારના હાથમાં એ ટાપુ હતો, તેની પાસેથી ઈ. સ. ૧૫૩૦ માં પોર્ટુગીઝ લોકો પ્રથમ હિંદુસ્તાનમાં આવ્યા ત્યારે તેમણે એ ટાપુ વસવા માટે માગી લીધો. પોર્ટુગીઝો આવ્યા ત્યારે તેમાં ૫૦૦ લગભગ નાનાં નાનાં ઝુંપડાં હતાં અને બાકીના ભાગમાં મીઠાનાં અગરો અને ખેતરો હતાં, જેની કુલ આવક વરસ દિવસે રૂપીઆ ૭૦૦) (સાતસો) લગભગની હતી. પોર્ટુગીઝોના વસવાટ પછી થોડા ગોવાના પોર્ટુગીઝ લોકો અને કેટલાક શેણુવી લોકો અહીં વસવા આવ્યા. ત્યાર પછી થોડા મુસલમાનો આવ્યા અને એકાદ પારસી કુટુંબ પણ રહેવા આવ્યું. તે વખતે મજગાંવ, શીવરી, વરલી અને માહીમમાં નાના નાના કિલ્લા હતા. પોર્ટુગીઝોએ સલામતી માટે કીલ્લો બાંધવા માંડ્યો અને ફીરંગી લોકોએ નાનાં નાનાં ઘરો બાંધવા માંડ્યા. એ રીતે પાલવાથી મસ્જીદ બંદર સુધી થોડી થોડી વસતી થઈ, પણ ઘણોખરો ભાગ ઉજ્જડ હતો. પોર્ટુગલ રાજાની ધજા આ ટાપુ પર ૧૩૨ વર્ષ સુધી ફરકી.

અંગ્રેજ સરકારની કોઠી તે વખતે સૂરતમાં હતી, પણ અંગ્રેજ કંપનીના વડા આડતીઆ ઓલીવર ક્રોમવેલની નજર મુંબઈ ઉપર હતી અને એ માટે તેણે ઇ. સ. ૧૬૫૪ માં ઈંગ્લાંડ લખાણ પણ કર્યું હતું. ત્યાર પછી સાત વર્ષે એક તક મળી અને મુંબઈ તા. ૨૩-૬-૧૬૬૧ ને રોજ અંગ્રેજોના હાથમાં આવ્યું. હકીકત એમ બની કે-ઈંગ્લાંડના રાજા બીજા ચાર્લ્સના

લગ્ન પોર્ટુગલના રાજાની બહેન ઇન્ફન્ટા કેથેરાઇન સાથે થયા, તેના પલ્લા( ડાઉરી )માં મુંબઇનો ટાપુ પહેરામણી તરીકે અંગ્રેજ સરકારને આપવામાં આવ્યો અને ત્યાર પછી દસ્તાવેજો વિગેરે તૈયાર થયા એટલે ઈ. સ ૧૬૬૫ માં મુંબઇ પર યુનિયન જેક-( અંગ્રેજ સરકાર )નો વાવટો ફરકાવવામાં આવ્યો.

આ સમયમાં નોંધવા લાયક હકીકત એ છે કે-મુંબઇમાં વહાણો બાંધવાની ગોદીની શરૂઆત પોર્ટુગીઝ રાજ્યઅમલ દરમ્યાન થઇ હતી. અંગ્રેજોના હાથમાં હકુમત આવતાં વહાણુ બાંધવાની ગોદીના કામની યોજનાને આગળ ધપાવવામાં આવી. તુરતમાં જ ' બોંબે કેસલ ' કિલ્લો બાંધવા પાછળ લગભગ ત્રીશ લાખનો ખરચ કરવામાં આવ્યો અને માહીમ, વરલી, મઝગામના કિલ્લાઓને મજબૂત કરવાનું કામ હાથ ધરવામાં આવ્યું. દરિયા તરફ ૧૫૦૦ ફુટ લંબાઇની મોટી દિવાલ બાંધવામાં આવી અને ત્યાર પછી થોડા વખતમાં દરિયાઈ ખાતા( મરીન ડિપાર્ટમેન્ટ )ની સ્થાપના ઈ. સ ૧૬૬૮ માં કરવામાં આવી. ઇંગ્લાંડના રાજાએ ઇસ્ટઇંડીયા કંપનીને દર વર્ષે ૧૦ (દશ) પાઉંડ (તે વખતના હિસાબે ૧૦૦ રૂપીયા)વડે એ ટાપુ ઇજારે આપ્યો. તેમાં લશ્કર રાખવાની અને અંગ્રેજી વસાહત તરીકે તેને ગણવાની શરત કરવામાં આવી અને એ ટાપુ કંપની કોઇને વેચી શકે નહિ એવી શરત પણ તેમાં કરવામાં આવી. તે વખતની મુંબઇની આવક વાર્ષિક રૂા. ૨૮૦૦૦)ની લગભગ ગણાતી હતી. વેપાર વધારવા માટે ત્યાર બાદ કંપનીએ કેટલીક છૂટછાટો અને ગોઠવણો કરી. તુરત જ કોટના વિભાગમાં અંગ્રેજો અને શહેરીઓને વસવા

માટે શહેર બાંધવાની યોજના હાથ ધરવામાં આવી અને નામની મહેસુલ લઈ લોકોને વસાવવા માટે લલચાવવામાં આવ્યા. સર્વ ધર્મ તરફ સમભાવ બતાવવાને આગ્રહ કરવામાં આવ્યો અને ત્યાં આવી વસનારાઓને ચરખા પણ સરકાર તરફથી પૂરા પાડવાની શરત કંપની સાથે કરવામાં આવી. આવી રીતે એક નાના ટાપુને મુંબઈ શહેરમાં ફેરવવાના કાર્યની શરૂઆત થઈ, અને તુરતમાં વરલી, સીવરી અને માહીમના જૂના કિલ્લાને મજબૂત કરવામાં આવ્યા. સારો ખરચ કરીને મુંબઈનો કિલ્લો પણ બાંધવામાં આવ્યો અને તેને એપોલો તથા ચર્ચ-ગેટ તરફ દરવાજા પણ કરવામાં આવ્યા. ઈસ્ટ ઇંડીયા કંપનીના સ્વાધીનમાં ટાપુની હકુમત ઇ. સ. ૧૬૬૮ માં આવી.

કંપનીએ વિલાયતની સરકાર પાસે પટ્ટો કરાવ્યો કે પોર્ટુ-ગલ પાસેથી જે હાલતમાં એ ટાપુ મળ્યો હતો તે હાલતમાં કંપનીએ તે ટાપુ લેવો અને પટ્ટાની મુદ્દત દરમિયાન દર વર્ષે ૧૦ પાઉન્ડ(તે વખતના સો રૂપિયા) રાજાના ખજાનામાં કંપની ભરે. તે વખતની વસ્તીમાં ભંડારી લોકો અને થોડા ક્રીશ્ચીયને ટાપુમાં રહેતા હતા.

ભંડારી લોકોનું કામ ભુંગળ વગાડવાનું હતું અને તેઓને સિપાઇગીરીનું કામ પણ સોંપવામાં આવતું હતું. અત્યારે મુંબઇની હાઇકોર્ટમાં સેશન્સ બેસે ત્યારે ભુંગળ-રણશીંગડું વગાડવાનું કાર્ય એ અસલના ભંડારીઓના વંશજો જ કરે છે. ધીમે ધીમે મુંબઈના કોટ પર તોપો ગોઠવવામાં આવી અને વસ્તીમાં વધારો થતો ચાલ્યો. ઈ. સ. ૧૬૯૮ લગભગ ત્યાં ફીરંગી લોકો, થોડા અંગ્રેજો અને વિશેષતઃ માછીમારોની વસ્તી

હતી. તે વખતનું આખું મુંબઈ શહેર એક માઇલની લંબાઈનું હતું. તેમાં બાંધેલાં ઘરો ઘણાં નીચાં હતાં અને છાપરાંઓ ઉપર નળીઆને સ્થાને મોટે ભાગે જાવલીઓ હતી. માંડવી ઉપર એક સારું ઘર હતું, બાકી સર્વ નાનાં ઝુપડાં હતાં. શહેરની પાસે એક નાનું બજાર હતું અને તેની પડોશમાં ખેતરો લાગેલાં હતાં. મઝગાંવ ઘણું દૂર હોય તેમ એ વખતે લાગતું હતું. પરેલ જૂદું ગામ હતું. પરેલ, માહીમ, શીવ અને મુંબઇની વચ્ચે એક મોટી ખાડી હતી અને એની જમીન વગર ખેડાયલી સ્થિતિમાં હજારો એકર નકામી પડેલી હતી. ઈ. સ. ૧૬૯૮ માં એક મુસાફરે વર્ણન કર્યું છે તે પરથી જણાય છે કે–તે વખતે મુંબઈની વસ્તી ૬૦૦૦૦ ની હતી. તે વખતના ગવર્નરો પણ બળદની એક્કા ગાડીમાં ફરતા હતા. લોકો દૂરથી આવે ત્યારે પગ કાદવથી ખરડાઇ જતા હતા અને પાયધુની આગળ તેમને પગ ધોવા પડતા હતા. આ વખતે નાનાં હોડકાઓ, અત્યારે જ્યાં જે. જે. હોસ્પીટલ છે ત્યાં સુધી, વગર અડચણે ચાલ્યાં આવી શકતાં હતાં. વરલી ઉપર એક બાગ બાંધવામાં આવ્યો (ઇ. સ. ૧૬૮૪). ત્યાર પછી દરિયાના પાણીની આવક ઓછી થઇ ગઇ, પણ પાયધુણી પર પગ ધોવાની જરૂરીઆત તો ચાલુ જ રહી. બરાબર નોંધાયલી હકીકત છે કે–વાલકેશ્વર પર તથા ખંભાતા હીલ પર તે વખતે સારી ઝાડી હતી, તેમાં વાઘોનો વસવાટ હતો અને ફાડી ખાનારા જનાવરોનો ત્યાં ત્રાસ હતો. નાયગામ અને માટુંગામાં તે વખતે લૂંટારા વસતા હતા.

લૂંટફાટનો ભય તે વખતે એટલો મોટો હતો કે–લોકો રાતને વખતે બહાર નીકળી શકતા નહોતા. આજુબાજુના

મુસલમાનો અને મરાઠાઓ બેધડક લૂંટફાટ કરી લોકોને રંજાડતા હતા. લોકોની સલામતી માટે રાત્રે એક તોપ ફોડવામાં આવતી અને બીજી સવારે એક તોપ છોડવામાં આવતી. આ વચ્ચેના વખતમાં ફરવાનું કામ ધાસ્તીભરેલું ગણાતું હતું.

આ અરસામાં બે વખત સીધીઓ મુંબઈ પર ચઢી આવ્યા. એક વખત તો અંગ્રેજોએ તેમની સાથે ઘણી નાલેસીભરેલી શરતોનો સ્વીકાર કર્યો. ઈ. સ. ૧૭૦૦ (સંવત ૧૭૫૬) લગભગ મુંબઈની આ પરિસ્થિતિ હતી. એને શહેર કહી શકાય તેવી કોઇ બાબત ત્યાં નહોતી અને વસ્તીમાં પણ તદ્દન સામાન્ય માણસો જ હતા. મુંબઇના ગવર્નરોની ટીપ ઈ. સ. ૧૬૬૨ થી મળી આવે છે. કોઈ ગવર્નરો ભલા પણ આવ્યા છે અને કોઇ માથાભારે પણ નીકળ્યા છે. ઈસ્વીસનની સત્તરમી સદીની આખરે મુંબઈની આ સ્થિતિ હતી. એની ઉપજમાંથી એના ગવર્નરનો પગાર પણ પૂરો નીકળતો નહોતો. એવી તે સમયના મુંબઇની સ્થિતિ હતી.

ખેતીવાડીમાં માછલાનો કૂટો ખેતરમાં નાખવામાં આવતો હતો અને તેની ગંધથી ગામની હવા બગડતી હતી અને વારંવાર મરકીનો ઉપદ્રવ થઇ આવતો હતો. ઇ. સ. ૧૭૨૦માં તેની સામે સરકારે સખ્ત મનાઇ કરી, તેની સામે નારાજ થઇને ખેડૂત લોકોએ લંડનમાં કોર્ટ ઑફ ડાયરેકટર્સને અરજી કરી. તેઓએ માગણી કરી કે—જો મનાઈ રદ કરવામાં આવે તો તેઓ દર વર્ષે દશ હજાર રૂપીઆની રકમ સરકારને આપે. તેઓની આ માગણી લંડનની કોર્ટે કબૂલ રાખી નહિ. ઇ. સ. ૧૭૨૦માં ખેતીવાડીની જગાઓ કેવા પ્રકારની હશે તેનો આ

ઉપરથી સહજ ખ્યાલ આવશે. ત્યાં માત્ર ખેતરો જ હતા અને તેને ફળદ્રુપ કરવા તથા ખાતર વેચવા માછલાંનો કૂટો ત્યાં સંગ્રહવામાં આવતો હતો.

મુંબઇખાતે પોર્ટુગલ લોકોના અમલ દરમ્યાન વહાણુ બાંધવાની કામચલાઉ ગોદી હતી, પણ એ સારી હાલતમાં જણાતી નહોતી. ઇ. સ. ૧૭૩૫માં મરીનખાતાના વડાની ભલામણ મુજબ મનવારો અને વેપારીઓના સફરી વહાણો બાંધવા સારુ એક મજબૂત ગોદી બંધાવવામાં આવી. ત્યાર પછી વહાણુ બાંધવાનું કામ મુંબઇના ટાપુમાં મોટા પાયા પર શરૂ થયું. આ કામમાં વાડીઆ કુટુંબનો પાયો નાખનાર લવજી શેઠે ધીમે ધીમે કામ વધારી મૂક્યું. વહાણુ બાંધવાના કામમાં આ વાડીઆ કુટુંબે લગભગ દોઢસો વરસ સુધી આગેવાનીભરેલો ભાગ લીધો. આ હકીકતને ચરિત્રનાયક શેઠ મોતીશાહ સાથે ખાસ સંબંધ છે તેથી તે વાત પર ખાસ ધ્યાન ખેંચવાની જરૂર લાગી છે—આગળ ઉપર સદર શેઠ અને વાડીઆકુટુંબના સમકાલીનો સાથેના તેમના સંબંધ પરથી સ્પષ્ટ થઇ જશે.

મરાઠાઓના ભયને લીધે દેશી વેપારી તથા શાહુકારોએ મળીને અંદર અંદરથી રૂા. ૩૬૦૦૦) ઉઘરાવી સરકારને ઈ. સ. ૧૭૩૯ માં આપ્યા અને ગામની સંભાળ માટે કોટની બહાર ખાઇ બનાવરાવી. એ ખાઈ ૧૨૩ વર્ષ ટકી. પછી જ્યારે કોટ તોડી નાખ્યો ત્યારે ખાઇ પૂરી નાખવામાં આવી. આપણા ચરિત્રનાયકના સમયમાં તો કોટ પણ હતો અને ખાઈ પણ હતી.

વાલકેશ્વર અને કોલાબાની કુલ જમીનની મહેસુલ સરકારને દર વર્ષે રૂ. ૧૩૦) મળતી હતી અને તે પ્રમાણેની સ્થિતિ ઇ. સ. ૧૭૨૮ સુધી ચાલતી હતી. એ જ જગ્યામાંથી આજે સરકારને લાખો રૂપીઆ મળે છે અને કરોડોની મિલ્કતો તે પર બંધાઇ છે.

કોટની અંદર આવેલા દેવળ અને પાલવાના દરવાજા વચ્ચે દારૂ બનાવવાનું કારખાનું હતું. વસ્તીનો વધારો થતાં ઈ. સ. ૧૭૭૨ ( સંવત ૧૮૨૮ )માં એ કારખાનું મઝગામ લઈ જવામાં આવ્યું. ત્યાં એ કારખાનું ૮૨ વર્ષ રહ્યું અને ઈ. સ. ૧૮૬૪ માં એને ખડકી લઇ જવામાં આવ્યું. તે વખતે મઝગામની જમીન જાહેર લીલામથી વેચાણી તેને શેઠ પ્રેમચંદ રાયચંદે ૪૦ લાખ રૂપીએ ખરીદી અને એક કરોડ રૂપિયે વેચી. આ વાત આપણા પ્રસંગમાં આવતી નથી, પણ મુંબઇની એ યુગમાં કેવી સ્થિતિ હશે તેનો થોડો ખ્યાલ કરાવે છે. આ મઝગામના ખાડાનો ઇતિહાસ પણ જાણવા જેવો છે, જે કોઇ અન્ય પ્રસંગે વિચારાશે.

બહારગામથી જળમાર્ગે મુંબઈ આવનારને ઉતરવા માટે માત્ર એક જ ગોદી કોટની ગોદી પાસે આગલા વખતમાં હતી. ભરતી વખતે બેકબેના પાણી પૂર્વના જળ સાથે એકમેક થઈ જતા અને કોલાબા અલગ પડી જતું હતું. વચ્ચેની ખાડી મારફત ભરતી વખતે કોટની ગોદીમાં આવી શકાતું હતું. ભરતી વખતે મુંબઈ અને કોલાબા વચ્ચેના ખડકો જળમાં ડૂબી જતા હતા. ઇ. સ. ૧૮૩૭ ( સંવત ૧૮૯૩ ) સુધી કોલાબા અને કોટ વચ્ચે ખાડી હતી અને કોલાબે મછવામાં

જવાનો વહેવાર હતો. એપોલોનો ધક્કો બંધાયા પછી ખાડીના પાણી ઓછાં થવા લાગ્યા, છતાં પણ સને ૧૮૩૭માં સહર પૂલ બંધાયો નહિ ત્યાં સુધી તો કોલાબા સાથે વ્યવહાર મછવાથી જ ચાલુ હતો. વિક્રમની ઓગણીસમી સદીમાં મુંબઈનો દેખાવ કેવો હશે તેનો આથી સહજ ખ્યાલ આવે છે. પૂલ બાંધવા પહેલાં ઘણી પૂરણી કરવામાં આવી હતી, એ વાત પણ નોંધવાલાયક છે.

દેવળ મહોલ્લા(ચર્ચગેટ સ્ટ્રીટ)ના દરવાજાની બહાર એક આટો દળવાની પવનચક્કી હતી. એ ચક્કી ઈ. સ. ૧૭૨૫ માં ગોઠવાયલી હતી અને તે પરથી તે ભાગના મેદાનનું નામ પવનચક્કીનું મેદાન પડેલું હતું. અત્યારે જેને ઓવલનું મેદાન કહે છે તે અને તે ઉપરાંતનો બીજો વધારે ભાગ આ હશે એમ અનુમાન થાય છે. એ પવનચક્કીની ચારે બાજુ વડનાં ઝાડો કૉપરખાનાથી માંડીને હતાં. રસ્તો કરવા માટે એ ઝાડો ધીમેધીમે કપાઈ ગયાં.

અત્યારે જ્યાં ફાર્બસ કંપનીની ઑફિસ છે ત્યાંથી એલ્ફી-ન્સ્ટન સર્કલ સુધી ભીંડીનાં ઝાડો હતાં અને થોડાંક બીજાં પણ ઝાડો હતાં. આ આખી સદી દરમ્યાન મુંબઈના ગવર્નરો કોટમાં જ રહેતા અને પરેલનો સરકારી મહેલ તો રાજ્યારોહણને પ્રસંગે બૉલ માટે વાપરવામાં આવતો હતો.

કોટના દરવાજાથી તે ટંકશાળની આગળના ભાગ સુધી બેઠી આંધણીની બરાકો અને લશ્કરી અમલદારોને રહેવાનાં મકાનો હતાં. સં. ૧૮૫૯ માં મોટી આગ થતાં એ સર્વ મકાનો બળી

ગયાં. ત્યાર પછી ત્યાં મોટું ચોગાન બનાવ્યું. એનો દેખાવ ત્યાર પછી રળિયામણો થતો ગયો.

ફોર્બસ સ્ટ્રીટમાં–મેડો સ્ટ્રીટ અને એપોલો સ્ટ્રીટ–એ ત્રણે રસ્તાને રોકીને એક તળાવ હતું. તેની પાસેની હરિયાળી જમીન પર સાદડી નાખીને કે શેતરંજી પાથરીને શહેરના શેઠીઆઓ સાંજે બેસતા હતા. એ તળાવ પૂરાઈ ગયું અને ત્યાર પછી ત્યાં દાદીશેઠની મોટી હવેલી બંધાઈ.

મુંબઈની પ્રગતિ આ રીતે ઓગણીસમી સદીમાં થતી હતી.

( ૬ )

## સંવત ૧૮૭૦ નું મુંબઇ અને તેનો વ્યાપાર

સંવત ૧૮૭૦ નું મુંબઇ અને સંવત ૨૦૦૮ નું (હાલનું) મુંબઇ–એ બેમાં ઘણો તફાવત છે. ૧૮૭૦ માં મુંબઇમાં પાણીના નળ નહોતા, કાવડીઆ પાણી ભરી લાવતા હતા અને ઠામ ઠામ મોટા કૂવાઓ હતા. અનેક સખી ગૃહસ્થોએ હજારો રૂપીઆ ખરચીને કૂવા બંધાવ્યા હતા. અત્યારે તો એ કૂવાને સીલબંધ કરીને એના મોઢાં બંધ કરવામાં આવ્યા છે, પણ જેમણે એ કૂવાનો વિસ્તાર જોયો હશે તે કહી શકે કે–એ મોટા હતા અને ઘણો ખર્ચ કરીને બાંધવામાં આવ્યા હતા. એ જાહેર કૂવાઓ ઉપરાંત માળે માળે કૂવાઓ હતા.

તે વખતે જાજરૂઓ ભોંયતળીએ અને બાસ્કેટ સીસ્ટમના હતા. એ યુગમાં ગટરો પણ બંધાણી નહોતી. મુંબઇમાં પચાસ ઉપર નાનાં મોટાં તળાવો હતાં, અત્યારે તેને યાદ આવે તેવું માત્ર મમાદેવીનું તળાવ છે, પણ ગોવાળીઆ તળાવ, ભૂલેશ્વર તળાવ, ધોબી તળાવ, ઝેવીઅર કૉલેજનું તળાવ, ગીલ્ડર તળાવ વગેરે તો અત્યારના યુગના માણસોના જોયેલા છે.

રસ્તાઓ તે વખતે આડાઅવળા અને માટી પથ્થરના હતા;

અત્યારના જેવા એસ્ફાલ્ટ કે ટારના અથવા સીમેન્ટ કોન્ક્રીટના રસ્તાનું નામ નહોતું. વિક્રમની ઓગણીસમી સદીમાં ટ્રામવે નહોતી, રેલ્વે નહોતી અને આકાશનૌકાનાં તો સ્વપ્નાં પણ નહોતાં. સામાન્ય વ્યવહાર ખટારાથી ચાલતો અને બહુ ધનવાન લોકો એક ઘોડાની બગી-ગાડી રાખતા. બે ઘોડાની ગાડી તો ક્વચિત્ જ રહેતી. શીઘ્રયાન-સીગરામનો ઉપયોગ ધનવાન-ખાનદાન મોટાં કુટુંબમાં થતો હતો; તેને બે બળદ જોડવામાં આવતા હતા.

વસ્તુ લાવવા લઈ જવા માટે ગાડા-ખટારાનો ઉપયોગ થતો. રાત્રે સાધારણ દીવા થતા. વીજળી કે ગૅસની કલ્પના નહોતી. રાત્રે મસાલ કે દીવીથી બહાર જવાતું હતું. લોકો રાત્રે બહાર બહુ અવરજવર કરતા જ નહોતા. માહીમના વિભાગમાં માત્ર વાડીઓ જ હતી. દાદર માટુંગામાં માત્ર ખેતરો જ હતા. બહાર કોટમાં ભૂલેશ્વર, ગીરગામ વસતા જતા હતા. છૂટી-છવાઈ વસતી મઝગાંવ તથા પરેલમાં પણ હતી.

કોટ વિભાગમાં યુરોપીઅનો અને સારી સ્થિતિના હિંદુઓ રહેતા હતા. કોટ વિભાગમાં સં. ૧૮૫૯ માં મોટી આગ લાગી ત્યારે કોટનો પોણો ભાગ બળી ગયો. તે વખતે યુરોપીઅનોએ સરકાર પર દબાણુ ચલાવી દેશી લોકો કોટ બહાર રહે તેવો હુકમ કરાવ્યો હતો, પણ પારસી અને જૈન આગેવાન વેપારીએ લડત ચલાવી, લાગવગ વાપરી તે હુકમનો અમલ થવા દીધો નહોતો.

આવા યુગમાં શેઠ મોતીશાહ સંવત ૧૮૭૦ ની એક સવારે

તદ્દન એકલા થઈ ગયા અને ઘરમાં માત્ર પત્ની દીવાળીબાઈ (ગુલાબબાઈ) અને પુત્ર ખીમચંદ રહ્યા. મુંબઈનો ગવર્નર તે વખતે સર ઇવેન નેપીઅર હતો (ઇ. સ. ૧૮૧૨–૧૯). વડો સરસૂબો (ગવર્નર–જનરલ) માર્કિવસ ઑફ હેસ્ટીંગ્સ (૧૮૧૩–૨૩ ઇ. સ.) હતો. અંગ્રેજ સરકારનું રાજ્ય હજુ થતું આવતું હતું. એની જડ ઊંડી પેસતી જતી હતી, પણ હજુ એણે હિંદમાં સાર્વભૌમત્વ પ્રાપ્ત કર્યું નહોતું. પ્રબળ મરાઠા રાજ્યો સીંધીઆ, ભોંસલે, હોલ્કર, ગાયકવાડ, પેશ્વા વિગેરે હજુ સ્વતંત્ર હતા અને શીખ, ગુરખા કે પઠાણ પર સરકારની આણ વર્તતી નહોતી.

એ વખતે મુંબઈનો વેપાર જામતો જતો હતો. વ્યાપારીઓ અનેક જાતના વેપાર કરવા દેશમાંથી મુંબઈ આવતા હતા. મુંબઈ આવનાર તે સમયે ખરા સાહસિક ગણાતા હતા. તેઓ દેશમાંથી મુંબઈ વિદાય થાય ત્યારે તેમને વળાવવા સેંકડો માણસ જતા હતા. મુંબઈ ઘણાખરા દરિયા રસ્તે આવતા હતા. એ જમાનામાં રેલ્વે નહોતી. મુંબઈ આવી પોતાના નસીબ પ્રમાણે ધન કમાતા હતા. ધન કમાઈને પાછા દેશમાં જવાની ઘણાખરાની ઇચ્છા રહેતી હતી એટલે મુંબઈને પોતાનું વતન માનનાર બહુ ઓછા હતા. હિંદુ વ્યાપારીઓનું મુંબઈમાં વસવાનું તો સંવત્ ૧૭૦૦ થી શરૂ થયું જણાય છે, પણ આપણે જે સમયની વાત કરીએ છીએ તે અરસામાં નીચે જણાવેલા વ્યાપારીઓએ મુંબઈમાં વ્યાપાર શરૂ કરી વસવાટ આદર્યો હોય એમ નોંધાયલું છે.

સંવત ૧૭૪૮ માં શા રૂપજી ધનજી. શેઠ મંગળદાસ નથુભાઈના વડવા, દીવથી.

( ૭ )

## શેઠ મોતીશાહનો વિકાસ–વહાણવટું

સંવત ૧૮૭૦ માં શેઠ મોતીચંદ અમીચંદ સારા ભર્યા-ભાદર્યા કુટુંબમાં તદ્દન એકલા થઈ ગયા અને ભરયુવાન વયમાં આખા કુટુંબનો ભાર તેમના માથા પર આવી પડ્યો. તેમના પિતાના નામ પર હજુ દેવું પણ હતું અને જો કે તે વખતના કાયદા પ્રમાણે તે દેવું પોતાની જાતકમાણીમાંથી આપવા તે બંધાયલા નહોતા, છતાં એમનો પિતૃઋણ ચૂકવવાનો દૃઢ નિશ્ચય હતો એટલે એમણે **અમીચંદ સાકરચંદ**ના નામનો વહીવટ ચાલુ રાખ્યો અને વ્યાપારના નવાનવા રસ્તા શોધવા માંડ્યા.

તે વખતના ધંધાઓમાં વહાણવટીનો ધંધો ધીકતો ચાલવા લાગ્યો હતો. પોતાનાં ઘરનાં વહાણો બાંધીને નૂર (freight) રળવા માટે દરિયામાં મોકલવાનો એક પ્રકાર હતો અને બીજું પોતાનાં વહાણોમાં જૂદાં જૂદાં કરિયાણાં ભરી તેને દૂર દેશ મોકલવાનો વેપાર પણ સારો ચાલતો હતો. તે વખતે બગદાદ, માડાગાસ્કર, મોઝાંબીક સાથે પણ વેપાર ચાલતો, પણ સર્વથી મોટો વેપાર ચીન સાથે ચાલતો હતો. ચીનમાં હિંદથી અનેક ચીજ મોકલવામાં આવતી હતી અને બદલામાં ત્યાંથી સોનું કે



શેઠ મોતીશાનાં વહાણો.

રૂપું પાછું લાવવામાં આવતું હતું. ખાસ કરીને અફીણની મોટી નિકાસ હિંદથી ત્યાં થતી હતી અને હિંદમાં માળવા, ઇંદોર અને પંચમહાલનો વિભાગ અફીણની ઉત્પત્તિ માટે પ્રસિદ્ધ થયેલ હતો. મુંબઈમાં અસલથી વહાણુ બાંધવાનો ધંધો તો હતો જ અને કંપની સરકારનું રાજ્ય થયા પછી તેને સવિશેષ પ્રેરણા પ્રાપ્ત થઇ હતી. વહાણોના અનેક પ્રકાર હતા. મોટાં જુંગ વહાણો બે પાંચ સઢ ચઢાવતા હતા અને તેના માલમ, કપ્તાન વિગેરે મોટી સફર કરવા માટે દરિયાનું વિગતવાર જ્ઞાન ધરાવતા હતા. કેટલાક મોટાં સફરી વહાણો તો જાવા અને સુમાત્રા પણ જતા હતા અને લોકોમાં તે વખતે એક કહેવત પણ પડી ગઈ હતી કે—

‘જે જાય જાવે તે પાછા ન આવે, અને પાછો આવે તો, પરિયાના પરિયા ચાવે તેટલું ધન લાવે.’

મતલબ એ જણાય છે કે–આખી જિંદગીમાં જો એક વખત જાવાની સફર ફતેહમંદીથી કરવામાં આવે તો સાત પેઢી સુધી ચાલે તેટલી કમાણી થાય. એટલી કમાણીની લાલચની સામે પાછા ન આવી શકવાનું જોખમ પણ લાગેલું જ હતું એટલે ખાસ સાહસિક માણસો જ એ સફરે જતા હતા. વહાણવટાનું ચાલુ કામ તો ઘણાં કરતાં. કોકણકાંઠો, કાલિકટ, કોચીન અને લંકાનો મોટો વેપાર ચાલતો. ગોઘા, પીરમ, દીવ નજીકના વેપાર માટે ઉઘાડા હતા. સુરત, ભરુચ, નાલા સોપારા, ખંભાત જાણીતા બંદરો હતા અને વહાણોની આવજાવ અને વેપાર-ધંધો ચાલ્યા કરતો હતો. જાવા જનાર થોડા હતા, લગભગ નહિવત્ હતા; પણ ચીન તો ઘણા લોકો જતા હતા એમ તે

વખતના અનેક ચરિત્રો પરથી જણાય છે. વહાણોમાં દિવસો સુધી–મહિનાઓ સુધી ચાલે તેટલો ખોરાક ભરી લેવામાં આવતો હતો અને મીઠા પાણીની પણ પૂરતી સગવડ વહાણમાં જ રાખવામાં આવતી હતી. રસ્તે મુસાફરીમાં જ્યાં કંઠાળનો પ્રદેશ આવે ત્યાં નદીના મુખ પાસે જઈ મીઠું પાણી વહાણમાં ભરી લેવામાં આવતું હતું. ખારવાઓ અને માલમો રાત્રીના ગ્રહ-ચારથી અને તારાઓની ગણતરીથી પોતાનો રસ્તો મુકરર કરતા હતા અને કેટલાક કપ્તાનો તો અનેક વાર મોટી સફરે જઈ આવી સંપત્તિમાન થતા હતા. બનતાં સુધી ચોમાસા પહેલાં દેશમાં પાછા આવી જતા અને આઠ માસમાં કરેલી કમાણી પર બાકીના ચાર માસ પોતાનો નિર્વાહ ચલાવતા.

સાહસિક શેઠીઆઓ અને શેઠના પુત્રો વહાણની સફરો કરતા. અને જ્યારે સફર કરીને પાછા આવે ત્યારે તેમને મોટું માન તેમના નગરમાં મળતું હતું. તેઓ વિદાય થાય ત્યારે સગાસ્નેહી, સંબંધીઓ તેમને વળાવવા બંદર પર જતા હતા. ખાસ કરીને દરિયાકાંઠે રહેનાર લોકો આવા સાહસમાં અનેક વાર જોડાતા અને તેમની નજર દૂર પડતી હોવાને કારણે તેઓની દૃષ્ટિમર્યાદામાં વિશાળતા પણ પ્રમાણમાં વધારે રહેતી હતી. કંઠાળના પ્રદેશની આ ખાસીઅત અત્યારે પણ સુપ્રસિદ્ધ છે.

વહાણો નાનાં પણ બનતાં હતાં. દેશની અંદરનો વહીવટ નાનાં વહાણોથી ચાલતો હતો. મોટાં વહાણો ૧૨૦૦–૧૫૦૦ ટન માલ લઈ શકતા હતા અને નાના મછવા–બલામડી વિગેરે કાંઠા પરનું કામ કરતા હતા. કચ્છ કાઠિયાવાડમાં જંગબાર, કોંકણ



શેઠ મોતીશાનાં વહાણો.

અને કોચીન તથા કાનામાંગલોરનો વેપાર તે વખતે ચાલતો હતો અને સિંહલદ્વીપ–લંકા સાથે કાઠિયાવાડને સારો વેપાર હતો એમ તે વખતની હકીકતો પરથી જણાય છે. ખાસ નોંધવા લાયક બાબત એ છે કે–વહાણો હિંદુસ્તાનમાં જ બનતાં અને દુનિયાના કોઈ પણ ભાગમાં સફર કરી શકે તેટલી મજબૂતાઈવાળાં તે થતાં હતાં.

આ વહાણુવટીના ધંધામાં શેઠ મોતીશાહે ઝુકાવ્યું. તેઓ પોતે તો ચીન ગયા હોય એમ જણાતું નથી, પણ પિનાંગ અને ચીન સાથે તેમનો મોટો વેપાર હતો એમ જણાય છે. તેઓની માલેકીમાં નીચે પ્રમાણેનાં વહાણો હતાં એમ નોંધાયેલું છે:

" **કોન્ટે ડી રીઓ પારડો.** " મોટું ડોલી વહાણ. દમણ ખાતે બંધાવેલું. ટન ૪૩૦.

" **કોર્ન વોલિસ.** " મોટું ડોલી વહાણ. સુરતમાં બંધાવેલું. શાહ ચલેલીવાળાનું ખરીદી લીધેલું. ટન ૬૬૭.

" **હોરમસજી બમનજી.** " મોટું વહાણ. ખરીદેલું.

" **એડમોનીસ્ટન.** " મોટું વહાણ. ખરીદેલું.

" **સૈયદખાન.** " સ્કૂનર.

" **લેડી ગ્રાંટ.** " સ્કૂનર. મુંબઈના ગોદીમાં.

" **બોંબે.** " સ્કૂનર. ૫૦ ટનની. ચીનના કોસ્ટા ઉપર ફેરવવા માટે ખરીદી લીધેલ.

" **મોતીચંદ અમીચંદ.** " બ્રીગ.

આ ઉપરાંત અનેક ગામઠી બતેલાંઓ તથા ફતેમારીઓની માલીકી શેઠ મોતીચંદની થઇ હતી. આ ધંધા ઉપર તેમનો હાથ સારી રીતે બેસી ગયો હતો અને તેમાંથી કમાણી પણ તેમણે એટલી સારી કરી હતી કે–પાંચ વર્ષનાં અરસામાં તો તેઓ મુંબઈના એક આગેવાન શાહ સોદાગર થઇ ગયા, નાત-જાતમાં તેમનું અગ્રસ્થાન થઇ પડયું અને મુંબઈના આગેવાન વેપારીઓની હરોળમાં તે બિરાજવા લાગ્યા.

એમના જીવનનો પરિચય ધરાવનાર શેઠ મોતીશાહની વ્યાપારની કુનેહ માટે ખૂબ તારીફ કરે છે. માત્ર વીશ વર્ષના અરસામાં તેમણે જે ધનપ્રાપ્તિ કરી, અઢળક ખર્ચ કર્યો અને મોટી સંસ્થાઓ શરૂ કરી તે સર્વ વિચારતાં તેઓમાં મોટા વ્યાપારીને છાજે તેવા ગુણો જરૂર હશે તે સમજી શકાય છે. દીર્ઘ દૃષ્ટિ, ગણતરી, સદ્વર્તન અને સાહસ એ ફતેહમંદ વ્યાપારી માટે અનિવાર્ય છે. તે સર્વ શેઠ મોતીશાહમાં હતા તે તેમના અનેકવિધ જીવનમાં વણાયલા માલૂમ પડે છે.

એમ જણાય છે કે વ્યાપારની સાહસિકતા સાથે શેઠ મોતી-શાહની 'ધર્મશ્રદ્ધા' અચળ હતી, તેમનામાં ધર્મપ્રેમ નૈસ-ર્ગિક હતો અને તેમનું ઔદાર્ય અપરિમેય હતું. એમ કહે-વાય છે કે–તેઓએ એક વખતની સ્ટીમરની સફરને અંગે સરકાર સાથે કાંઇ ખટપટ થતાં તે સફરની કુલ આવક સિદ્ધા-ચળ ઉપર ખર્ચવા સંકલ્પ કર્યો હતો અને તે એક જ સફરમાં ૧૩ લાખ રૂપીઆની રકમની તેમને પ્રાપ્તિ થઈ. એ વાતની સત્યતા પર છેવટનો મત આપી શકાય તેમ નથી; પણ તે ગમે તેમ હો, પરંતુ એ વાત પરથી શેઠ મોતીશાહનો ધર્મપ્રેમ તો ખૂબ

દઢ જણાય છે. તેના બીજા દાખલા આપણે આગળ જોઇશું. વહાણવટીના ધંધાના એક પ્રસંગને પરિણામે સિદ્ધગિરિ પર ભવ્ય ટૂંકનાં મંડાણ મંડાયા હોય તો તે વાત કલ્પનાને ખાસ ઉત્તેજે છે અને વ્યાપારી સાહસિકની ઉદારતાની શાહદત પૂરી પાડે છે. શેઠ મોતીશાહની અવિચળ શ્રદ્ધાના બીજા અનેક પ્રસંગો નોંધાયેલા છે તે આગળ પર જોવામાં આવશે.

વહાણવટીનો ધંધો તે વખતે અગત્યનો ગણાતો હતો. હિંદ સાથે અને હિંદનો પરદેશ સાથે વ્યવહાર જળમાર્ગે વહાણદ્વારા ચાલતો હતો. એ ધંધો હિંદીઓના હાથમાં જ હતો એમ તે વખતના આગેવાન વેપારી–વહાણવટીઓની નામાવળી પરથી જણાય છે. વહાણવટીના ધંધામાં નોંધાયેલાં નામોમાં ભીમજી રામ શેઠ, પાંડુ શેઠ શિવાજી, આશારામ વૈનક, મોતીચંદ રૂગનાથદાસ, પ્રેમચંદ કરમચંદ, નરશીદાસ પરશોતમદાસ, વીજલાલ હોરમસજીની કું., શા. ઝવેરચંદ ખુશાલ, શા. કરસનદાસ માણેકચંદ, શા. અમરચંદ ખીમચંદ દમણી આદિનાં નામો નોંધાયેલાં છે તે જોતાં જૈનોનો એ ધંધામાં સારો ફાળો હશે એમ જરૂર લાગે છે. પારસીઓ પૈકી વાડીઆ અને પીટીટ કુટુંબની આગળ જતાં હકીકત આવશે. તેમણે પણ એ ધંધાને સારો ખીલવ્યો હોય એમ જણાય છે.

આશ્ચર્યની વાત એ છે કે–કુલ વહાણવટું ઓગણીસમી સદીમાં હિંદીઓના હાથમાં હતું તે વીસમી સદીમાં ધીમે ધીમે ઓસરતું ગયું અને અંતે એવી સ્થિતિ આવી કે અત્યારે કોઇને એમ કહીએ કે વહાણવટું અમારું જ હતું તો તે માનવા પણ સાફ ના પાડે. ખૂબીની વાત એ છે કે–

એ સર્વ વહાણો મોટે ભાગે મુંબઈમાં જ અથવા તેની આસપાસમાં જ બનતાં અને થોડાં હિંદમાં તૈયાર થતાં હતાં. આ વહાણ બાંધવાનો અને ચલાવવાનો ઉદ્યોગ દેશી ભાઈઓના હાથમાંથી સરી ગયો અને સ્ટીમરો થતાં પરદેશીઓના હાથમાં ચાલ્યો ગયો. અત્યારે નાનાં વહાણો હજુ ચાલે છે, પણ ધંધા તરીકે તે આપણે માટે મોટે ભાગે ખલાસ થઈ ગયો એમ કહીએ તો તેમાં જરા પણ અતિશયોક્તિ લાગશે નહિ.

મુસાફરીને અંગે એમ લાગે છે કે–શેઠ મોતીશાહના સમય સુધીમાં બહુ જ જુજ હિંદુઓ વિલાયત ગયા હતા. મળેલી નોંધ પ્રમાણે સં. ૧૮૮૯ માં માત્ર રાજા રામમોહનરાય વિલાયત ગયા હતા. અને ત્રણ વર્ષ બાદ તે વિલાયતમાં જ મરણ પામ્યા. આ ઉપરાંત અન્ય કોઇ જાણીતો હિંદુ વિલાયત ગયેલો નહોતો. શ્રી મહીપતરામ રૂપરામ અને કરસનદાસ મૂળજીનો યુગ હજુ થોડા વર્ષ પછી આવવાનો હતો, પણ ત્યાં તો સદી બદલાઇ જાય છે.

( ૮ )

## મુંબઇ પાંજરાપોળ.

શેઠ મોતીશાહના બે અમર કાર્યોમાંનું એક કાર્ય શ્રી મુંબઈની પાંજરાપોળનું છે. જૈન હૃદયમાં અહિંસાની ભાવના ગળથૂથીથી પોષાયલી હોય છે અને તેમાં પણ એ ભાવનાનો વિશિષ્ટ રીતે અમલ કરનાર ખરેખર અમર થવાને યોગ્ય છે એમ લાગ્યા વગર રહે તેમ નથી. મુંબઈની એ અતિ વિશાળ અને મોભાદાર સંસ્થાનો ઈતિહાસ અત્ર રજૂ કરવો પ્રસ્તુત છે. એ પાંજરાપોળના સ્થાપક શેઠ મોતીશાહ હોઈ, એના ઈતિહાસ સાથે શેઠશ્રીનો ઈતિહાસ સ્વાભાવિક રીતે જ વ્યક્ત થઈ જશે. અત્ર તેનો મુખતેસર ઇતિહાસ જોઈ જઇએ. એને લગતા કોઈ અગત્યના કાગળો કે દસ્તાવેજો મળી આવશે તો તેને પરિશિષ્ટોમાં સ્થાન આપવામાં આવશે.

હકીકત એમ બની જણાય છે કે સને ૧૮૩૨ (સંવત ૧૮૮૮)ની શરૂઆતમાં મુંબઇ શહેરમાં કૂતરાંનો ખૂબ ત્રાસ હતો. એમાં કોઇ કૂતરાંઓ હડખાયાં પણ છે અને તેનો ચેપ માણસોને લાગે છે એવી માન્યતાને પરિણામે સરકારે કૂતરાંને મારી નાખવાનો હુકમ કર્યો. એ હુકમને પરિણામે દરરોજ

સેંકડો કૂતરાંને મારી નાખવામાં આવતાં હતાં, અને તેની સંખ્યા એટલી મોટી થતી ચાલી કે પછી તો કૂતરાનાં શબોના ઢગલા થવા લાગ્યા. હિંદુઓની લાગણી એવા કૃત્યથી દુઃખાય તે તો સ્વાભાવિક છે, પણ ઘણા દયાળુ પારસીઓની લાગણી પણ આ બનાવથી ખૂબ ઉશ્કેરાણી, છતાં કૂતરાંઓને મારી નાખવાનું કામ ચાલુ રહ્યું.

અંતે દયાળુ માણસોની લાગણી મર્યાદામાં રહી ન શકી. દિલનો આઘાત વ્યક્ત સ્વરૂપે બહાર પડ્યો અને તેને પરિણામે તા. ૭મી જુન ૧૮૩૨(વૈશાખ–જેઠ સંવત ૧૮૮૮)ના રોજ મુંબઇ શહેરમાં મોટું હુલ્લડ થયું. સરકારે લશ્કરને બોલાવી એ હુલ્લડને દબાવી દીધું, અને ત્યાર પછી મોટા પાયા પર હુલ્લડ કરનારાઓની પકડાપકડી ચાલી. તેમાં અનેક હિંદુઓ તથા પારસીઓ પકડાઇ ગયા. પકડાયલા લોકોમાંથી કેટલાક જામીન પર છૂટ્યા, પણ ઘણાખરાને તો કોર્ટની તપાસ પહેલાં ચાર માસ સુધી કાચી જેલમાં રહેવું પડ્યું. સરકારની સુપ્રિમકૉર્ટમાં ઑાન. જસ્ટીસ હર્બર્ટ કેમ્પ્ટન પાસે તેવા ગુન્હા કરનારાઓની તપાસ ચાલી. તેને પરિણામે દશ આસામી તકસીરવાર ઠર્યા અને તેમને એકથી અઢાર માસની આસનકેદની સજા થઇ. તેઓ પૈકી બેનો રૂ. ૨૨૦૦) દંડ થયો અને આઠ તકસીરવાર પાસેથી રૂા. ૪૦૦થી એક હજાર સુધીના સુલેહ રાખવાના જામીન લેવાયા. ધરપકડ તો ઘણાની થઇ હતી, પણ બાકીનાઓ સામે પૂરતો પુરાવો ન પડવાથી, તેઓને ચેતવણી આપી છોડી મૂકવામાં આવ્યા.

આ ચાર મહિના સુધી લોકોમાં બહુ ઉશ્કેરણી રહી. તેમને

અરસપરસ સંપ અને સહકાર કરવાની ભાવના જાગી અને દયાળુ દિલમાં પાંજરાપોળ સ્થાપવાની ભાવના જાગૃત થઇ. આ કાર્યમાં હિંદુભાઇઓ સાથે પારસીભાઇઓએ પણ સારો સાથ આપ્યો અને પરિણામે મુંબઇના મહાજન તરફથી પાંજરાપોળની સ્થાપના શહેર મુંબઈમાં સંવત ૧૮૮૮ માં થઇ. એ કાર્યમાં બીજાઓની સાથે શેઠ મોતીશાહે ખૂબ અગ્રગણ્ય ભાગ ભજવ્યો અને તેથી શેઠ મોતીચંદનું નામ મુંબઇની પાંજરાપોળ સાથે સદાને માટે જોડાયલું રહ્યું છે.

પાંજરાપોળની વ્યવસ્થિત યોજના તો તેની સ્થાપના થયા બાદ થોડા વર્ષ પછી થઈ, પણ તેને માટે શરૂઆતમાં તેત્રીશ શ્રાવકો( જૈનો )એ મળી રૂા. ૧,૪૧,૭૫૦નો ફાળો ભર્યો. એ કાર્યમાં મુખ્ય ભાગ શેઠ મોતીશાહનો હતો. તેમણે પ્રેરણાથી અને પદરના દાનથી પાંજરાપોળને નવાજવામાં બાકી રાખી નહિ. તેમણે પોતાની હયાતીમાં નીચે પ્રમાણે દાન પાંજરાપોળને કર્યું હતું એમ પાંજરાપોળની આધારભૂત નોંધોમાં નોંધાયલું છેઃ- તેમણે રૂા. ૧૮૧૨૫) પાંજરાપોળના ઉઘરાણામાં પોતાના પિતાશ્રી અમીચંદ સાકરચંદના નામથી રોકડા આપ્યા.

રૂા. ૩૯૨૨૫ ની કીંમતની જગ્યા શેઠ મોતીશાહે કાવસજી પટેલની પાસેથી સી. પી. ટેંક રોડ પર લીધી હતી તેમાંથી ઉપલી કીંમતની જગ્યા પાંજરાપોળને અર્પણ કરી.

આ ઉપરાંત પાંજરાપોળનાં મકાનો બાંધવાને અંગે મોટી રકમનો ખરચ થયો તે પૈકી રૂા. ૩૬૧૦ શેઠ મોતીચંદના પુત્ર શેઠ ખીમચંદે માંડી વાળ્યા અને તે ઉપરાંત પોતાને ત્યાંના

વેપારના લાગા તરીકે દર વર્ષે હજારોની રકમો આપી. બહાર પડેલા હિસાબ પરથી સં. ૧૮૯૧ થી ૧૮૯૫ સુધીમાં તેમની પેઢીએ આપેલા આ લાગાની રકમ રૂા. ૯૩૬૦ થવા જાય છે.

વ્યાપારી મહાજનને બોલાવી મુંબઈના વ્યાપાર પર પાંજરાપોળનો લાગો નક્કી કર્યો. તે વખતે નીચે પ્રમાણે નખાયેલા લાગા નોંધાયલા મળી આવે છેઃ—

| | |
|---|---|
| રૂ ઉપર દર સુરતી ખાંડીએ | ૦–૪–૦ |
| અફીણની દરેક પેટી પર | ૧–૦–૦ |
| ખાંડ–દેશાવરથી આવતા દરેક ખાંડના દાગીના પર | ૦–૧–૦ |
| ખાંડ–મોરસ દેશાવરથી આવતા દરેક દાગીના પર | ૦–૦–૬ |
| હુંડી–મુંબઈથી લખાતી અથવા મુંબઈમાં સ્વીકરાતી હુંડી પર દર સેંકડે | ૦–૦–૩ |
| મોતીની ખરીદી પર દર સેંકડે | ૦–૪–૦ |

આ પ્રમાણેના મહાજનના ઠરાવમાં મુસલમાન અને યુરોપીઅન વેપારીઓનો સમાવેશ કરવામાં આવ્યો નહોતો, છતાં તેમની પાસેથી માલ ખરીદનાર હિંદુ તથા પારસીઓ માલ ખરીદે તે ઠરાવ પ્રમાણે લાગો આપે, એવી શરત સ્વીકારવામાં આવી હતી. આ લાગો સં. ૧૮૯૧ના કાર્તિક શુદ ૨ (સોમ)થી લેવાનું નક્કી કરવામાં આવ્યું હતું. પાંજરાપોળનો વહીવટ કરવા માટે અને ખાસ કરીને લાગા ઉઘરાવવા માટે નીચેના ચાર વ્યાપારીની નીમણુક કરવામાં આવી હતી.

**૧. શેઠ મોતીચંદ અમીચંદ ૨. શેઠ જમશેદજી**

**જીજીભાઈ ૩. શેઠ વખતચંદ ખુશાલચંદ અને ૪. શેઠ બમનજી હોરમસજી વાડીઆ.**

ઉપરના ચાર ગૃહસ્થો પાંજરાપોળનો મુખ્ય વહીવટ કરનાર હતા અને તેને મદદ કરવા અને જનાવરો પર દેખરેખ રાખવા માટે નીચેના ૭ વ્યાપારીની નીમણુક પણ મહાજનના સદર ઠરાવમાં કરવામાં આવી હતી. મુખ્ય વહીવટદારોના હાથ નીચે રહી મદદ કરનાર ૭ ગૃહસ્થોનાં નામઃ—

**૧. શા. કેલાણજી કાનજી ૨. શા. ફુલચંદ કપુરચંદ ૩. શા. ગોપાળજી ખીમજી દલાલ ૪. શા. ખીમચંદ પ્રેમચંદ ૫. શા. સોમજી તારાચંદ અને ૬. શા. રામચંદ ગોવીંદજી.**

મહાજનના આ અસલ ઠરાવ પર ૪૪૯ વ્યાપારીઓએ સહી કરી હતી. એ અસલ લખાણ હાલ પણ પાંજરાપોળમાં મોજુદ છે. તેમાં ૪૦૧ હિંદુઓ હતા, ૪૭ પારસીઓ હતા અને ૧ વોરા ગૃહસ્થ હતા.

ઉપરના મુખ્ય નામો ઉપરથી જૈનોનો એ પાંજરાપોળની સ્થાપનામાં મુખ્ય ભાગ હતો એમ જણાય છે અને તેમ થવું તે જૈનોને ઉપદેશાતી દયાધર્મની મુખ્યતાને અંગે તદ્દન સ્વાભાવિક છે. આપણા ચરિત્રનાયક શેઠ મોતીશાહે આ કાર્ય તન, મન અને ધનથી ઉપાડી લેઈ એક ખાસ અગત્યની જરૂરીઆત પૂરી પાડી અને પોતાની ફરજ બજાવી નામને અવિચળ રાખ્યું.

મુંબઇની પાંજરાપોળની આ રીતે શરૂઆત થઇ અને તે વખતે એની વ્યવસ્થા પરત્વેની યોજના એવી થતી ચાલી કે એ સંસ્થા ઉત્તરોત્તર બળવાન થતી ગઇ. સં. ૧૮૯૨ની શરૂઆતથી એ સંસ્થાનો વહીવટ મેસર્સ જમશેદજી જીજીભાઇ એન્ડ સન્સને ત્યાં રહ્યો અને તેના ઉપર દેખરેખ ઉપર જણાવેલી કમિટીની રહી.

પાંજરાપોળની શરૂઆત તો કૂતરાપ્રકરણને અંગે થઇ, પણ ત્યાર પછી તેનો વિસ્તાર ગાય, બળદ, બકરા, ભેંસ, પાડા, ઘોડા વિગેરે સર્વ જનાવરને અંગે કરવામાં આવ્યો. નધણીઆતાં જનાવરો, રોગી, વૃદ્ધ થઇ ગયેલાં ખોડા ઢોરો, અપંગ જનાવરો વિગેરે સર્વનું આશ્રયસ્થાન પાંજરાપોળ થઇ પડયું.

કાવસજી પટેલ પાસેથી રૂ. ૬૧૦૦૦ માં હજારો વાર જગ્યા લીધી હતી તે પૈકી મોટો ભાગ પાંજરાપોળ માટે રાખવામાં આવ્યો. તેનું બક્ષીસપત્ર અથવા ટ્રસ્ટડીડને મળતું લખાણ શેઠ મોતીચંદે પોતે કરી આપ્યું એમ શેઠશ્રીના પોતાના વીલ ઉપરથી જણાય છે. શેઠશ્રીની હયાતી બાદ પાંજરાપોળની મિલકતો આટેનું એક રીતસરનું ટ્રસ્ટડીડ રૂ. ૧,૪૧,૭૫૦ નું કરી તેના ટ્રસ્ટી તરીકે શેઠ ખીમચંદભાઇને ઠરાવવામાં આવ્યા હતા.

આ પાંજરાપોળનું કામ કેવું સુંદર ચાલ્યું હશે તેનો ખ્યાલ કરવા યોગ્ય છે. સં. ૧૮૯૧ થી તેનો સોળ વર્ષનો હિસાબ પ્રકટ કરવામાં આવ્યો ત્યારે તેની જમે બાજુ રૂ ૮,૮૫,૯૨૫ થયેલા અને ખર્ચ તે અરસામાં રૂ ૪,૭૦,૧૮૦ નું થયું જણાય છે. આ પ્રમાણે પાંજરાપોળની વાર્ષિક આવક શરૂઆતથી જ રૂ. ૫૫,૩૭૦-૪-૦ થઇ.

ખર્ચ બહુ રીતસરનું ચાલતું હતું. જામીનગીરીઓ એકાઉન્ટન્ટ જનરલને ત્યાં રાખવાનું ઠરાવવામાં આવ્યું હતું. અને સને ૧૮૫૦(સં. ૧૯૦૬) માં નીચે જણાવેલા ૧૧ ગૃહસ્થોને તેના ટ્રસ્ટી ઠરાવવામાં આવ્યાં.

૧ સર જમશેદજી જીજીભાઇ નાઇટ (પ્રમુખ) ૨ શેઠ બમનજી હોરમસજી વાડિયા ૩ સર ખરશેદજી જમશેદજી જીજીભાઈ બેરોનેટ ૪ શેઠ રૂસ્તમજી જમશેદજી જીજીભાઈ ૫ શેઠ ખરશેદજી ફરદુનજી પારેખ ૬ શા. હીંમતરામ ત્રીસ્નાંધર ૭ શા. ગંગાદાસ ત્રીજભુખણદાસ ૮ શા. ઉમેદચંદ જાદવજી ૯ શા. સુંદરજી નાનજી ૧૦ ઠા. કહાનજી ચતુર ૧૧ મારવાડી રૂગનાથદાસ બક્ષીરામ.

આ ટ્રસ્ટડીડ રીતસર થયું તે વખતે સં. ૧૯૦૫ માં પાંજરાપોળનાં સરવૈયામાં રૂ. ૩,૩૧,૦૦૦ ની મૂડી હતી. તેમાં સ્થાવર મિલ્કતનો સમાવેશ થતો નથી. સદરહુ સ્થાવર મિલ્કતનું રૂ. ૧,૪૧,૭૫૦ નું ટ્રસ્ટડીડ ઉપર જણાવ્યું તે પ્રમાણે થયું તે જુદું સમજવું. એ રીતે ૧૫ વર્ષના અરસામાં પાંજરાપોળ જામી ગઇ અને સમૃદ્ધ સંસ્થા બની ગઈ.

કાવસજી પટેલવાળી જગ્યા પૂરતી ન થઇ ત્યારે શેઠ મોતીશાહે મુંબઇની નજીક ચીમડ (ચાંખુડ) ગામ ખરીદીને તે જગ્યા પણ મુંબઇ પાંજરાપોળને અપણ કરી. અત્યારે તો પાંજરાપોળની આવક લગભગ ત્રણ લાખ ઉપરની વાર્ષિક ગણાય છે. જગ્યાની કિંમત લાખોની થાય છે. મુંબઇખાતે અને ચીમડમાં થઇને પાંચથી છ હજાર ઢોરોને રાહત આપવામાં,

આવે છે અને ગરીબ અનાથ બાળકોને દૂધ મફત આપવામાં આવે છે. આ સર્વની શરૂઆત શેઠ મોતીશાહની પ્રેરણાથી થઈ એમાં શક નથી.

ટ્રસ્ટીઓનાં નામો જોતાં, પાંજરાપોળના કાર્યમાં સમસ્ત મહાજનનો સહકાર જોતાં અને કામને પાર પાડવામાં વૈવિધ્ય સાથે રચનાત્મકતા વિચારતાં આ વિશાળ સંસ્થા સ્થાપનાર પર મનનાં ઉમળકા આવે અને તેને માટે અત્યંત માન ઉત્પન્ન થાય તેવું છે.

એની સ્થાપનાને અંગે કર્ણોનુકર્ણ સાંભળેલી હકીકત જે આગળ પરિશિષ્ટમાં આપી છે તે વિચારતાં અને તેની અનેકવિધ પ્રવૃત્તિ જોતાં આવું જીવદયાનું મહાન્ કાર્ય ઉપાડનારને માટે ખૂબ લાગણી થાય તેવું છે. અન્ય સ્થળે પાંજરાપોળનો વહીવટ જૈનો પર ઘણે ભાગે હોય છે, ત્યારે મુંબઈમાં એ કાર્ય સમસ્ત મહાજને ઉપાડી લીધું છે, એમાં એના સ્થાપકની દીર્ઘ દૃષ્ટિ નજરે તરી આવે છે. પારસી ભાઈઓ આવા જીવદયાના કાર્યમાં સક્રિય ભાગ લે, હજારોની રકમનો ફાળો આપે અને એ કાર્યને પુણ્યનું કામ માને એ વિશિષ્ટ ઘટના ગણી શકાય. આ સુંદર પરિસ્થિતિ નીપજાવનાર શેઠ મોતીચંદ અમીચંદ પાંજરાપોળના આદ્ય પ્રેરક અને મુખ્ય દાતા હોઈ આપણે તેમનું નામ આજે પણ **સખાવતી ધર્મી દયાવીર** અને **દાનવીર** તરીકે યાદ કરીએ છીએ. મુંબઈની પાંજરાપોળમાં આ આખી નોંધ મુખ્તેસર મોજુદ છે. એમાંથી અગત્યની બાબતો સાંપડી છે તે સદર પરિશિષ્ટ પરથી જોઈ શકાશે

અને ચાલી આવતી સ્થાપનાને લગતી દંતકથા તે શીર્ષક નીચે પ્રથમ દરજ્જે રજૂ થયેલી આગળ ઉપર જોવાશે.

અંતરના પ્રેમથી, વિશ્વપ્રેમની ભાવનાથી આ જીવદયા-પ્રાણીદયાનું કામ ઉપાડી લેનાર અને તેને અંગે તન, મન અને ધનનો મોટો ભોગ અને ભાગ આપનાર અમર આત્મા શેઠ મોતીશાહ આજે પણ જીવતા જ છે અને એ વિશાળ પાંજરાપોળનો પ્રત્યેક પથ્થર અને તેની દરેક ઈંટ એના જીવતા પુરાવા છે.

Y

( ૯ )

## ભાયખળે મંદિર સ્થાપના.

જૈન ધર્મ પરની શેઠ મોતીશાહની શ્રદ્ધા અડગ જણાય છે અને તે ગુણ તેમનામાં વંશપરંપરાગત ઉતરી આવેલો હોય એમ તેમના જીવનના અનેક પ્રસંગો પરથી જણાય છે. તેમના મોટા ભાઈ શેઠ નેમચંદભાઈએ મુંબઈ–કોટમાં શ્રીશાંતિનાથજીનું દેરાસર બાંધવામાં તેમજ તેની પ્રતિષ્ઠા કરવામાં શેઠ પ્રેમચંદ રંગજી સાથે સારો ભાગ લીધો જણાય છે. એ દેરાસરની પ્રતિષ્ઠા સંવત ૧૮૬૫ માં થઈ.

આ પ્રસંગે મુંબઈના મંદિરો સંબંધી કેટલીક હકીકત મળી આવી છે તે નોંધી લઈએ. એમાંની કેટલીક હકીકત અત્યારે અન્ય સાધનોદ્વારા સાંપડતી પણ નથી, તેથી તે એક સ્થાનકે એકઠી કરવાની જરૂર છે. વિશેષ હકીકત ઉપલબ્ધ થશે તે પરિશિષ્ટમાં રજૂ કરવામાં આવશે.

મુંબઈનાં પુરાણાં મંદિરોમાં હિંદુઓના મંદિરો પૈકી વાલકેશ્વરનું મંદિર સંવત ૧૭૫૯ માં થયું છે (બંધાવનાર રામાજી કામટ), પરભાદેવી સંવત ૧૭૭૧ માં, બાબુલનાથ સં. ૧૮૩૦ માં (પાંડુરંગ સોનારે) અને મહાલક્ષ્મીનું મંદિર સં. ૧૮૩૨ માં

(રામાજી શિવાજી) અને ગોવાળીઆ તળાવ પરનું ભવાનીશંકરનું મંદિર સં. ૧૮૯૨ (શંકરશેઠ બાબુલશેઠ). આ રીતે જોતાં ઘણાંખરાં હિંદુ મંદિરો દક્ષિણી–મરાઠા ભાઈઓએ બંધાવ્યાં હોય એમ જણાય છે.

જૈન મંદિરોમાં પ્રથમ મંદિર કયું થયું તેની સ્પષ્ટતા થતી નથી, પણ નીચે પ્રમાણે હકીકત સાંપડી છે.

સંવત ૧૮૬૫ માં કોટમાં શ્રીશાંતિનાથનું મંદિર પારસી બજારમાં ઉપર જણાવ્યું તેમ શેઠ નેમચંદ અમીચંદ અને શેઠ પ્રેમચંદ રંગજીએ બંધાવ્યું.

સંવત ૧૮૬૮ ના બીજા વૈશાખ શુદ ૮ શુક્રવારે ભુલેશ્વર અને કુંભારટુકડા વચ્ચે ચિંતામણિજીના મંદિરની સ્થાપના થઈ. તેના સ્થાપનાર પણ શેઠ નેમચંદ અમીચંદ હતા.

સંવત ૧૮૭૬ ના મહા શુદ ૧૩ ને રોજ ભીંડી બજારને નાકે પટેલ રોડ (ઇબ્રાહીમ રહીમતુલા રોડ) પર શ્રી શાંતિનાથજીના મંદિરની પ્રતિષ્ઠા થઈ.

આ મંદિરની પ્રતિષ્ઠા શેઠ મોતીચંદ અમીચંદે કરી.

સંવત ૧૮૭૮ માં ગલાલવાડી (કીકા સ્ટ્રીટ–જગજીવન કીકા સ્ટ્રીટ) ને નાકે શ્રી ચિંતામણિજીના મંદિરની પ્રતિષ્ઠા મારવાડી અમરચંદ બીરદીચંદે કરી.

આ પ્રમાણે ઉલ્લેખ મળે છે. આ રીતે જોતાં કુંભાર ટુકડાના ડાબા ભાગ પર ચિંતામણીનું મંદિર એક હોય અને બીજું ગલાલવાડીમાં સદર મારવાડી ભાઈએ દશ વર્ષે બાંધ્યું

હોય એમ થાય. અત્યારે તો ગલાલવાડીમાં એક જ મંદિર છે. આ કોયડો ઉકેલવો જરા વિષમ છે અને તે માટે તાત્કાલિક વધારે સાધનોની તપાસ માગે છે.

સંવત ૧૮૮૦માં શેઠ મોતીશાહના પિતરાઇ ભાઈદાસે પાયધુની ઉપર શ્રીગોડીજી મહારાજનું મંદિર બંધાવ્યું એટલો ઉલ્લેખ મળે છે. પ્રવેશ મહોત્સવની તારીખ મળતી નથી, પણ મોતીશાહ શેઠની શ્રીગોડીજી મહારાજ પર એટલી બધી આસ્થા હતી કે પોતાના વીલની શરૂઆતમાં પણ એને યાદ કરીને લખે છે–તે સર્વ જોતાં તથા તે દેરાસર અને પછવાડેના ઉપાશ્રયના દસ્તાવેજો તપાસતાં એ દેરાસર બંધાવવામાં અને એની પ્રતિષ્ઠા કરાવવામાં શેઠ મોતીશાહનો મોટો હાથ હોય–મુખ્ય હાથ હોય એમ સહજ અનુમાન થાય છે. આ દેરાસરના દસ્તાવેજ વિગેરે ઉપયોગી હકીકત પરિશિષ્ટમાં આપવામાં આવી છે તે જોતાં એ દેરાસરના વૈભવનો અને એના પ્રભાવક મૂળનાયકના ચમત્કારનો સહજ ખ્યાલ જનતાને થશે.

ત્યાર પછી સીધી તવારીખ જોતાં સં. ૧૮૮૫ માં શ્રી ભાયખળાના દેરાસરનો ઉલ્લેખ પ્રાપ્ત થાય છે. માગશર શુદ ૬ ને શુક્રવારે એની પ્રતિષ્ઠા થઈ. એ સંબંધી હકીકત આગળ આપી છે.

સંવત ૧૮૮૯માં શ્રાવણ સુદ ૮ના રોજ ચીંચબંદર ઉપર શેઠ નરશી નાથાએ અનંતનાથજીનું મંદિર બંધાવી તેમાં બિંબની સ્થાપના કરી.

મુંબઈના મોટા મંદિરો પૈકી પાયધુની પરનું શ્રી આદી-

શ્વરનું મંદિર સંવત ૧૯૧૯માં ગોલવાડના મારવાડીઓએ બંધાવ્યું એટલો ઉલ્લેખ મળે છે.

આટલી હકીકત મળી આવી છે, બીજા મંદિરોની કાંઈ હકીકત મળી શકી નથી.

એટલા ઉપરથી સંવત ૧૮૬૦ અને ૧૯૦૦ વચ્ચે મુંબઈના મુખ્ય જૈન દેરાસરોની સ્થાપના થઇ હોય એમ જણાય છે અને ચીંચબંદર ( માંડવી ) પરના દેરાસર સિવાય લગભગ દરેક મંદિરના કાર્યમાં શેઠ મોતીશાહ અને તેના ભાઈ નેમચંદ ભાઈનો મુખ્ય હાથ હતો એમ જણાઇ આવે છે.

વેપારધંધામાં શેઠ મોતીશાહનો કાબૂ વધતો ગયો અને કમાણી વધવા માંડી તેમ તેમની ભાવના ધર્મ તરફ વધારે ઢળતી ગઈ હોય એમ જણાય છે. ધંધામાં દશ વર્ષ સુધી વધારે સ્થિર થયા એટલે એમને ભાયખળા—લવલેન પર એક મોટું દેરાસર કરાવવાની ઇચ્છા થઇ. એમની ઇચ્છા સિદ્ધાચળ પરની ટુંકનો નમૂનો થાય તેવું ભવ્ય દેરાસર ભાયખળે કરવાની હતી. પોતે તે વખતે કોટમાં—પારસી ગલ્લીમાં રહેતા હતા. તે વખતે ભાયખળા બહુ દૂર ગણાતું હતું. લોકોની વસતી તે વખતે મોટે ભાગે કોટમાં હતી અને બહાર કોટમાં પાયધુણી સુધીનો ભાગ વસેલો હતો. ભાયખળે દેરાસર બાંધવાની તેમની ઇચ્છા ઘણી તીવ્ર હતી એમ તેમણે તે વખતે કરેલા પ્રયાસ પરથી જણાય છે. આ સંબંધમાં તેમના તે વખતના સલાટે મુંબઇથી પાલીતાણે લખેલા કાગળો ખાસ વાંચવા યોગ્ય છે. એ અસલ કાગળો સદર સલાટના કુટુંબીઓએ હજુ સુધી

જાળવી રાખ્યા છે. મેં એ અસલ કાગળો જોયા છે. તે વખતે કાગળની ચબરખીઓ લાંબી લાંબી કરી એક સાથે બીજી ચબરખી ચોંટાડી કાગળની બન્ને બાજુ પર લખવાનો રિવાજ હતો. એ કાગળના કોઈક નમૂના અસલ ભાષામાં નમૂના તરીકે પરિશિષ્ટમાં રજૂ કર્યાં છે-તે ઉપરથી શેઠ મોતીશાહની કામ લેવાની કેટલી તીવ્રતા હતી, તેમનો સ્વભાવ કેવો હતો, તેઓ પ્રત્યેક કામ પર જાતિદેખરેખ કેટલી રાખતા હતા, તેમને ખરચનો કાંઈ હિસાબ નહોતો પણ કામ જલ્દી પૂરું કરવાની ખૂબ તમન્ના હતી એ વિગેરે ઘણી હકીકતો જણાઈ આવે છે.

ભાયખળાનું દેરાસર બાંધવાનું કામ સંવત ૧૮૮૪માં શરૂ કરવામાં આવ્યું. એમાં ભવ્ય દેરાસર કરવા સાથે સામે પુંડરીક ગણધરની સ્થાપના, પછવાડે રાયણ પગલા અને તેની પાછળ સુરજકુંડ કરવો અને દેરાસરની સામે વિશાળ ચોક રાખી તેમાં કાર્તકી ચૈત્રીને દિને શ્રી સિદ્ધગિરિનો પટ્ટ ખુલ્લો મૂકવાની યોજના એમના ધર્મભાવનામય મગજમાં આવી. એક કાગળ ઉપરથી જણાય છે કે સંવત ૧૮૮૪ના ભાદરવા માસમાં ભાયખળા દેરાસરનું બાંધકામ તડામાર ચાલતું હતું. તેને માટે સોમપુરા કારીગર પાંચ, કુંભારીઆ કડિયા કારીગર ૪૦ અને મરાઠા હુંઠફોડા જણ દશ કામે લાગેલા હતા. એ કામ ઉપર દેખરેખ રાખનાર ત્રણ મ્હેતા હતા. તેની ઉપર સૂત્રધાર રામજી તથા સૂત્રછોડા તરીકે રણછોડ હતા. કાગળ જણાવે છે કે "આ કામ ચાલતું ત્યારે નિયમિત શેઠજી દિન ૭ ઘડી ચડતાં ઘોડવેલ મધ્યે બેસીને આંટો આવતા અને પડકારો દઈ જાતા, કામ ધમધોકાર ચાલતું."

પ્રતિમાજી ૧૪–સર્વ એક ગજ ઊંચા સફેદ પાષાણના–અમદાવાદથી લાવવામાં આવ્યા. વાડીમાં સદર પ્રતિમાજીનો પ્રવેશ સં. ૧૮૮૪ના શ્રાવણ સુદ ૨ ને રોજ કરાવવામાં આવ્યો અને તે દિવસે સમસ્ત સંઘને તથા કારીગરોને જમણ આપવામાં આવ્યું એવી હકીકત પણ સદર કાગળોમાંથી મળી આવે છે.

અમદાવાદના નગરશેઠ હેમાભાઈને ભાયખળાની પ્રતિષ્ઠામાં ભાગ લેવા ખાસ ઇચ્છા હતી તેથી પ્રતિષ્ઠાનું બિંબપ્રવેશ મહોત્સવનું મુહૂર્ત ચોમાસામાં ન રાખતાં સં. ૧૮૮૫ ના માગશર શુદ ૬ નું રાખવામાં આવ્યું. આ બિંબપ્રવેશ મહોત્સવને જૈનોમાં પ્રતિષ્ઠાના નામથી ઓળખવામાં આવે છે. વાસ્તવિક **પ્રતિષ્ઠા** શબ્દનો અર્થ આગળ જતાં અંજનશલાકાના પ્રસંગે સમજાશે. પ્રતિષ્ઠા કરાવવા માટે વડનગરના રહેવાસી સાધર્મી ગલાશાને બોલાવ્યા હતા. ઉક્ત તારીખે શુક્રવારે સંઘ સમક્ષ ખૂબ આડંબરથી બિંબપ્રવેશ કરાવીને મૂળનાયક શ્રી આદિનાથની સ્થાપના ભાયખળાના ભવ્ય દેરાસરમાં કરવામાં આવી. એ પ્રસંગના ઢાળિયાં કવિવર્ય વીરવિજયજીએ બનાવ્યા છે તેને પરિશિષ્ટમાં છાપી પ્રસિદ્ધ કરવામાં આવ્યા છે.

આ રીતે ભાયખાળાના જૈન દેરાસરની સ્થાપના કરવામાં આવી. શેઠ મોતીશાહને એને માટે ઘણો ઉમંગ હતો. એ મંદિરની પવિત્રતા જળવાય તેટલા માટે મંદિરની પાછળ લગભગ ૨૨૦૦૦ વાર જગ્યા ખેતર તરીકે રાખી. તેનો ઉદ્દેશ એમ જણાય છે કે–નજીકમાં કોઈ મકાનો બંધાય તો તેને ગટરો થાય અને પરિણામે બરાબર પવિત્રતા ન રહે. એ ખેતરાઉ જગ્યાની જે આવક થાય તેના ત્રણ ભાગ પાડયા અને

એક ભાગ શ્રી ગોડીજી મહારાજના પાયધુનીના મંદિરને આપવાનો, બીજો ભાગ શ્રી શત્રુંજય પરની મોતીશાહની ટુંકને આપવાનો અને ત્રીજો ભાગ શ્રી ભાયખળાના મંદિરના ખર્ચને અંગે રાખવાનો ઠરાવ જુદા લખાણથી શેઠ મોતીશાહે કરી આપ્યો એમ શેઠ ખીમચંદભાઈના વસીઅતનામાથી માલૂમ પડે છે અને તે પ્રમાણે તેનો ઉપયોગ ત્યાર પછી થયો જણાય છે.

શ્રી ભાયખળાના મંદિર બંધાવવાંમાં તથા સૂરજકુંડની સ્થાપના કરવામાં કેટલો ખર્ચ થયો હશે તેની વિગત મળતી નથી, પણ મંદિરની વિશાળતા, એક સામું દેરાસર, ચારે તરફના ગઢો અને રાયણ પગલાની વ્યવસ્થા જોતાં લગભગ ત્રણ લાખ ઉપરનો ખર્ચ થયો હશે એમ સહજ અનુમાન થાય છે. તેમના કારીગરોનો સંતોષ જોતાં તેમને સર્વને ઉદારતાથી નવાજવામાં આવ્યા હશે એમ પણ જણાય છે. એટલે પ્રતિષ્ઠામાં પણ સારો ખર્ચ થયો હશે એમ સહજ ધારી શકાય છે.

તે યુગમાં મુંબઈમાં ધર્મસ્થાનોની ખાસ જરૂરીઆત હતી. ધર્મસ્થાનો આત્મોન્નતિના પ્રબળ સાધન છે. એમાં મંદિર અને જ્ઞાનશાળા પુષ્ટ આલંબનરૂપ હોઈ ધર્મભાવના કાયમ કરી મક્કમ બનાવે છે. એવાં આલંબન પૂરા પાડનાર મહાપુણ્ય ઉપાર્જન કરે છે. એ કાળમાં--એ યુગમાં જે વસ્તુની આવશ્યકતા ખસુસ કરીને હતી તે પૂરી પાડીને શેઠ મોતીશાહે ખરો ઉપકાર કર્યો છે. અત્યારે પણ બગીચા સાથેનું એ ભવ્ય મંદિર શાંતિનું સ્થાન છે અને ભક્તિનું નિવાસસ્થાન છે. એની પુણ્ય શ્રેણીની પરંપરા ચાલુ જ છે અને હજુ ઘણા કાળ સુધી ચાલુ રહેશે.



શ્રી ભાયખલા દહેરાસર.

એ શેઠ મોતીશાહનું મુંબઇમાં ચિરસ્મરણીય સ્મારક છે અને જૈન ભક્તિનું કેંદ્ર છે.

એ ભાયખળાની પ્રતિષ્ઠા પરત્વે પંડિત શ્રી વીરવિજયનાં ઢાળિયાં પરથી નીચેની હકીકત સાંપડે છે.

ઋષભદેવ ભગવાન રાજનગર( અમદાવાદ )માં વસતા હતા. તેઓની ઇચ્છા વનમાં વસવાની થઇ. એમના (અધિષ્ઠાયક) દેવોએ એ માટે મુંમુઇ( મુંબાઇ )નું સ્થાન પસંદ કર્યું અને એમણે શેઠ મોતીચંદ અમીચંદના દિલમાં ગામથી બે કોશ દૂર પ્રભુજીને માટે મંદિર ઊભું કરવાની ભાવના ઉત્પન્ન કરી અને તે પ્રમાણે કરવા તેમને સ્વપ્નામાં સંદેશો આપ્યો. શેઠે તે વખતે ભુંઇખલિ( ભાઇખળા )માં જમીનનો મોટો ટુકડો ખરીદ્યો હતો. એ જમીન પર વાડીઓ હતી, અનેક જાતનાં ઝાડો તે પર હતાં અને વિશાળતાની બાબતમાં એ જમીન શહેરથી ખૂબ દૂર હોઈ બધી રીતે સુંદર મંદિરને યોગ્ય હતી. ભાયખળાના દેરાસરમાં ભવ્ય રંગમંડપ કરાવ્યો, એને સત્તર શિખર બનાવ્યા, શિખરમાં પણ પ્રભુજી પધરાવ્યા અને ઘુમટ અતિ આકર્ષક બનાવ્યો. દેરાસરની બાજુમાં બે દેરીઓ તૈયાર કરાવી: એક ચક્રેશ્વરી દેવી માટે અને એક ગોમુખ યક્ષ માટે. અત્યારે એ દેરીઓ દેરાસરની બહારની બેઠકમાં અનુક્રમે પ્રભુની જમણી અને ડાબી બાજુએ દેખાય છે.

દેરાસરની બાજુમાં આગળના ભાગમાં ધર્મશાળા બાંધવામાં આવી, એ ધર્મશાળાની સામે કુવારો કરવામાં આવ્યો

અને તેને જ્યારે ખોલવામાં આવે ત્યારે તેમાંથી જળ ઉછળે એવી વ્યવસ્થા કરવામાં આવી. ( હાલમાં જ્યાં દાદામંદિર છે ત્યાં અસલ ફુવારો હશે એમ જણાય છે; ઉપાશ્રય કહેવામાં આવે છે તે અસલ ધર્મશાળા હશે એમ અનુમાન થાય છે. એ ધર્મશાળા સ્વામીવત્સલ કરવા માટે બંધાવવામાં આવી હતી એવો ઉલ્લેખ છે ) એની આગળ શેઠને પોતાને રહેવા માટે બંગલો બાંધવામાં આવ્યો અને તેની સામે ફુવારો આવે એ તો બંધબેસતી હકીકત છે. એ ફુવારો ધર્મશાળાની સામે આવે અને બંગલાની પણ સામે આવે, એટલે તે વખતે દાદામંદિર નહિ બંધાવ્યું હોય, ત્યારપછી તે તૈયાર થયું હશે એમ અનુમાન થાય છે. આ બંગલામાં બેઠા બેઠા મંદિરના શિખરોના દર્શન થાય તેવું તો અત્યારે પણ જોઈ શકાય છે, પણ બાંધતી વખતે દેરાસર ફરતો કોટ ન ચણ્યો હોઈ ત્યારે બંગલામાં બેઠા બેઠા પણ પ્રભુના દર્શન થઈ શકે એવી ગોઠવણ હશે. અત્યારે બંગલામાં બેઠા બેઠા તો પ્રભુના દર્શન થઈ શકે એવું નથી કારણ કે દેરા ફરતો ઊંચો કોટ આડો આવે છે. દેરાસરના શિખરના દર્શન તો અત્યારે પણ બંગલામાં બેઠા બેઠા થઈ શકે તેમ છે.

મંદિરની બહારના ભાગમાં એક લાકડાનો માંડવો (મંડપ) બનાવવામાં આવ્યો હતો. એ મંડપમાં પૂજા ભણાવવા તથા રાસડા લેવાની સગવડ હતી. આ મંડપમાં કાર્તિકી ચૈત્રી પૂર્ણિમાએ સિદ્ધાચળના પટ્ટદર્શન કરવાની સગવડ થતી. આ લાકડાનો મંડપ અત્યાર સુધી તો હતો. હવે તેને સ્થાને પથ્થરનો મંડપ કરવામાં આવ્યો છે. મંડપની બહારના ભાગમાં હાલ



શ્રી ભાયણજી દહેરાસર.

જ્યાં પાંજરું અને દાદા-પગલાં છે ત્યાં બગીચો અને ખુલ્લી જગ્યા હતી. આ રીતે દેરાસરની રચના કરી હતી.

દેરાસરની ચારે તરફ વાડી હતી. દેરાસરની પાછળ આંબલીનું ઝાડ હતું. એ હાલ નીકળી ગયું જણાય છે. એની બાજુમાં રાયણુ પગલાં હતાં અને એની પાછળ સુરજકુંડ હતો. એ બન્ને અત્યારે પણ મોજુદ છે. સુરજકુંડના પાણીથી બગીચાને લીલોછમ રાખવામાં આવતો હતો અને બગીચામાં અનેક જાતનાં ફૂલના વેલા અને ઝાડોની વાવણી કરવામાં આવી હતી. અંદર દાખલ થતાં વડનું ઝાડ હતું અને ત્યાં હનુમાનની મૂર્તિ રાખવામાં આવી હતી. આ ચોકી કરનાર વીર હનુમાનની દહેરી જૈનોની સર્વ ધર્મ તરફ સમાનતા સિદ્ધ કરી રહી હતી, આવી રીતે ગામથી દૂર બગીચાની મધ્યમાં ફૂલઝાડ અને આંબા આંબલીની વચ્ચે અનેક શ્રમિતને શાંતિ આપનાર અને અનેકને સાધ્ય પ્રતિ લઈ જનાર સુંદર મંદિરની રચના કરવામાં આવી.

સં. ૧૮૮૫ ના માગશર શુદ છઠ્ઠ શુક્રવારનું બિંબપ્રવેશનું મુહૂર્ત નક્કી કરવામાં આવ્યું. આ પ્રતિષ્ઠા કરવા માટે મોતીચંદ શેઠના દિલમાં બહુ ઉત્સાહ હતો. પોતાની ધનપ્રાપ્તિનું અને મનુષ્ય જીવનનું એ કાર્ય દ્વારા સાફલ્ય સમજતા હતા અને તે પ્રસંગ માટે અનેક પ્રકારની તૈયારી તેમણે કરી હતી. ખાસ માણસોને અમદાવાદ મોકલવામાં આવ્યા. તેમણે ત્યાં પાલખી તૈયાર કરાવી, શેઠની વતી મૂળનાયક આદિનાથ આદિ પ્રતિમાઓને પાલખીમાં પધરાવી અને કોઈ પણ પ્રકારની આશાતના ન થાય તે રીતે સર્વ વ્યવસ્થા કરીને જમીન માર્ગે ૧૬ પ્રતિમાજીને ભરુચ લઈ આવ્યા,

આખે રસ્તે ન્હાઈ ધોઈ, બરાબર સ્વચ્છતા રાખી ખૂબ જયણાપૂર્વક પ્રતિમાજી ભરુચ પહોંચ્યા. પછી ત્યાં વહાણ તૈયાર કરાવ્યું. એ વહાણમાં પણ પૂજા તથા ધૂપની બરાબર વ્યવસ્થા કરવામાં આવી હતી. સૂરત એ વહાણ રોકાયું અને અનુકૂળ પવને બહુ થોડા વખતમાં મુંબઈ પહોંચ્યું. મોતીશાહ શેઠે અતિ ભાવપૂર્વક પ્રભુનું સામૈયું કર્યું. તેમના પુત્ર ખીમચંદભાઈ ઘોડે બેઠા અને શેઠ પોતે સાજનમાજનમાં પગપાળા ચાલ્યા. સામૈયામાં હાથી, ઘોડા, પાલખી, રથ અને સાંબેલાંનો પાર ન હોતો, અને સાજનમાજનમાં જૈન અને જૈનેતરોએ બહુ આનંદથી ભાગ લીધો હતો. એમ કહેવાય છે કે—આ સામૈયું એવું જબરજસ્ત બન્યું હતું કે એને જોતાં શ્રી મહાવીર પરમાત્માનું કોણિકે સામૈયું કર્યું હતું તેનું વર્ણન લોકોને યાદ આવતું હતું. સામૈયાનો ઠાઠ લોકો ઘણાં વર્ષો સુધી યાદ કરે એવો બન્યો હતો. આવી રીતે અત્યંત ઠાઠમાઠથી ભાયખળાના મંદિરની બાજુમાં પોતાને માટે રહેવા સારુ તૈયાર કરાવેલા ઘરમાં પ્રભુને પધરાવવામાં આવ્યાં. સંઘની આજ્ઞારૂપ તિલક તે વખતે શેઠ મોતીશાહને કરવામાં આવ્યું અને તે તિલક શેઠે વધાવી લીધું. આવા સંઘભક્તિ અને પ્રભુભક્તિના કાર્યમાં સમસ્ત શ્રી સંઘની પરવાનગી અને તેમના સહકારની જરૂર હતી અને તે માટે આજ્ઞાતિલક કરાવવાની પ્રથા જાણીતી છે. આ મંદિર સાર્વજનિક હોઈ સર્વના સહકારની તે માટે જરૂર હતી અને તેની શરૂઆત સામૈયા અને તિલકવિધિથી કરવામાં આવી હતી.

જળયાત્રાનો મોટો વરઘોડો ચઢાવવામાં આવ્યો. એમાં સુહાગણ સ્ત્રીઓને માથે જળકળશો મૂકવામાં આવ્યા, શેઠાણી

દિવાળીબાઇએ રામણદીવડો લીધો અને વરઘોડામાં અષ્ટમંગળ, ચામર, ધૂપ અને સુગંધીની ઘટા કરવામાં આવી. વરઘોડામાં હાથી, ઘોડા, રથ વિગેરે ઉપરાંત ઘોડવેલ( ઘોડાગાડી )નો પાર નહોતો. એને મોખરે ઇંદ્રધ્વજ હતો અને લોકસંખ્યાનો પાર નહોતો. એ વરઘોડાના વર્ણનમાં પ્રભુને ચામર ઢાળનાર પૈકી બાલાભાઈ તથા ત્રીકમનું નામ આવે છે. બાલાભાઈ તે કલ્યાણજી કહાનજીના પુત્ર દીપચંદભાઇ હોવા સંભવે છે. એમનાં બે નામ હતાં. તે ગોઘારી હતા અને તેઓ શત્રુંજય ઉપર ટુંક બંધાવી અમર થઈ ગયા છે. એમની હકીકત અન્યત્ર વિગતવાર આવશે. ' ત્રીકમ ' કોણ હતા તેનો પરિચય પ્રાપ્ત થઇ શકયો નથી. વરઘોડો ભાયખળાની વાડીએ ઉતર્યો. ત્યાં દેવને નોતર્યા. પાણીના કુંભ ભરી, તેના ઉપર શ્રીફળ પધરાવી, તેને સોહાગણ સ્ત્રીઓને માથે મૂકી વરઘોડો પાછો શેઠને ઘેર ઉતર્યો. તે વખતે પ્રભાવના કરવામાં આવી અને રાત્રે રાત્રિજાગરણ અને પ્રભાવના કરવામાં આવ્યાં.

ત્યારપછી પ્રતિષ્ઠા( બિંબપ્રવેશ ) મહોત્સવ કરવામાં આવ્યો. કુંભસ્થાપના, નવગ્રહ દશદિક્પાળપૂજન, દેવતાને નોતરવા, પોંખણાં કરવાં વિગેરે વિધિ ખૂબ ઠાઠમાઠપૂર્વક અને શાસ્ત્રોક્ત રીતે કરવામાં આવી. આ વિધિનું વર્ણન આગળ મોતીશાહની ટુંકમાં કરેલી પ્રતિષ્ઠાને અંગે વિસ્તારથી આવવાનું હોઈ અત્ર કરવામાં આવતું નથી. ( સં. ૧૮૮૫ ) માગશર શુદ ૬ શુક્રવારના રોજ મૂળનાયક શ્રી આદિનાથ ભગવાન, પ્રભુની જમણી બાજુના ગભારામાં શ્રી સીમંધરસ્વામી અને ડાબા ગભારામાં શ્રી સંભવનાથની સ્થાપના કરવામાં આવી. તે ઉપરાંત

ચાર બિંબોને એ મંદિરમાં સ્થાપવામાં આવ્યા, એટલે મુખ્ય દેરાસરમાં કુલ સાત પ્રતિમાજીની સ્થાપના કરી. ગભારાની જમણી બાજુએ દેરીમાં ગોમુખ યક્ષ પધરાવ્યા અને ડાબી બાજુ ચક્રેશ્વરી દેવીને પધરાવ્યા. ઉપરના શિખરની અંદરના મંદિરમાં ધર્મનાથની સ્થાપના કરવામાં આવી. આ ઉપરાંત કેટલાંક ધાતુનાં બિંબને પણ પધરાવવામાં આવ્યા.

આવી રીતે મહોત્સવપૂર્વક ઋષભદેવ ભગવાનની સ્થાપના કરી નાની સરખી ટુંક મુંબઈ શહેરમાં બનાવી. મંદિરની પવિત્રતા જળવાય તે માટે યોગ્ય પ્રબંધ કર્યો. ખાસ કરીને હજાર વાર જગ્યા તે માટે ફાજલ રાખી. ત્યાં બગીચો બનાવ્યો અને દેરાસરની શોભા કરવા માટે અનેક પ્રકારની રચના કરી. મહોત્સવ પૂરો થયા પછી અષ્ટોત્તરી સ્નાત્ર ભણાવવામાં આવ્યું અને શાંતિક પૌષ્ટિક કાર્ય કરી દ્રવ્યનો સારી રીતે વ્યય કરવામાં આવ્યો.

આ ભાયખળા પ્રતિષ્ઠાનાં ઢાળિયાં ત્યાર પછી સં. ૧૮૮૮ના અસાડ શુદ ૧૫ ને રોજ પંડિત શ્રી વીરવિજયે બનાવ્યા છે, એટલે બનાવ બન્યા પછી ત્રણ વર્ષમાં રચના કરવામાં આવી છે. એટલે એમાં હકીકત રજૂ થઇ છે તેની સત્યતાના સંબંધમાં શંકા જેવું રહેતું નથી. એમનું કવિત્વ મધ્યમ કક્ષાનું છતાં આકર્ષક છે અને એની ઐતિહાસિક કિંમત ઘણી હોવાથી એને પરિશિષ્ટમાં સ્થાન આપ્યું છે અને બને ત્યાં સુધી રચનારની અસલ ભાષા જાળવી રાખવાનો આગ્રહ રાખવામાં આવ્યો છે. આ રીતે ભાયખળા મંદિરની સ્થાપના અને પ્રતિષ્ઠા થઈ.

( ૧૦ )

## પાલીતાણામાં ધર્મશાળા.

પાલીતાણા શહેરમાં મોતીશાહ શેઠે પોતાના પિતાશ્રી અમીચંદ સાકરચંદની યાદગીરીમાં ધર્મશાળા બાંધવાનો નિર્ણય કર્યો. આ ધર્મશાળાનું કામ સંવત્ ૧૮૮૪માં ચાલતું હતું. એ ધર્મશાળા કઇ સાલમાં યાત્રાળુઓ માટે ખુલ્લી મૂકવામાં આવી તે સંબંધી બે મત છે. શેઠશ્રીના જીવનચરિત્ર પ્રમાણે રૂા. ૮૬૦૦૦નો ખર્ચ કરીને તેમણે સંવત્ ૧૮૮૭માં પાલીતાણામાં ધર્મશાળા બંધાવી એવો ઉલ્લેખ મળી આવે છે.

હાથના લખેલા જે કેટલાક કાગળો મળી આવ્યા છે તે પરથી માલૂમ પડે છે કે એ ધર્મશાળા સંવત્ ૧૮૮૫ના કાર્તિક માસની શરૂઆતમાં તૈયાર થઇ ગઈ હતી અને કાર્તિકી પુનમના મેળા પર સદર ધર્મશાળામાં યાત્રાળુઓ ઉતર્યા હતા અને તેમણે તેનો પૂરતો લાભ લીધો હતો. આ સમય તે હતો જેની આગળ ભાયખળાના દેરાસરની પ્રતિષ્ઠાનું કાર્ય હાથ ધરવાના મુહૂર્ત લેવાઇ ગયાં હતાં અને પ્રતિષ્ઠા ત્યારપછી માગશર માસમાં કરવાની હતી. આ વચ્ચેના ગાળામાં પાલીતાણે ધર્મશાળા તૈયાર થઇ ગઇ હતી એવો કાગળમાં ઉલ્લેખ છે. એ બન્ને હકીકતો વિચારતાં સંવત્ ૧૮૮૭ની શરૂઆતમાં ધર્મ-

શાળા તૈયાર થઇ ગઈ હોય એ હકીકત વધારે સંભવિત લાગે છે. પંદર દિવસમાં ધર્મશાળા તૈયાર ન થઈ શકે અને તેનો કાતિકી પુનમના લાભ યાત્રાળુને મળવો અસંભવિત ગણાય. ધર્મશાળા આટલા ટૂંકા ગાળામાં તૈયાર થઇ શકે તેવી નથી.

પાલીતાણા શહેરમાં તે વખતે કોઈ ધર્મશાળા વિશાળ પાયા પર ન હોતી. આ ધર્મશાળાનો વિસ્તાર કેટલો છે તે નીચેના પાકા માપ ઉપરથી ખ્યાલમાં આવશે.

| | | |
|---|---|---|
| ધર્મશાળાના મકાનના | ગજ | ૪૬૬૮–૦–૦ |
| પગથીઆ તથા ઓટલાના | ગજ | ૧૩૬–૧–૦ |
| | | ૪૮૦૪–૧–૦ |

આ ધર્મશાળાનાં ભોંયતળીએ અને પહેલે માળે મળીને ૫૦ ઓરડા છે. અને રસ્તા ઉપર ૧૭ દુકાનો છે અને જુદા જુદા ૪ મકાનો છે.

આ ધર્મશાળામાં કોઈ જાતનો લેખ મળી આવતો નથી. માત્ર એમાં વાસ કરનાર સાધુ સાધ્વીને શય્યાતર કરવામાં સગવડ પડે તે માટે નામવાર લીસ્ટ ત્યાર પછી કરેલ અને કોતરાવેલ એક સ્થાનકેથી મળી આવેલ છે, પણ તેનો હેતુ તદ્દન જુદો જ છે. અમુક સ્થાનના માલિકનું ઘર 'શય્યાતર' કરવાનો જૈન સાધુને આદેશ છે. એટલે જે દિવસે અમુક ઘર શય્યાતર કર્યું હોય તે દિવસે તેના ઘરના આહારપાણી ન લેવાય, પણ જરૂરી દવા લઇ શકાય. સંઘની માલિકીનું મકાન હોય તો એક આગેવાન શ્રાવકના ઘરનું શય્યાતર કરવાની શાસ્ત્રાજ્ઞા છે. એવા નામોનું લીસ્ટ હોય એમ જણાય છે. પરિશિષ્ટમાં સદર ઉલ્લેખ છાપવામાં આવ્યો છે.



શેઠ મોતીશાની ધર્મશાળા–પાલીતાણા. બંધાવી સંવત ૧૮૮૭
ખર્ચ રૂા. ૮૬૦૦૦

આ ધર્મશાળાની વિશિષ્ટતા એ છે કે પાલીતાણા રાજ્યે ત્યારપછી થયેલ અનેક ધર્મશાળાઓમાં રાજ્ય-હક્કો રાખ્યા છે, કોઈમાં ઉતારાના હક્ક છે અને કોઈમાં બીજા પ્રકારના હક્ક છે, જ્યારે આ ધર્મશાળાના અઘાટ દસ્તાવેજ છે અને તેમાં રાજ્યની કોઈ પણ પ્રકારની દખલગીરી કે દરમ્યાનગીરીનો હક્ક ન રાખતાં અઘાટ વેચાણના પાકા દસ્તાવેજો તેને કરી આપવામાં આવ્યા છે અને તેમાં કોઈ પ્રકારની શરતો દાખલ કરવામાં આવી નથી.

પાલીતાણા શહેર ફરતો ગઢ હતો. ભૈરવનાથ પાસે એક દરવાજો હતો. શેઠના વંડા પાસે બીજો દરવાજો હતો અને ત્રીજો દરવાજો ગોડીજીના મંદિરથી આગળ જતો હતો. ગામના આટલા નાના વિસ્તારના પ્રમાણમાં આ ધર્મશાળાની જગ્યા ઘણા વિસ્તારવાળી ગણાય.

હાલમાં તો શહેર બહારના ભાગમાં મોટી અને નવીન પદ્ધતિની અનેક ધર્મશાળાઓ થઈ છે, પણ ઓગણીસમી સદીમાં આ મોતીશાહ શેઠની ધર્મશાળાની સાથે સરખાવી શકાય એવી એક પણ ધર્મશાળા પાલીતાણા ગામમાં નહોતી. અત્યારે પણ શહેરની મધ્યમાં તેનું સ્થાન ભવ્ય છે અને સેંકડો યાત્રાળુઓને એ આશ્રય આપે છે.

અત્યારે પણ કોઈ પણ ગામનો સંઘ આવે તો તેના સંઘવીને સામૈયું થાય ત્યારે પ્રથમ 'ચાંદલો' શેઠ મોતીશાહની ધર્મશાળાનો મુનિમ કરે તેવો રિવાજ છે. સદર પેઢીનું સ્થાન કેટલું ઊંચું હશે તેનો આ પરથી ખ્યાલ આવે છે. શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીની મુખ્ય તિજોરીની એક ચાવી શેઠ મોતીશાહના

કારખાનાના મુનિમ પાસે રહે છે એ પણ આ વહીવટની વિશિષ્ટતા સૂચવે છે. લગભગ ૫૦ વર્ષ સુધી આ ધર્મશાળા મુખ્ય ધર્મશાળા તરીકે પાલીતાણા શહેરમાં ગણાતી હતી. ત્યાં સાધુ સાધ્વીઓને માટે પણ સારી સગવડ છે, રસોડું ચાલુ રહેલું અને અત્યારે પણ ચાલુ જ છે. તેમાં વિશાળ વ્યાખ્યાનગૃહ છે અને ચાતુર્માસમાં તેનો પૂરતો લાભ લેવાય છે.

એ ધર્મશાળા એવી પાકી રીતે મજબૂત બાંધવામાં આવી છે કે અત્યારે એને સો વર્ષ થયા છતાં એની એક કાંકરી ખસતી નથી. કેટલી મજબૂતી લક્ષ્યમાં રાખીને કામ કરવામાં આવ્યું હશે તે જરૂર ધ્યાન ખેંચે તેવું છે.

卐

ધર્મને માટે પૈસા મેળવવાની ઈચ્છા કરવી તેના કરતાં તેની ઇચ્છા ન જ કરવી એ વધારે સારું છે. પગે કચરો લાગ્યા પછી તેને ધોઇને સાફ કરવા કરતાં દૂરથી કાદવનો સ્પર્શ ન જ કરવો એ વધારે સારું છે.

* * *

કેટલાક માણસો અન્યાય કે અપ્રમાણિકતાથી દ્રવ્ય મેળવતાં વિચાર કરે છે કે-પૈસા મેળવીને ધર્મમાર્ગે તેનો વ્યય કરશું. આ વિચાર તદ્દન ખોટો છે. શાસ્ત્રકાર એવા નિમિત્ત માટે ધન મેળવવાની ચોકખી ના પાડે છે.

—અધ્યાત્મકલ્પદ્રુમ

( ૧૧ )

## કારીગરોની સ્થિતિ અને સૂત્રધાર રામજી.

તત્સમયના પત્રો ઉપરથી જણાય છે કે સૂ. રામજી સલાટને અને તેના દીકરાને મુંબઈમાં કારીગર તરીકે કામ કરવાનો માસિક પગાર અનુક્રમે રૂ. ૩૦ અને રૂ. ૨૦ હતો. આ પગાર તેઓની ખાસ શિલ્પી તરીકેની આવડતને લઈને કરી આપવામાં આવ્યો હતો. મુંબઈમાં સારામાં સારા કારીગરને પગાર માસિક ૧૦ અને વધારેમાં વધારે રૂ. ૧૨ મળતો હતો એટલે સદર પગાર ઘણો સારો કહેવાય. આ ઉપરાંત 'પેટીયું' મળતું હતું. અહીં પ્રસંગે તે વખતની જનતા સંબંધી અને ખાસ કરીને મજૂર કારીગરની સ્થિતિ સંબંધી ઉપલબ્ધ હકીકતને વિચારી લઈએ. મોતીશાહ શેઠની ટૂંકના કારીગરોનો માસિક પગાર રૂ. ના હતો. એ ઉપરાંત પ્રત્યેક કારીગરને દરરોજ અનાજ શેર બે, ઘી શેર પા ૦। અને ગોળ શેર અડધો ૦॥ તેમજ કઠોળ શેર અડધો ૦॥ આપવામાં આવતા. અને કારખાના પર ખાવા માટે તમાકુ આપવામાં આવતી હતી. આ ચીજો આપવાની ઉપર જણાવેલી બાબતને 'પેટીયું' (ભરણ-પોષણ–ખાવાની વસ્તુ) કહેવામાં આવતું હતું. મજૂરીનો દર

દરરોજનો દોઢ આનો હતો, અને આ સર્વ પગાર મુંબઇગરા-સરકારી સીક્કામાં હતો એવો ઉલ્લેખ છે.

અત્યારની નજરે કદાચ આ પગાર ઘણો ઓછો લાગે, પણ તે વખતે ખાધા-ખોરાકીના દર-ભાવ ઘણા ઓછા હતા એટલે આ પગાર તે વખતની જરૂરીઆત પ્રમાણે વ્યાજબી હતો એમ જણાય છે. તે વખતના દાણા, ઘી-ગોળના ભાવ સરખાવતા જણાય છે કે-એક સ્ત્રી પુરુષ અને બે છોકરા હોય તો પચીશ ત્રીશ રૂપીઆમાં વર્ષનો ગુજારો આબરૂસર કરી શકતા હતા. એ યુગની આવા પ્રકારની પરિસ્થિતિ હતી તે પછવાડેના પરિશિષ્ટમાં આપેલા કેટલાક કાગળો ઉપરથી વધારે સ્પષ્ટ થઈ જશે.

તે વખતના જરૂરી ચીજોના ભાવ આપ્યા છે તે પરથી જણાશે કે અત્યારના ભાવ સાથે સરખાવતાં તે વખતે સોંઘા-રત ઘણી હતી. કાઠિયાવાડમાં તે વખતે કળશીનું માપ હતું. કળશી એકના માણા એકસો. મણ ચાળીશ શેરનો થતો અને શેરના રૂપીઆભાર ચાળીશ હતા. સંવત ૧૮૯૧ ના ભાવ નીચે પ્રમાણે હતા.

સંવત ૧૮૯૧ મગ માણા પાા રૂ. ૧-૦-૦, ચણા માણા ૬ાા રૂ. ૧-૩-૦, અડદ માણા ૫ રૂ. ૧-૪-૦, ચોળા માણા ૫ રૂ. ૨-૬-૦, તેલ શેર ૧૦ રૂ. ૦-૧૨-૦, ગાંઠીઆ મણ ૦ા રૂ. ૦-૧૦-૦, લાડવા જલેબી સીઠાઇ મણ ૧. રૂ. ૫-૧૨-૦.

આ ભાવ પરચુરણના છે અને જથ્થાબંધના ભાવો આથી ઘણા ઓછા હતા. ચોપડાના આંકડા પરથી આ ભાવ તારવેલા

છે. સરખામણી માટે સંવત ૧૮૮૮ માં દુકાળ હતો. દુકાળના વર્ષના નોંધાયલા આકરા ભાવો જોવાથી ખ્યાલ આવશે કે લોકોના દુઃખના વખતમાં ભાવો આવા હતા.

—સંવત ૧૮૮૮ ના દુકાળ વર્ષના ભાવ—

જુવાર કળશી ૧ રૂ. ૨૫–૦–૦, બાજરો કળશી ૧ રૂ. ૩૨–૦–૦, ગોધમ (ઘઉં) કળશી ૧ રૂ. ૩૧–૦–૦, મગ કળશી ૧ રૂ. ૨૭–૦–૦, ઘી. મણ ૧ રૂ. ૧૧–૦–૦, તલ કળશી ૧ રૂ. ૪૦–૦–૦, અડદ કળશી ૧ રૂ. ૨૫–૦–૦, તેલ મણ ૧ રૂ. ૪–૦–૦ ખડ–પુળા ૧૦૦૦ રૂ. ૧૪–૦–૦.

આ હકીકતનો પૂરો ખ્યાલ લાવવા માટે ધ્યાનમાં રાખવું કે કળશીને મણમાં (ગુજરાતી) ફેરવવી હોય તો સરેરાશ માણાના શેર ૮ અને એક કળશીના ૨૦ મણ ગણાય. અત્યારે મણના ભાવ ચાલતા હોઈ તે હિસાબ ઉપરથી તે સમયની મોંઘારતનો ખ્યાલ કરી શકાશે.

વસ્તુઓના ભાવ પ્રચલિત સ્થિતિ સાથે સંબંધ રાખે છે, તેથી આર્થિક પરિસ્થિતિનો ખ્યાલ કરવા આ ભાવ આપ્યા છે. તે યુગમાં વર્ષનો પગાર સો રૂપીયા મેળવનાર આબરૂદાર ગણાતો અને સમાજની મધ્યમ કક્ષામાં ઉચ્ચ સ્થાને આવતો. અત્યારે દર માસે રૂપીઆ સો મેળવનારનું જે સ્થાન છે તે સ્થાન લગભગ તે વખતે વર્ષે સો રૂપીઆ મેળવનારનું હતું, એમ જણાય છે. મજૂરીનો દરરોજનો દોઢ આનો હતો તે પરથી આ બાબતની ગણતરી બરાબર સમજવામાં આવી જશે.

શેઠ મોતીશાહના અનેક કાર્યમાં સૂત્રધાર રામજી સલાટના

પ્રસંગો ઘણીવાર આવે છે તેથી તેના સંબંધી કેટલીક માહિતી મળે છે તે અહીં તપાસી લઈએ. એ સ્થપતિ–સલાટ પાલીતાણાનો રહેવાસી હતો. આખું નામ રામજી લાધારામ. જીવનકાળ (સં ૧૮૩૪–૧૯૧૪). જ્ઞાતિયે સોમપુરા. એ વર્ગનો જૈનો સાથેનો પરાપૂર્વનો સંબંધ છે. મંદિર માટે નકશા (પ્લાનો) તૈયાર કરવા, શિલ્પના નિયમો પ્રમાણે મંદિર તૈયાર કરવું, પથ્થર ઘડવા ઘડાવવા, દેખરેખ રાખવી અને શાસ્ત્રના નિયમને જરા પણ વેધ ન આવે તે રીતે મંદિરો તૈયાર કરવા એ સલાટનું ખાસ કામ છે. કોઈ કોઈ સલાટો અભ્યાસી હોય છે અને તેઓ જ્યારે 'ગરભ ગળે છે' કે 'પાટડો ગળે છે' એની ચર્ચા કરે, કે દિશાઓની કે લેવલની ચર્ચા કરે ત્યારે તેવી બાબતમાં રસ લેનારને મોજ આવે છે. સોમપરાનો વંશપરંપરાગત ધંધો શિલ્પી--સલાટનો છે. પથ્થરના ઘડતર અને મંદિરના ચણતર કામમાં તેઓ ઘણા વિચક્ષણ હોય છે. તેઓ 'સ્થપતિ', 'સૂત્રધાર' અથવા 'સલાટ' ના નામથી ઓળખાય છે.

આ સ્થપતિ રામજી સલાટે મહુવા (કાઠિયાવાડ–ભાવનગર સ્ટેટ) નું સુપ્રસિદ્ધ મહાવીરસ્વામીનું મંદિર બાંધ્યું હતું. તેની આખી બાંધણી અને ખાસ કરીને શિખરની રચના ખૂબ પ્રશંસા પામી હતી. દેરાસર બંધાયું હતું. શેઠ મોતીશાહ પાલીતાણે યાત્રા કરવા વહાણમાં મહુવે ઉતરી આવ્યા ત્યારે શ્રી મહાવીરસ્વામીના મંદિરની રચના અને કારીગિરી જોઈ તેના સૂત્રધાર રામજીને મુંબઈ લઈ જવા ઇચ્છા બતાવી. શેઠ પદમા તારાએ રામજી સૂત્રધારને તે ઇચ્છા જણાવી, પણ તે વખતે મુંબઇ

જવું એટલે તો કાળે પાણીએ જવા જેવું હતું એવી લોકમાન્યતા હોઈ સૂત્રધાર રામજી સલાટે આનાકાની કરી. સંવત ૧૮૮૪ ની શરૂઆતમાં આ હકીકત બની. શેઠશ્રીના અતિઆગ્રહથી અને શેઠ પદમા તારાની પ્રેરણાથી આખરે રામજી સલાટ મુંબઈ આવવા કબૂલ થયા અને શેઠ મોતીશાહ પાલીતાણે યાત્રા કરી મહુવા પાછા ફર્યા તે વખતે તેમની સાથે વહાણુ રસ્તે મુંબઈ આવ્યા. શેઠે તેને પહેલું કાર્ય ભાયખળાની વાડીમાં બંધાવવા ધારેલા દેરાસરનું સોંપ્યું. આ કાર્ય ખૂબ ઉત્સાહથી સલાટ રામજીએ ઉપાડી લીધું અને સં. ૧૮૮૫ ના માગશર શુદ ૬ રોજ ભાયખળા મંદિરમાં બિંબપ્રવેશ મહોત્સવ (જનતાની ભાષામાં-પ્રતિષ્ઠા) થયો ત્યાં સુધી મુંબઈ રહ્યા. તે વખત દરમ્યાન શ્રી ગોડીજી મહારાજના દેરાસરનું પણ કેટલુંક કાર્ય રામજી પાસે કરાવવામાં આવ્યાની નોંધ મળે છે. રામજી સલાટને ભાયખળે દેરાસરની નજીકની વાડીમાં રહેવાની સગવડ કરી આપી હતી. શેઠ મોતીશાહનો સૂ. રામજી ઉપર ઘણો સદ્ભાવ હતો એમ અનેક પત્રોથી જણાય છે. એક પત્રમાં સૂત્રધાર રામજી પોતાને ઘેર જણાવે છે કે–શેઠની એવી માન્યતા હતી કે 'સૂત્રધાર રામજી આવ્યેથી ઘણું ઘણું સારું થીયું છે.' મૂળ તો શેઠશ્રી વ્યાપારમાં ખૂબ સાહસિક હતા અને ઉત્તરોત્તર વ્યાપારમાં ફાવતા ગયા અને ધર્મભાવના સદૈવ જાગતી હોવાને કારણે જ્યારે જ્યારે અનુકૂળતા સવિશેષ પ્રાપ્ત થતી ત્યારે ધર્મદૃષ્ટિએ એ ધર્મનો પ્રભાવ સમજતા અને વ્યવહાર દૃષ્ટિએ એ પોતાની માતા રૂપાબાઈનો આશીર્વાદ સમજતા. એની સાથે એ સૂત્રધાર રામજી સલાટને પણ સારાં પગલાંનો ગણી એની [illegible] કરતા.

આ રામજી સલાટ સંબંધી આટલા વિસ્તારથી ઉલ્લેખ કરવાનું કારણ એ છે કે–આ ગ્રંથની સામગ્રીમાં તેણે પોતાને ઘેર પોતાના પુત્ર તથા સગાંને લખેલા પત્રો મોજુદ છે, એ પત્રોનો ઉપયોગ આ પુસ્તક–રચનામાં ઘણો અગત્યનો ભાગ ભજવે છે. એ વખતના જનસમાજની રચના અને કારીગર તથા મજૂર વર્ગની સ્થિતિ પર ઘણો પ્રકાશ પાડે છે. શેઠશ્રીની ઉદારતા અને ધર્મભાવના સાદી ભાષામાં પ્રકટ કરે છે અને તાત્કાલીન સાહિત્ય હોઇ અને શેઠની પ્રશંસા માટે લખાયેલ કાવ્ય ન હોઈ તથા સ્વાભાવિક ભાષામાં હોઇ કૃત્રિમતાના ડોળથી વિકૃત થયેલ ન હોઈ સાચું ચિત્રપટ રજૂ કરે છે. એ પત્રોની વિગત આ ચરિત્ર રચના માટે પ્રાપ્ત થયેલ હોઇ અને સૂત્રધાર રામજીના અનેક પ્રસંગો અવારનવાર આ પ્રસંગમાં આવેલા હોઇ અત્રે તેનો ઉલ્લેખ કર્યો છે.

એકાદ પ્રસંગ અહીં ખાસ વર્ણવવા જેવો જણાય છે. સૂત્રધાર રામજીના ભાયખળા દેરાસરની રચનાના કાર્યથી સંતોષ પામીને પ્રતિષ્ઠામહોત્સવ પ્રસંગે (સં. ૧૮૮૫–માગશર શુ. ૬) શેઠ મોતીશાહે સ્થપતિને પહેરામણી–શિરપાવમાં 'સુંડલી ભરીને દાગીના દીધેલાં હતાં.' રામજી સલાટને શિહોરવાળા મેતા મેરાજ શામળાનું કરજ હતું એટલે એણે વિચાર કર્યો કે–જો દાગીના લઇ દેવું પતાવવા જઇશ તો મોઘમ વસ્તુ સાની લેણદાર અરધી કિંમત પણ જમે નહિ આપે એટલે શેઠના મુનીમ વીરચંદભાઇને સદર દાગીના વેચી આપી રોકડા કરવા રામજી સૂત્રધારે જણાવ્યું. શેઠ મોતીશાહને આ વાતની ખબર પડી ગઇ. એણે સૂત્રધારને બોલાવી ઠપકો આપ્યો. પોતાનો

સ્થપતિ ઇનામની વસ્તુ બજારમાં વેચે તેમાં પોતાની શોભા નહિ એટલે મેરાજ મેતાના ખાતામાં સ્થપતિ રામજીની જે રકમ દેવી નીકળતી હતી તે આખી ચૂકવી આપી. આમાં શેઠશ્રીની ઉદારતા, વ્યવહારદક્ષતા અને કારીગર વર્ગની ધન સંબંધી એકાળજી વિગેરે અનેક બાબતો તરી આવે છે. સદર કાગળોમાંથી આવી અનેક બાબતો મળી આવે છે. રામજી સલાટ પોતે સં. ૧૯૧૪ સુધી હયાત હતા. અત્યારે તેનાં પ્રપૌત્રો હૈયાત છે, તેઓ ધંધો કરે છે. શેઠશ્રીએ આપેલ દાગીના તેમણે જાળવી રાખ્યા છે અને અતિ અભિમાન સાથે એ દાગીના પહેરી પોતાની જાતને ગૌરવાન્વિત માને છે. એ અસલ કાગળો ઐતિહાસિક નજરે ખૂબ ઉપયોગી જણાવાથી અત્ર સ્થપતિ રામજી સલાટ સંબંધી આટલો વિસ્તૃત ઉલ્લેખ કર્યો છે. આ રામજી સૂત્રધાર સંબંધી છૂટાછૂટા ઉલ્લેખ આ પુસ્તકમાં આગળપાછળ આવ્યા કરશે.

કારીગરોને સારી રીતે સંતોષવાની મોતીશાહ શેઠની પદ્ધતિનો બીજો પણ દાખલો મળી આવે છે. ટૂંકમાં પ્લાસ્ટર વિગેરે સુંદર કામ કરવા માટે તથા ટાંકાં અને કુંડ કરવા માટે ખંભાતથી કારીગરોને બોલાવવામાં આવ્યા હતા. તેઓ ત્યાં નવ વર્ષ સુધી રહી સારી રીતે ધન રળ્યા હતા. આ ખંભાતના કારીગરો પૈકી મીસ્ત્રી અમથાલાલ કુબેરદાસનું નામ આવે છે. એ નવ વર્ષ સુધી પાલીતાણામાં રહ્યા હતા અને કામની હોશિયારી બદલ તેમને કશબી શાલ તથા કાંડાનાં સોનાનાં કડાં મોતીશાહ શેઠ તરફથી તેના સુપુત્ર ખીમચંદભાઇને હસ્તે ભેટ આપવામાં આવ્યાં

હતાં. આ કારીગરના પાંચમી પેઢીના વંશજ પેન્ટર અંબાલાલ ચુનીલાલ હાલ પાલીતાણામાં મોજુદ છે અને ઉપરની હકીકત ઘણા રસથી કહે છે અને કૌટુમ્બિક ચીજ તરીકે ઘણા મમત્વથી જાળવી રાખેલાં કડાં અત્યારે પણ અમૂલ્ય ગણે છે.

આ રામજી સલાટને મારા પ્રપિતા (દાદા) આણંદજી પુરુષોત્તમ જાતે મળેલા હતા, તે પણ તેની પ્રશંસા કરતા હતા.



## સ * મ * તા.

'સમતા' એટલે સર્વ જીવો તથા વસ્તુઓ તરફ રાગદ્વેષનો અભાવ. જેઓ આત્મિક માર્ગમાં ઉતરવા ઇચ્છતા હોય તેઓને સમતાનો વિષય પ્રથમ અગત્ય ધરાવનારો છે. સમતા વગરની દરેક ધાર્મિક ક્રિયા બહુ અલ્પ ફળ આપે છે અને તે એટલું બધું અલ્પ છે કે જે ફળ મેળવવાની ઇચ્છાથી ક્રિયા કરવામાં આવે છે તેની અપેક્ષાએ તો કાંઇ ફળ થતું નથી એમ કહીએ તોપણ ચાલે—આખો દિવસ ભાર વહન કરનારને એક પાઇ મજૂરીની મળે તેના જેવું છે.

—અધ્યાત્મકલ્પદ્રુમ.

૧૨

## શેઠ મોતીશાહ( અંગત )

શેઠ મોતીશાહની દિનચર્યા સંબંધમાં કેટલીક આધારભૂત હકીકત મળી આવે છે. તેઓ કોટની અંદર આવેલા પોતાના ઘરમાં રહેતા હતા. દરરોજ સવારે ઊઠી નિત્ય નિયમ કરતા; પૂજા-સેવા કરી બહાર નીકળતા. નીકળતી વખત અનાજથી ભરેલો એક મોટો પીત્તળનો વાટકો અને તેમાં એક રૂપિયો રોકડો મૂકી જે કોઈ બ્રાહ્મણ અથવા કોઇ ભિક્ષુક પ્રથમ મળે તેને ઓટલા પરથી આપી દેતા અને ત્યારપછી કામ પર જતા હતા. તેમના સમયમાં ગોડીજી મહારાજનું દેરાસર બંધાયું, ભાયખળાનું મંદિર બંધાયું, આદીશ્વર મહારાજનું દેરાસર બંધાયું અને ચિંતામણિ પાર્શ્વનાથનું બંધાયું--તે પૈકી ચાલતા કામ પર દેખરેખ રાખવા ગાડીમાં બેસી જતા અને પહેરો જબરો રાખતા હતા એમ સ્પષ્ટ ઉલ્લેખ મળે છે.

એમને ગોડીજી મહારાજ ઉપર ખૂબ આસ્થા હતી. એ પોતાના ચોપડામાં દરરોજ ગોડીજી મહારાજનું નામ લખાવતા અને પોતે તેનું વારંવાર સ્મરણ કરતાં હતા. ગોડીજી મહારાજના દર્શન તેઓ દરરોજ કરતા હતા અને બાકી ચાલતાં

કામો પર ઘોડાગાડીમાં બેસી જઈ આવતા હતા. કોઇ યતિ મુંબઈમાં હોય તો વ્યાખ્યાન--શ્રવણ કરતા અને ત્યારબાદ પેઢીએ આંટો મારી પોતાને મુકામે જઇ જમતા. જમણ કરી બપોરે બંદર પર અથવા જ્યાં કામ હોય ત્યાં જતા અને વ્યાપારી તથા મિત્રોને મળતા હતા. પોતે સ્થાપન કરેલી કે પોષેલી ધર્મસંસ્થાઓની વારંવાર મુલાકાત લેતા હતા.

તેઓની શરીરસંપત્તિ સારી હતી. શરીરનો વર્ણ ગૌર હતો, હાથ ગોઠણ સુધી લંબાતા હતા—આજાનબાહુ હતા, તેઓનો દેખાવ પ્રભાવશાળી હતો, સામા ઉપર વ્યકિતત્વ પડે તેવો તેમનો દેખાવ હતો. તેઓ યશનામી હોઇ જે કાર્ય હાથમાં લેતા તેમાં કીર્તિનો વધારો થતો હતો અને સંવત ૧૮૭૧ પછી તેમના યશમાં એકધારો ઉત્તરોત્તર વધારો જ થતો ચાલ્યો છે તે તેમની આવડત, ધીરજ, ચીવટ અને ઉદ્યોગનું પરિણામ હોઇ અનેક રીતે લક્ષ્યમાં રાખવા યોગ્ય છે.

શેઠ મોતીશાહમાં સખાવતનો ગુણ અસાધારણ હતો. વિક્રમની ઓગણીસમી સદીના ઉત્તરાર્ધમાં મુંબઇની જૈન કોમની જે જાહોજલાલી થઈ હતી તેના યશનો મોટો ભાગ તેમને જાય છે. દેવાદાર તરીકે જીવનની શરૂઆત કરનાર અને સંવત ૧૮૭૧ માં આખા કુટુંબમાં માત્ર એકલા થઈ પડનાર એ સખાવતી હૃદયે જે અનેક શુભ કાર્યો કર્યાં છે તેમાં તેમનો નોંધાયલો ધનવ્યય રૂપીઆ અઠ્ઠાવીશ લાખ ઉપર થવા જાય છે. તેમણે મોટો ધનવ્યય પાલીતાણાના શત્રુંજય પર્વત પર **મોતીવસહી** ટુંકમાં કર્યો તેનું વર્ણન આગળ આવશે. કુંતાસરનો ખાડો પૂરવામાં, મંદિરો બાંધવામાં રૂપીઆ અગીઆર

લાખ અને તેમની આજ્ઞા-ઇચ્છા અનુસાર પ્રતિષ્ઠા-બિંબપ્રવેશ મહોત્સવમાં રૂપીઆ સાત લાખ, સાત હજાર મળી કુલ વ્યય રૂપીઆ અઢાર લાખ, સાત હજારનો થયો. એ તેમની સર્વથી વધારે મોટી સખાવત ગણાય. તેમણે બે લાખની રકમ મુંબઈ પાંજરાપોળ માટે ખરચી. એ સિવાય નીચેની બાબતો ખાસ ધ્યાન ખેંચે છે, જેનો વિચાર કરતાં એમની ધર્મભાવના, અહિંસામાં પરોવાયલું મન અને તે કાળની જનતાની જરૂરીઆત પરત્વે તેમની ચિંતા બતાવે છે.

**ભૂલેશ્વર-કુંભાર** ટુકડાના **ચિંતામણિ** પાર્શ્વનાથના દેરાસરની પ્રતિષ્ઠા સં. ૧૮૬૮ ના બીજા વૈશાખ શુદ ૮ શુક્રને દિવસે શેઠ નેમચંદભાઇએ કરી તે માટે રૂા. ૫૦૦૦૦) આપ્યા.

મુંબઈ **ભીંડી બજાર** શાંતિનાથ મહારાજના દેરાસરની પ્રતિષ્ઠા સં. ૧૮૭૬ મહા શુદિ ૧૩ ને રોજ થઈ તેને અંગે તેમણે રૂા. ૪૦૦૦૦) આપ્યા.

મુંબઈ **કોટ બોરા બજાર**ના **શાંતિનાથ** મહારાજના દેરાસરની પ્રતિષ્ઠા સં. ૧૮૬૫ મહા વદ ૫ ને રોજ થઇ તેની પ્રતિષ્ઠાને અંગે અને દેરાસર બંધાવવાને અંગે તેમના કુટુંબે રૂા. ૨૦૦૦૦૦ બે લાખ ખરચ્યા. શેઠ અમીચંદ જે સ્થાનમાં રહેતા હતા અને જેની બાજુમાં શાંતિનાથનું દેરાસર હાલ છે ત્યાં અસલ ઉપાશ્રય હતો તે મોટા ભાઈ નેમચંદે ત્રીશ હજાર રૂપીઆ ખરચી બંધાવ્યો હતો. પછી વધારે જગ્યા લઇ ત્યાં નેમચંદભાઇએ એક લાખ વધારે ખરચી મંદિર બંધાવ્યું. પ્રતિષ્ઠા અને બંધામણનો કુલ ખર્ચ બે લાખ થયો. આ

દેરાસર બંધાતી વખતે અને ત્યાર પછી તેના પર દેખરેખ ત્રીકમજી કલ્યાણજી કહાનજી ગોઘારી (બાલાભાઈના મોટા ભાઈ) રાખતા હતા. આ દેરાસરની પ્રતિષ્ઠા વિગેરે કાર્યમાં મારવાડી શેઠ પ્રેમચંદ રંગજીએ પણ સારો ભાગ લીધો હતો એમ નોંધાયલું છે. મદ્રાસ શહેરની દાદાવાડીની જમીન ખરીદવા માટે અને બાંધવાને અંગે રૂપીઆ ૫૦૦૦૦ પચાસ હજારનો વ્યય સં. ૧૮૮૪ લગભગ કર્યો. આગળ જણાવ્યું તે પ્રમાણે પાલીતાણા ગામમાં ધર્મશાળા બાંધવાને અંગે રૂા. ૮૬૦૦૦નો, મુંબઈ શહેરના ભાયખળા દેરાસરની જમીન બંધામણ અને પ્રતિષ્ઠાને અંગે (સં. ૧૮૮૫ માગશર શુદ ૬) રૂપીઆ બે લાખનો વ્યય કર્યો.

મુંબઇ **ગોડીજી** મહારાજના દેરાસરની પ્રતિષ્ઠા સં. ૧૮૬૮ ના વૈશાખ શુદ ૧૦ ને રોજ કરવામાં આવી, તેમાં રૂપીઆ પચાસ હજાર તેમણે આપ્યા.

મુંબઇ પાયધુનીના ખૂણા ઉપર **આદેસર** ભગવાનના મંદિરમાં મૂળનાયકનો પ્રવેશ સં. ૧૮૮૨ના જેઠ શુદ ૧૦ ના રોજ થયો તેની ઉછામણીમાં શેઠશ્રી રૂ. ૨૫૦૦૦ પચીશ હજાર બોલ્યા.

અંતસમયની નજીકના વખતમાં પોતાના અશક્ત દેણદારોને મુક્ત કરવા માટે રૂપીઆ એક લાખ છોડી દીધા. આ સર્વ રકમોનો સરવાળો રૂપીઆ ૨૮૦૮૦૦૦ અઠ્ઠાવીશ લાખ આઠ હજાર થાય છે.

આ તો ઘણી મોટી અને જાણીતી તથા નોંધાયલી સખાવતો

છે, પણ તે ઉપરાંત તેઓ જાતે એટલા પરગજુ, ગરીબની અગવડ સમજનાર અને હૃદયથી દયાળુ હતા અને પારકાનાં દુઃખની એમના પર એટલી ઊંડી છાપ પડતી હતી કે તેમની ખાનગી અથવા ન નોંધાયલી સખાવતનો સરવાળો હજારોનો નહિ, પણ લાખોનો થાય છે. એમના પિતાનું દેવું દેવા કાયદેસર બંધાયલા ન હોવા છતાં તેમણે પાઈએ પાઈ ચૂકવી આપ્યું-એ તેમનો પિતૃધર્મ, ફરજનો ખ્યાલ અને ઊંડી વિચારભાવના દાખવે છે.

સંવત ૧૮૭૧ થી ૧૮૯૧ સુધીનો મુંબઇ શહેરમાં એક પણ ખરડો-ટીપ નહિ હોય કે જેમાં શેઠ મોતીશાહનું નામ પોતાના પિતાના નામની ઓથે છુપાયલું ન હોય. અહીં જણાવવું જરૂરી છે કે-તેઓ જે કાંઇ ખરડો લખતા કે ટીપ ભરાવતા તે સર્વમાં પિતાનું નામ જ આપતા હતા. તેમની સર્વ સખાવત શેઠ **અમીચંદ સાકરચંદ**ના નામે જ થતી હતી અને તેઓ એ પ્રમાણે કરવામાં ગૌરવ સમજતા હતા.

તે વખતે દાડીઆનો દરરોજનો દાડીનો ભાવ દોઢ આનો-છ દોઢિઆ હતો. દાણા-અનાજના ભાવ ઉપર જોઇ ગયા છીએ અને રૂપીઆની ખરીદશક્તિ ઘણી મોટી હતી. તે સર્વ વાતનો વિચાર અને તેની વિગતે ગણતરી કરતાં શેઠશ્રીની સખાવતની કિંમત આજને હિસાબે બે કરોડ ને એંશી લાખ (૨,૮૦,૦૦,૦૦૦.) ગણાય.

શેઠશ્રીનો પહેરવેશ તદ્દન સાદો હતો. શેઠ માથે સુરતી પાઘડી પહેરતા અને શરીર પર બાલાબંધી કેડિયું લાંબી

કડચલીવાળું પહેરતા હતા. તેમના પુત્ર શેઠ ખીમચંદભાઇ માથે પારસી ઘાટની પાઘડી પહેરતા તે તેમના ફોટા પરથી જોઇ શકાશે. શેઠ મોતીશાહ સુરતી પાઘડી પહેરતા હતા. શેઠ મોતીશાહનો કોઇ ફોટો, પેન્ટીંગ કે પ્રતિકૃતિ મને ઉપલબ્ધ થઇ નથી. શેઠ ખીમચંદભાઇનો ફોટો મળ્યો છે. તેઓ ગૌરવર્ણ હતા. શેઠ મોતીશાહ પોતે ઘઉં વર્ણું ધરાવતા હતા. તેમનો ફોટો પ્રાપ્ત થઇ શકયો હોત તો બહુ સારું થાત, પણ પુરાણી અનેક બાબતો મળતી નથી, તેમ આ બાબતમાં પણ આપણે મનને મનાવી લેવાનું છે.

સં. ૧૮૫૫ માં શેઠ મોતીશાહના પિતાશ્રી ગુજરી ગયા ત્યાર પછી તેમની ઉત્તરોત્તર ચઢતી જ થતી ગઇ છે. તેમણે ત્યારબાદ આખા જીવનમાં ધન સંબંધી દુઃખ જોયું નથી, તેમના ગ્રહો સં. ૧૮૮૦ દરમ્યાન બુલંદ થતા ગયા, કુંતાસરમાં પાયા નાખતી વખતે બળવાન બન્યા અને તેમના માનવ જીવનના છેલ્લા દિવસ સુધી દિવસાનુદિવસ વધારે તપતા ગયા.

શેઠ મોતીશાહના પૂર્વજો ખંભાતના રહેવાસી હતા અને તેઓ જાતે ઓશવાળ હતા. તેમનો વ્યાપાર સુરતીઓ સાથે ઘણો હોઇ તેમનો પહેરવેશ અને રહેણીકરણી ધીમે ધીમે સુરતી જેવી થઇ ગઈ-તે એટલે સુધી કે ધીમે ધીમે તેઓ ખંભાતી મટી સુરતી થઇ ગયા અને તેમની ગણતરી આખરે સુરતીમાં થઈ ગઈ. તેમના મૂળ ચરિત્રની માહિતગારી ન હોય તો તેમને કોઇ ખંભાતી ન જ ધારે, એટલું તેઓનું વર્ચસ્વ

છેવટે સુરતી તરીકેનું થઇ ગયું. સુરતીઓ ઝવેરાતના ધંધામાં ઘણા પ્રવીણ હતા અને અમીચંદ શેઠે ઝવેરાતનો ધંધો આદર્યા પછી તેમનો સુરતી સાથે સંબંધ એટલો બધો વધી ગયો કે તેમના પુત્રોના સગપણ સંબંધ સર્વ સુરતી સાથે થઇ ગયા અને શેઠ મોતીશાહના વખતમાં તો તેઓ અસલ ખંભાતી હતા એ વાત પણ લગભગ વીસરાઇ ગઈ.

શેઠ મોતીશાહના અંગત સંબંધીઓમાં તેમની માતા રૂપાબાઇને તે યુગમાં તેજપાળની પત્ની અનુપમા દેવીનું સ્થાન મળતું હતું. એ બાઇ ઘણા દીર્ઘદર્શી અને કુટુંબવત્સલ ગણાતા હતા અને તેમણે શેઠ અમીચંદ સાકરચંદના ઘરમાં પગ મૂક્યો ત્યારપછી તે કુટુંબની જાહોજલાલી થયેલ હોવાથી તેમને સારાં પગલાંની ગણવામાં આવતી હતી. રૂપાબાઇ અતિ ધર્મિષ્ઠ હતા, પાકી શ્રદ્ધાવાળા હતા અને તેમના સર્વ પુત્રો ઉપર તેમના ઉચ્ચ વર્ચસ્વની છાયા હતી એમ તેમના સમયમાં પણ જાહેર રીતે બોલવામાં આવતું હતું.

સારો સંબંધ હતો. તેઓ શરૂઆતમાં વાડિયા શેઠને ત્યાં દલાલીનું કામ પણ કરતા હતા. શેઠ હોરમસજી વાડિયા સને ૧૮૮૨ માં ગુજરી ગયા, ત્યાર પછી પણ શેઠ દરરોજ એક વખત તેમને ઘેર જઈ એમના કુટુંબીઓ તથા પુત્રોની સંભાળ-ખબર લઈ આવતા હતા અને વાડિયા શેઠનો પુત્ર સગીર હોવાથી તેના વહીવટ પર પણ શેઠ મોતીશાહ જાતે ધ્યાન આપતા હતા. વહીવટની દરેક વિગતોમાં નાના વાડિયાને માહિતગાર કર્યા પછી પણ પોતાના મરણ સુધી મોતીશાહ શેઠ દરરોજ એક આંટો વાડિયાજીને ઘેર તથા પેઢીએ ખાઇ આવતા હતા. વાડિયા શેઠના પુત્રોને વહીવટ સોંપ્યો ત્યાર પછી તેઓ પણ શેઠ મોતીશાહને પોતાના વડીલ તરીકે માનતા અને શેઠની સલાહ અનુસાર ધંધો કરતા હતા. શેઠ મોતીશાહ ગુજરી ગયા પછી વાડિયા કુટુંબનો અને શેઠ મોતીશાહના કુટુંબનો સંબંધ ચાલુ રહ્યો જણાય છે અને શેઠ મોતીશાહના પુત્ર ખીમચંદ-ભાઇની મુસીબતો વખતે વાડિયાકુટુંબે દ્રવ્યની અને સલાહની સારી સહાય કરી હોય એમ પણ જણાય છે. વાડિયા શેઠની વ્યાપારની કુનેહ અને રીતભાત સંબંધી વિગત તદ્યુગીન શેઠ સોદાગરોના પ્રકરણમાં જણાવી છે તે પણ ધ્યાન આપવા લાયક છે. શેઠ મોતીશાહે પોતાના સૌથી મોટા જહાજને 'હોરમસજી બમનજી' નું નામ આપ્યું છે તે હકીકત બન્ને વચ્ચેનો ગાઢ સંબંધ બતાવે છે. શેઠ મોતીશાહને સર જમશેદજી જીજીભાઈ પહેલા બેરોનેટ સાથે પણ ઘણો સારો સંબંધ હતો. લોક-માન્યતામાં સર જમશેદજી અસલ મોતીશાહ શેઠના ગાડીવાન (નોકર) હતા એવી વાત ચાલે છે, તેનો કાંઈ પુરાવો મળતો નથી; પણ બન્ને અનેક વખત ભાગમાં વેપાર કરતા

હતા અને બન્ને વચ્ચે કુટુંબી જેવો સંબંધ હતો. મુંબઈ શહેરમાં તે વખતે પારસીઓમાં સર જમશેદજી અને હિંદુઓમાં શેઠ મોતીશાહ ઘણા પ્રસિદ્ધ હતા એ વાત ઘણી જગ્યા પર નોંધાયેલી છે અને આપણે તે તે યુગના શેઠ સોદાગરોના પ્રકરણમાં જોઈશું. શેઠ મોતીશાહની વ્યાપાર પદ્ધતિ એટલી વિશિષ્ટ ગણાતી કે–મોટા યુરોપિયનો તથા પારસીઓ તેમની સલાહ લેવા આવતા અને કોઈ જાતના ભેદ વગર શેઠ પોતાની નેક સલાહ સર્વને આપતા. મોતીશાહ શેઠે ઊભી કરેલ પાંજરાપોળના પહેલાં ચેરમેન સર જમશેદજી જીજીભાઈ બન્ને તે કોમકોમ વચ્ચેનો તે વખતનો સંબંધ અને બન્ને મહાન્ વ્યક્તિઓ વચ્ચેનો અંદરઅંદરનો પ્રેમ બતાવે છે. શેઠ ખીમ-ચંદભાઈ પાલીતાણાનો સંઘ કાઢે અને સર જમશેદજી તેમને એક લાખ રૂપિયાનો ચાંદલો કરે એ વાત ખૂબ નોંધવા જેવી છે. અરસપરસનો સહકાર અને સંબંધ કેવી હૃદય ભાવનાથી પોષવામાં આવતો હતો એનાંયે સાચાં દષ્ટાંતો છે. મોતીશાહ શેઠનો શેઠ **હઠીશંગ કેશરીસંગ** સાથે ઘણો સારો સંબંધ હતો. અમદાવાદના આ શેઠનો વેપાર વધતો ગયો. તેમણે તેમજ અમદાવાદવાળા શેઠ **હેમાભાઈ વખતચંદ** (નગરશેઠ) અને **કરમચંદ પ્રેમચંદ** એ ત્રણેએ સં. ૧૮૭૫થી ૧૮૮૧ સુધીમાં પોતાની પેઢીઓ મુંબઈમાં સ્થાપન કરી. મોતીશાહ શેઠના દરેક કાર્યમાં આ ત્રણે અમદાવાદના શેઠીઆઓ મોટા ઉત્સાહથી ભાગ લેતા હતા અને ત્રણે લગભગ શેઠ મોતીશાહના સમવયસ્ક હોઈને સામાજિક અને સાંસારિક વ્યવહારમાં જવા આવવાનો સંબંધ પણ તેમની વચ્ચે સારો હતો, એટલું જ

નહિ પણ, એક બીજાની સગવડ જાળવતા અને સલાહ કરીને કામ ઉપાડતા. મોતીશાહ શેઠને ભાયખળાની પ્રતિષ્ઠા સં. ૧૮૮૪ના શ્રાવણમાં કરવાની મરજી હતી, પણ શેઠ હેમાભાઈએ ચોમાસામાં અમદાવાદથી મુંબઈ આવવાની અગવડ બતાવતાં મુહૂર્ત સં. ૧૮૮૫નાં માગશર માસમાં લીધું, એ હકીકત ઉપર જણાવાઇ છે. એ હકીકત શેઠીઆઓનો અરસપરસ પ્રેમસંબંધ કેવો હતો તે બતાવે છે. આટલો સારો સંબંધ અમદાવાદવાળા શેઠ સુરજમલ વખતચંદ સાથે પણ ચાલુ રહ્યો હતો અને તેમણે પણ એજ છ વર્ષના ગાળામાં (સં. ૧૮૭૫-૮૧) પોતાની પેઢી મુંબઈમાં શરૂ કરી.

શેઠ મોતીશાહના નોકરોમાં શેઠ ફૂલચંદ કપુરચંદ ગોધારીનું નામ અનેક વાર આવે છે. આ મુનિમે શેઠને ઘણી સારી સલાહ આપી હોય એમ કહેવાય છે. એમણે શેઠ મોતીશાહની ટુંકમાં શેઠના મુખ્ય દેરાસરની પાછળ દક્ષિણ દિશાએ મંદિર બંધાવ્યું છે. એને ત્રણ શિખરો છે. એમ જણાય છે કે-શેઠ મોતીશાહની હયાતીમાં મુંબઇના પાયધુની પરના ગોડીજી મહારાજના મંદિરનો વહીવટ શેઠ અમરચંદ દમણી કરતા હતા, પણ શેઠની હયાતી બાદ તુરતમાં જ સં. ૧૮૯૩ દરમ્યાન એ કુલ વહીવટ શેઠ ખીમચંદભાઇએ ગોધારી ફુલચંદભાઈને સોંપ્યો અને ત્યાર પછી ઉત્તરોત્તર તેમના પુત્ર શેઠ કીકાભાઇએ સદર વહીવટ કર્યો અને ઘણા વર્ષો સુધી શેઠ ઓધવજી કરમચંદ (ગોઘા), શેઠ શોભણ દામજી (સિહોર)ના હાથમાં રહ્યો. શેઠ કીકાભાઇ ફૂલચંદે ગોડીજી મહારાજના દેરાસરનો વહીવટ ઘણાં વર્ષો સુધી અખંડ કર્યો છે એ હકીકત તો અત્યારે પણ સંભળાય છે.

પોતાના મુનીમો, ગુમાસ્તાઓ, નોકરો દેરાસર બંધાવવા જેવી સ્થિતિમાં આવે તે વાતનો શેઠને આનંદ થાય એવા શેઠો તે યુગમાં તો હતા. એ હૃદયની વિશાળતાને ધન્ય છે!

**શેઠ બાલાભાઇ ગોઘારી** એ શેઠ મોતીશાહના સંબંધમાં આવેલ અનેરી વ્યક્તિ છે, એમનું બીજું નામ દીપચંદભાઈ હતું અને તે ગોઘારી કલ્યાણજી કાનજીના પુત્ર થાય. તે કોઈ સ્થાને શેઠના મુનીમ હતા એમ પણ જણાવ્યું છે અને કોઇ સ્થાને શેઠ મોતીશાહના આડતીઆ હતા એમ જણાવ્યું છે. તે વખતે ગોઘા(ભાવનગરની બાજુએ)માં મોટો વેપાર ચાલતો હતો. મુંબઈનાં વહાણો ગોઘે જતાં હતાં અને ત્યાં જૈનોની વસતી પણ સારી અને સુખી હતી. બાલાભાઇને ત્રીકમજી નામના મોટા ભાઇ હતા, અને વહીવટ તે બન્નેના પિતા કલ્યાણજી કાનજીના નામનો ચાલતો હતો. ગોઘેથી અથવા ગોઘાદ્વારા અનેક ચીજો અને વસ્તુઓ પાલીતાણે મોકલવાની હતી અને શેઠ પાલીતાણે જતા ત્યારે કોઈ વાર મહુવેથી વહાણમાં જતા આવતા અને કેટલીક વાર ગોઘા દ્વારા જવા આવવાનું થતું હતું. શેઠ મોતીશાહની ટુંકનું કામ ચાલુ થયા પછી પાંચ વરસે બાલાભાઇ શેઠે તેમની પાછળના ભાગમાં પાંચ હાટડીના નામથી ઓળખાતી જગ્યામાં ટુંક બંધાવવાનું કાર્ય સં. ૧૮૯૧ ના વૈશાખ માસમાં શરૂ કર્યું. એ જગ્યા પર પથ્થર ઘણા આકરા અને મોટા હતા તેથી તળ તૈયાર કરાવવામાં તેમને બહુ મોટો ખર્ચ થયો હતો. શેઠ મોતીશાહનો અને ખીમચંદભાઇનો બાલાભાઈ સાથે સંબંધ બહુ સારો હતો; એમાં શેઠ મુનીમ [illegible] લાગે તે [illegible] હતું નહિ. શેઠ

મોતીશાહના તેઓ સલાહકારમાંના એક હતા અને શેઠની વિશાળતા પ્રમાણે પોતાના આડતીઆ ખૂબ રળે અને મુનીમો લખપતિ થાય એમાં પોતે રાજી હોઇ બાલાભાઇની ઉન્નતિ અને વિકાસમાં શેઠનો મોટો ફાળો હતો. મોતીશાહ શેઠના સંબંધી મિત્ર **માંગરોળવાળા શા. નાનજી જેકરણ ચીનાઇનું** નામ પણ આવે છે. આ નાનજી શેઠને ચીન સાથે મોટો વેપાર હતો. તેઓના સંબંધમાં એક લોકકથા કહેવાય છે કે--શેઠ મોતીશાહનો ચીન સાથે મોટો વેપાર હતો. મુંબઈથી ચીન અફીણ મોકલતા અને ચીનથી સાકર કે રેશમી કાપડ મુંબઈ મંગાવતા. આ સર્વ વેપાર વહાણદ્વારા થતો અને વહાણનો આધાર પવન ઉપર હોવાથી વહાણ મોડાં વહેલાં આવે અને કોઇ કોઇ વાર તો છ બાર મહિના પણ થઇ જાય. શેઠે પોતાના જરૂરી કામે નાનજી ચીનાઇને ચીન મોકલ્યા. ગયાને વરસ બે વરસ થયા, પણ તેના કાંઇ સમાચાર આવ્યા નહિ એટલે શેઠને તથા નાનજી ચીનાઇના બૈરાં–છોકરાંને ઉચાટ થવા માંડ્યો. શેઠે તપાસ કરાવી પણ નાનજી ચીનાઇના કાંઇ સમાચાર મળ્યા નહિ. શેઠ નાનજી ચીનાઈની વહુ માટે એક મોટું મકાન ખરીદી તેના ભાડામાંથી તેનો નિભાવ થાય તે માટે બાઇને આપ્યું. બાર વરસે એક દિવસે તોપોના ધડાકા સાથે નાનજી ચીનાઇવાળું શેઠનું વહાણ મુંબઇના બારામાં આવ્યું. સરકારે દુશ્મનના ધડાકા હશે એમ ધારી લશ્કરી તૈયારી કરવા માંડી. શેઠ અને નાનજી ચીનાઈ મળ્યા. શેઠે એ વહાણની પેદાશ નાનજી ચીનાઈને આપી દીધી. નાનજી ચીનાઇએ શેઠ તરફ ખૂબ સત્કાર બતાવ્યો અને શેઠ મોતીશાહે

એ સદર નાનજી ચીનાઈનું માન વધાર્યું. આ વહાણની જે આવક શેઠે તેમને (નાનજી ચીનાઈને) સત્કારપૂર્વક આપી તેમાંથી નાનજી ચીનાઈએ ઘોઘારી કીકાભાઈના દેરાસરની સામે કીકાભાઇ શેઠના દેરાસરને મળતું અને તેને જવાબરૂપ દહેરું બંધાવ્યું. એ દેરાસર અત્યારે પણ નાનજી ચીનાઈના ચોમુખજીના નામથી પ્રસિદ્ધ છે. શેઠ મોતીશાહની વિશાળતા ઠામઠામ જોવામાં આવે છે. પોતાના સંબંધમાં આવનાર 'શેઠ' થઇ જાય એવી ઉન્નત ભાવના બહુ જુજ માણસોમાં હોય છે. ઘણાખરા શેઠીઆઓ નોકરને હમેશાં નોકર જોવા ઇચ્છે છે. એ પોતાની સાથે બેસે તેવો મોટો થાય અથવા તેને શેઠનું ઉપનામ મળે એવું દેખવા ઈચ્છનારા અથવા દેખીને રાજી થનારા બહુ ઓછા શેઠો જોવામાં આવે છે. કદાચ મુખેથી એમ ન કહે, પણ અંદરખાનેથી ગણતરી અને ઇચ્છા નોકરને નીચા સ્થાન પર રહે તેવું જોવાનું હોય એવું મોટે ભાગે ઘણે સ્થળે જોવામાં આવે છે. નાનજી શેઠ મુનીમ હતા કે આડતીયા હતા, શેઠના ભાગમાં વેપાર કરતા હતા કે પોતાનો સુવાંગ વેપાર કરતા હતા તેની કાંઇ વિગતો મળતી નથી, પણ શેઠ મોતીશાહ, બે વર્ષ પછી ચીનાઇની પાછા ફરવાની આશા મૂકાઇ જાય ત્યાર બાદ એમના બૈરી-છોકરાંની સંભાળ ચીવટથી સન્માનપૂર્વક રાખે એ શેઠ મોતીશાહની વ્યવહારદક્ષતા, હૃદયની વિશાળતા અને સહૃદય ઉદારતા બતાવે છે. અને નાનજી ચીનાઇએ પણ મોતીશાહ શેઠની ટુંકમાં ભવ્ય દેરાસર બંધાવીને તથા શેઠની

સાથે અને તેમની પછી ખીમચંદભાઈની પડખે ઊભા રહીને ઓશીંગણુપણું બતાવી આપ્યું છે.

શેઠ મોતીશાહની સંબંધ રાખવાની રીત કેવી હતી તેના કેટલાક દાખલાઓ નોંધાયલા છે. એક દાખલો ઘણો હૃદયંગમ લાગે છે. શેઠ હઠીસંગ કેસરીસંગનો અને મોતીશાહ શેઠનો સંબંધ અંગત હતો અને ધર્મભાવના પર રચાયલો હતો. શેઠ મોતીશાહના આડતીઆ તરીકે તેઓ કામ કરતા હતા અને સં. ૧૮૮૦ લગભગ પોતાની પેઢી તેમણે મુંબઈમાં નાખી હતી. સં. ૧૮૭૮ માં ગુજરાતમાંથી એક સંઘ કાઠિયાવાડની યાત્રાએ નીકળ્યો હતો તેમાં શેઠ હઠીભાઈ અને મોહોકમભાઈ ગયેલા હતા. ચોરવાડ (વેરાવળ અને માંગરોળ વચ્ચે) ગામે સંઘ આવ્યો તે વખતે ગિરનારની યાત્રા કરી સદર બન્ને શેઠો સંઘની ભેગા થયા. ચોરવાડ મુકામે હઠીસંગભાઈ શેઠે મોતીશાહ શેઠના નામનાં નોતરાં ફેરવી ચોરાશી કરી આખા સંઘને અને ચોરવાડના વણિકોને મોટું જમણ આપ્યું અને તે ચોરાશીના જમણ–ખર્ચને અંગે રૂપીઆ સાત હજાર ખર્ચ્યા. આ હકીકતની શેઠ મોતીશાહને ખબર પડી એટલે તે ઋણ ફેડવા માટે પાલી તથા રતલામથી અફીણ ખરીદી, હઠીભાઈ શેઠને નામે ચીન ચઢાવી દીધું. આ એક જ ફેરાના વેપારમાં નફો અને હકસાઈના રૂપીયા ત્રણ લાખ હઠીભાઈ શેઠને રળાવી આપ્યા હતા. આવો પરસ્પર ધર્મસ્નેહ રાખનાર અને સાદી પણ ઉન્નત હરીફાઈ કરનાર એ શેઠીઆઓ ખૂબ વિશાળ દિલના હતા. અને એક બીજા ઉપર ઉપકાર કેમ કરવો ? અને કરેલ ઉપકારનો બદલો કેવી રીતે વાળવો તે જાણનાર કુશળ પુરુષો

હતા. હઠીસંગ કેસરીસંગ બહુ નાની વયના પણ વિશાળ મનના અને ભારે ભાગ્યવંત પુરુષ હતા. એને કરમે 'કઠા' હતા એમ કહેવાય છે એટલે કે એ જે વેપાર કરે કે મકાન બંધાવે ત્યાં સોનું જ નીકળી આવતું. એમના સંબંધી કેટલીક વાત તે યુગના વ્યાપારીના વિભાગમાંથી સાંપડશે.

શેઠ મોતીશાહના સંબંધમાં ધોલેરાવાળા વીરચંદભાઈનું નામ ઘણીવાર આવે છે. તે શેઠના મુનીમ અને ખાસ સલાહકાર હતા અને શેઠની હયાતી બાદ ખીમચંદભાઈની પડખે રહી બિંબપ્રતિષ્ઠા અને પ્રવેશ મહોત્સવમાં આગળ પડતો ભાગ લઈ તેમણે શેઠનું નામ દીપાવ્યું હતું.





### સ...મ...તા.

સમતા એટલે 'સ્થિરતા' આપણા પ્રાકૃત માણસોનાં મન કેટલાં બધાં અસ્થિર-ચંચળ હોય છે તેનો ખ્યાલ તરત આપી શકાય તેમ છે. નવકારવાળી ગણવાનો આરંભ કરતાં એકાદ નવકાર ધ્યાન રાખીને ચિંતવાય છે; પછી મનના બે વિભાગ પડી જાય છે. મનની વિચિત્ર-ગતિ શરૂ થાય છે. હાથ પોતાનું કામ કરે છે એટલે મણકા એક પછી એક પડવા જારી રહે છે અને તે જ વખતે મન દુનિયાના કંઈક વિભાગમાં ફરવા નીકળી પડે છે.

—અ... પદ્મ.

( ૧૪ )

## તે યુગના વ્યાપારીઓ

ભૂમિકા–શેઠ મોતીશાહના સમયની આસપાસ પારસી અને હિંદુ વ્યાપારીઓ કેવા હતા તેની હકીકત રજૂ કરવાથી મુંબઈને બનાવનાર અને વર્તમાન સ્થિતિએ લાવનાર કેવા સાહસિક અને શૂરવીર હતા અને વ્યાપાર ખેડવા સાથે કેવા દયાળુ, પરોપકારી હૃદયના હતા તેનો ખ્યાલ આવશે. એવા અનેક મહાશયોમાંથી કેટલાકનો અતિ ટૂંક પરિચય આપવો અત્ર પ્રસ્તુત અને જરૂરી ગણવામાં આવ્યો છે.

### (૧) શેઠ હેમાભાઇ.

શાંતિદાસ શેઠના વંશજ, અમદાવાદના નગરશેઠ આ પ્રતાપી રાજરત્નનો જન્મ અમદાવાદમાં સંવત ૧૮૪૦ માં થયો હતો. એમની સાહ્યબી રાજવંશીય હતી, ઘરે આરબોની બેરખ બેસતી હતી અને પોતે મોટા કુટુંબનું વડપણ જાળવવા ઉપરાંત સરકાર દરબારમાં મોટું સન્માન પામ્યા હતા. શાંતિદાસ નગરશેઠના પ્રપૌત્ર વખતશાના સાત પુત્રોમાં મોટા હતા અને પોતાની મોટાઈ કુટુંબ–વાત્સલ્ય, ધર્મપ્રેમ અને વ્યવહારકુશળતાથી

દાખવી રહ્યા હતા. એમણે વડિલનો ઝવેરાતનો ધંધો ઓછો કરી શરાફી કામકાજ વધારી મૂક્યું હતું અને કાઠિયાવાડના રાજા અને ગરાસદારોને ગામો ઉપર વ્યાજે નાણા ધીરતા હતા અને લગભગ ત્રીશ જગ્યાએ શરાફીની પેઢી ચલાવતા હતા. આવા મોટા કુટુંબમાં સારો સંપ જાળવવા ભાગ્યશાળી નીવડ્યા હતા અને ધર્મશ્રદ્ધાની બાબતમાં દૃષ્ટાંત લેવા લાયક હતા. તેમણે લગભગ ત્રીશ વખત પાલીતાણાના સંઘ કાઢ્યા, અમદાવાદમાં પણ આકર્ષક જિનાલયો બંધાવ્યા અને પાલીતાણે શ્રી શત્રુંજય પર 'હેમાવસહી' નામની ટુંક બંધાવી. એમણે અનેક કજીઆઓના નિકાલ પોતાની વહેવારુ બુદ્ધિથી કર્યા અને જનતાનો ચાહ પણ સારી રીતે મેળવ્યો. મુંબઇની પાંજરાપોળ સ્થાપવાનું અને ચલાવવાનું માન શેઠ મોતીશાહે પ્રાપ્ત કર્યું તેમ અમદાવાદની પાંજરાપોળને તેઓ પ્રાણવંતી સંસ્થા બનાવી ગયા. તેમને પોતાને ગાયકવાડ તરફથી 'રાયરડા' ગામ બક્ષીસ મળ્યું હતું. ત્યાં તેમણે પાંજરાપોળને અનેક પ્રકારની સગવડો કરી આપી હતી અને અનેક વખતે કરેલી છૂટક મદદ ઉપરાંત તેના વહીવટ અને વ્યવસ્થાની જવાબદારી પોતાને માથે રાખતા હતા. આ પાંજરાપોળ આજે પણ ઉત્તમ જીવદયાનું ઉપયોગી કાર્ય કરતી સંસ્થા તરીકે સેવા બજાવે છે. તેની યોજના અને રૂપરેખા આ મહાન્ શેઠને આભારી છે. એમની સખાવતનો આંકડો દશ લાખ ઉપરનો વિગતવાર 'મુંબઇનો બાહાર'નામના પુસ્તકમાં આપ્યો છે (પૃ. ૧૪૦-૧), પણ તે ઉપરાંત તેમણે સંઘભક્તિ અને ઠામઠામ ધર્મશાળાઓ કરાવીને અઢળક દ્રવ્ય ખરચ્યાની આધારભૂત વિગતો મળી આવે છે. એમને ઘેર રાજવીનો વૈભવ હતો, એઓ

જ્યારે દશેરાની સ્વારી અમદાવાદમાં કાઢતા ત્યારે તે જોવાને લોકમેદની ઉમટી પડતી હતી, એમને ત્યાં અનેક ગાડી, મ્યાના, પાલખી, ઘોડા અને સરંજામ રહેતા અને એમની દેહયષ્ટિ પણ રાજપુરુષને શોભે તેવી હતી. એમની રહેવાની હવેલી માણેક ચોકથી નાગોરી શરાહ સુધી લાંબી અને રતનપોળથી પીરમદ-શાહના રોજા સુધી પહોળી હોઇ રાજમહેલની શોભા ધારણ કરતી હતી.

હેમાભાઇ શેઠે પોતે અનેક દાનપુણ્ય કરી જાહોજલાલીમાં વધારો કર્યો અને છતાં કુટુંબ તરફની ફરજ બરાબર અદા કરતા રહ્યા. વિશાળ કુટુંબ, સાત ભાઇઓ અને વંશવારસોને તેમણે નવાનવા વહીવટમાં ગોઠવી દીધા અને ઘરમેળે વહેંચણી કરી આપી, કલેશનાં બીજ ઊગે એ પહેલાં નાશ કર્યો. શેઠ મોતીશાહ સાથે એમને ભાઇ જેવો સંબંધ હતો. શેઠને ધાર્મિક કાર્યમાં સલાહ, એની ધર્મભાવનાને પ્રેરણા અને પોષણ આપતા હતા. કુંતાસરની ગાળીના ખાતમુહૂર્ત વખતે પોતે હાજર હતા અને પ્રતિષ્ઠા વખતે પણ હાજર હતા. તેમનામાં પરોપકારીપણું અત્યંત વિશાળ હતું અને આખા જીવનમાં ઉત્તરોત્તર વિકાસ પામતા જ રહ્યા હતા અને કુટુંબની જંજાળ, કજીઆઓની પતાવટ, રાજ્યો સાથે ધીરધાર અને અનેકવિધ પ્રવૃત્તિમાં કદી કંટાળતા નહિ. તેમણે પોતાની આબરૂમાં ઘણો વધારો કર્યો, જૈન ધર્મની જાહોજલાલી દીપાવી અને ધર્મ અને સંસાર, નિશ્ચય અને વ્યવહારનો સુમેળ કરી બતાવ્યો. સંવત ૧૯૧૨ માં મુંબઇ પોતાની પેઢીએ આવ્યા ત્યારે તેમને મુંબઇના વેપારીઓ તરફથી અસાધારણ સન્માન મળ્યું હતું. તેઓ સંવત ૧૯૧૩ના

મહા શુદ ૧૧ ગુરુવારે સ્વર્ગવાસી થયા. વ્યાપાર અને ધર્મની નજરે આ એક અતિ સફળ જીવન ગણાય.

## (૨) શેઠ નાનજી જેકરણ ચીનાઇ.

એમનો જન્મ સં. ૧૮૩૦માં થયેલ. માંગરોળના દશાશ્રીમાળી જેકરણ ખીમજીના એ પુત્ર થાય.ધર્મે જૈન, જ્ઞાતિએ વાણીઆ, તદ્દન ગરીબ સ્થિતિ હતી. નિશાળે માત્ર આંક શીખ્યા હતા. પિતાને નાનકડી દુકાન હતી, પણ મૂડીને અભાવે ઘરખર્ચ પણ પૂરા કરી શકતા નહિ. નાનજીને મુંબઈ જવાની તાલાવેલી લાગી. પિતાની ઈચ્છા નહોતી. તે વખતે મુંબઇ જવું એટલે કાળે પાણીએ જવા જેવું હતું. અંતે તારાચંદ શેઠના 'દરિયાદોલત' વહાણમાં નાનજી ચીનાઇ મુંબઈ ગયા. વહાણના માલમે એને મુંબઈ બંદર પર ઉતારી મૂકયા. મુંબઈની વસ્તી ત્યારે એક લાખની હતી. નાનજીની વય તે વખતે તેર વર્ષની હતી. એ કોઇને ઓળખતા નહિ. એક સોરઠી દુકાનદારે એને આશ્રય આપ્યો. ફેરી કરવા બે તાકા આપે, તેમાંથી બે આના પેદા કરે. હાથે રાંધી ખાતા હતા. છ માસે ચાર તાકા મળવા લાગ્યા. દુકાનદારને એના પ્રમાણિકપણાની ખાતરી થઇ. બાર મહિને ચાર આનાથી એક રૂપિયાની આવક દરરોજ થવા લાગી. એક ભંડારીના ઓટલા પર માલ રાખવાની રજા મળી. માબાપને તેડાવ્યા. ઓરડી માંડી. તે વખતે વણઝાર દ્વારા વેપાર ચાલતો. તેની પાસેથી એણે કાપડ, ઘી, ઘઉં ખરીદવા માંડ્યા. બસો ત્રણસોની મૂડી થઈ. એના લગ્ન તે વખતે થયા, પણ એનું ધ્યાન વેપારમાં જ હતું. બાર વર્ષે એની પાસે પાંચ હજારની મૂડી થઈ. પછી

એણે વ્યાજે નાણા લઈ ધીરધાર કરવા માંડી. ઘરની ગાડી પણ રાખી. વખારોમાં માલ ભરવા માંડ્યો.

મુંબઈમાં એ હવે વ્યવસ્થિત ગોઠવાઇ ગયા. મુંબઇ આવ્યે તેમને પંદરમું વર્ષ ચાલતું હતું ત્યાં સં. ૧૮૫૮ માં ચીંચબંદર પર મોટી આગ લાગી. તે વખતે આગ ઓલવવાનાં સાધનો કાંઇ જ નહોતા. ટોપલા ભરીને ધૂળ અને પાણીના હાંડા સિવાય કાંઇ સાધન તે માટે નહોતું. કુલ વખારો ખલાસ થઇ ગઇ. ત્રણ દિવસની આગમાં નાનજીભાઇની સર્વ કમાણી નાશ પામી અને પારકે પૈસે વેપાર કર્યો હતો એટલે મોટી રકમનું દેવું માથે ઊભું રહ્યું. તે વખતે પણ એની ધર્મશ્રદ્ધા કાયમ હતી. નેમચંદ અમીચંદ (મોતીશાહ શેઠના મોટાભાઇ) તેમને ડેરે મળી ગયા. ખબર-અંતર પૂછતાં નાનજીની ગભરામણ તે સમજી ગયા. નાનજીને એમણે ખૂબ હિમ્મત આપી. પોતાનો દાખલો આપ્યો. 'ફીર લડેંગે' કહીને ધીરજ આપી. પોતાની માતા રૂપાબાઈ પાસે નાનજીને લઇ ગયાં. રૂપાબાઇ અતિ પ્રખર વૃદ્ધા વહેવારુ બાઈ હતા. એમણે નાનજીને અરજ થવા કહ્યું. બધા લેણદારોને એકઠા કરી કાંધા કરવાથી કામ થાય અને આબરૂ રહે તેવી યુક્તિ બતાવી. નેમચંદ શેઠે સાથે રહી બધા લેણદારોને એકઠા કર્યા અને દેવાની રકમ મુકરર કરી નવાં ખાતાં પડાવી દીધાં. તે વખતે મોતીશાહ શેઠ કલકત્તેથી અફીણ ખરીદી ચીન ચઢાવતા હતા, પણ ત્યાંના આડતીઆ ઘણા ગોટાળા કરતા હતા. મોતીશાહે નાનજીભાઈને કલકત્તે જવા કહ્યું. મૂડીનું રોકાણ મોતીશાહ કરે અને નફામાં અરધો અરધ ભાગ. કામમાં અફીણ ખરીદી ચીન ચઢાવવાનું હતું. તે વખતે કોઈ ગુજરાતી કાઠિયાવાડી કલકત્તે ગયેલ નહોતો.

રેલ્વે નહિ; ભાષાજ્ઞાન નહિ, છતાં નાનજીભાઈએ હામ ભીડી. મોતીશાહ શેઠે કલકત્તે પોતાના આડતીઆ પુનમચંદ હકમીચંદ ઉપર પત્ર લખી આપ્યો. અનેક નદી–નાળાં ઓળંગતા, વણજારોનો સાથ લેતા અને ચોકીઆતોનો આશ્રય લેતા ત્રણ માસે નાનજીભાઈ પગરસ્તે કલકત્તા પહોંચ્યાં*. આડતીઆને એ આડખીલીરૂપ લાગ્યા. ભાષા (બંગાળી) પોતાને આવડે નહિ એટલે ગામમાં ફરીને કલકત્તાનો અનુભવ કર્યો, વ્યાપારી પદ્ધતિ જાણી લીધી, દલાલો સાથે ઓળખાણ કરી અને ચાર માસ પછી કલકત્તામાં પેઢી ખોલી. પ્રથમ અફીણની ૫૦ પેટીથી કામ શરૂ કર્યું. તે ચીન ચઢાવી. એમની ક્રેડિટ વધતી ચાલી. મોતીશાહ શેઠે એને એક લાખની ક્રેડિટ આપી હતી તે વધારી બે લાખની કરી આપી. પહેલે વર્ષે જ નાનજીભાઈ અરધો લાખ પોતાને ભાગે રળ્યા એટલે પ્રથમ તો એમણે મુંબઈના પોતાના દેવાના કાંધા ભરી દીધા પાંચ વર્ષને છેડે કુલ દેવાનાં કાંધાં ભરી દીધાં અને એક લાખની મૂડી કરી. આવા સારા સમયમાં કે અગાઉના મંદા સંયોગોમાં એની ધર્મશ્રદ્ધા અડગ હતી. એ દેવપૂજન કે નિત્યનિયમ ચૂકતા નહિ. કલકત્તાના પાંચ વર્ષના વસવાટ પછી એણે ગાડીઘોડા રાખ્યો, એમની પુંજી લાખ ઉપરની ગણાવા લાગી અને 'નાનજી ચીનાઈ' ના નામથી પ્રસિદ્ધિ પામ્યા.

તેઓ નેમચંદ શેઠને ભૂલ્યા નહિ. નેમચંદ શેઠ સં. ૧૮૭૨ માં ગુજરી જતાં એને ખરખરે નાનજી શેઠ મુંબઈ આવ્યાં. આઢતની દુકાનની શાખા મુંબઈમાં કરી. ચોખા તથા જ્યુટ(શણ)ની આઢત શરૂ

* 'મુંબઈનો બાહાર' ની નોંધ પ્રમાણે દરિયારસ્તે મુંબઈથી કલકત્તે જનાર પ્રથમ ગુજરાતી હતા.

કરી. પણ પ્રમાણિકપણે આડતનો જ વેપાર કર્યો. ઘરનો વેપાર ન જ કર્યો. એથી એમની શાખ ઘણી વધી. સર જમશેદજી જીજીભાઇએ પોતાની કલકત્તાની કુલ આડત એમને આપી.

આ રીતે એ મોટા સોદાગર અને મોટા ખરીદીઆ થયા. એમણે સેંકડો માણસોને ઉદ્યોગ અપાવ્યો અને સુખી કર્યાં. આખું જીવન વ્યવસાયમાં ગાળવા સાથે ધર્મશ્રદ્ધા અને પ્રેમમાં એકરત રહ્યા. એમના જીવનના નજીકના સંબંધીઓ જણાવે છે કે–એમણે આખી જિંદગીમાં સટ્ટો નથી કર્યો, એક પણ નાટક નથી જોયું અને સાદું પણ લક્ષ્યવેધી જીવન વહન કરી કલકત્તામાં ગુજરાતીની શેઠાઈ પ્રાપ્ત કરી.

છેલ્લાં થોડાં વર્ષ માંગરોળમાં ગાળ્યાં. ધર્મપરાયણ, આદર્શ વહેવારુ જીવન ગાળી ૭૪ વર્ષની વયે સં. ૧૯૦૪ ના માગશર વદ ૪ માંગરોળમાં દેહ સૂકયો. મોટું કુટુંબ, ધીકતો વેપાર અને વધતી આબરૂ સાથે તેઓ દુનિયામાંથી ગયા ત્યારે ગુજરાતીઓ માટે કલકત્તાનું નવીન ક્ષેત્ર ખોલતાં ગયા. તેમણે પોતાની હયાતી દરમ્યાન મોતીશાહ શેઠ સાથે સંબંધ બરાબર જાળવ્યો. જ્યારે મોતીશાહ શેઠના અવસાન બાદ ખીમચંદભાઈ અફીણના સટ્ટે ચઢી ગયા ત્યારે તેને વારવાનો પ્રયત્ન કર્યો, ન ફાવ્યા એટલે પ્રેમપૂર્વક રાજીખુશીથી સં. ૧૮૯૭ માં તેમની સાથેનું પંતીયાળું ખલાસ કર્યું, છતાં ખીમચંદભાઇ સાથે પોતાનો સંબંધ આજીવન નીભાવ્યો. એમણે જિંદગીના છેલ્લા સાત વર્ષ માંગરોળમાં ગુજાર્યા અને નિવૃત્તિનો લાભ લીધો. તેમના ચાર પુત્રોએ કલકત્તા તથા મુંબઈમાં વહીવટ ચાલુ રાખ્યો.

## (૩) શેઠ નરશી નાથા.

શેઠ નરશી નાથા તદ્દન સામાન્ય વ્યક્તિ તરીકે સં. ૧૮૫૬ ના વર્ષમાં મુંબઇ આવ્યા. એમણે મુંબઇમાં આવીને આડતનું કામ શરૂ કર્યું અને પોતાના પ્રમાણિકપણાથી સારી નામના મેળવી. તેઓ કચ્છી દશા ઓશવાળ જૈનોના આગેવાન થયા અને પોતાની જ્ઞાતિના માણસો ઉપર ઉપકાર કરવાની અને તેમને મુંબઇમાં આધાર આપી રસ્તે ચઢાવી દેવાની બહુ નામના મેળવી અને વ્યાપારમાં આંટ પણ ઊંચા પ્રકારની જમાવી. તેમને પારસી વ્યાપારીઓ સાથે પણ સારો સંબંધ હતો અને ખાસ કરીને હોરમસજી એદલજી કામા અને તેના પુત્રો સાથે ઘર જેવો સંબંધ ચાલુ રહ્યો હતો. તેમણે વિશુદ્ધ વ્યવહાર, પ્રમાણિકપણું અને ધર્મસેવા માટે ખાસ નામના મેળવી હતી. તેમણે પાલીતાણામાં ધર્મશાળા અને ચૌમુખજીની ટુંકમાં ડુંગર પર એક દેરાસર બંધાવ્યું હતું અને ચીંચબંદર ઉપર આદીશ્વર ભગવાનનું મંદિર તેમણે બંધાવી આપ્યું.* કચ્છીભાઇઓ આટલાં વર્ષને અંતરે પણ શેઠ નરશી નાથાને ખૂબ રસથી યાદ કરે છે. તેઓ મોતીશાહ શેઠના સમકાલીન હતા. એમના વિગતવાર ચરિત્રની અપેક્ષા રહે છે.

## (૪) શેઠ હઠીસંગ કેસરીસંગ.

ખુશાલચંદ નિહાલચંદના ભાગ્યવંત વંશજ કેશરીસંગના સુપુત્ર, અમદાવાદના મહાન્ વ્યાપારી, સમર્થ દાનવીર અને ભારે નસીબવંત પ્રતાપી નબીરા હતા. તેમનો જન્મ શેઠાણી સુરજ-

* સં. ૧૮૮૫ ચીંચબંદર અપાસરે એટલી નોંધ છે. તપાસ કરવી.

બાની કૂખે સં. ૧૮૫૨માં થયો હતો. વ્યાપારીને જોઇએ તેટલી કેળવણી લીધી હતી, પણ માતાનું ધાર્મિક શિક્ષણ અને કાકાના પુત્ર મોકમભાઇ રાયચંદનો મર્યાદાપૂર્વકનો અંકુશ હોઇ પરિણામે એ ઘણી નાની વયમાં કુશળ વ્યાપારી બની ગયા. વડીલનો ધંધો રેશમ અને કીરમજનો હતો તેને ખીલવવા ઉપરાંત મુંબઇમાં એમણે પેઢી ઉઘાડી અને ધીકતો વેપાર ચાલુ કર્યો. એમને શેઠ મોતીચંદ અમીચંદ સાથે ખૂબ સ્નેહ હતો. ૧૮૭૮ માં ચોરવાડ ગામે સંઘ ગયો ત્યારે હઠીભાઇએ સાત હજારનો ખરચ કરી મોતીશાહ શેઠના નામના નોતરાં આપ્યા. મોતીશાહ શેઠે એમને પાલી તથા રતલામની અફીણની ખરીદીની આડત આપી અને તેમાં આડત હકસાઇમાં ધનના ઢગલા થવા માંડ્યા. બે એક વર્ષમાં તેમાં ચાર પાંચ લાખનો ફાયદો થયો. તેટલામાં મોહકમભાઇ ગુજરી ગયા અને ભરયુવાન વયે પેઢીનો કુલ ભાર હઠીભાઈ પર આવી પડ્યો.

હઠીભાઈ શેઠ હાકેમ દીલના હતા. એણે ખૂબ ઉત્સાહથી પેઢીનો વહીવટ ઉપાડી લીધો અને પોતાનો ઉદ્યોગ, બુદ્ધિ અને ઉદારતાથી કામ ઘણું વધારી મૂક્યું. એમનો ચહેરો ઘઉં વર્ણનો, કદ છ ફીટ ઊંચું અને લાંબા મુખવાળા હોઈ પડછંદાકાર શરીર અને સત્તાવાહી અવાજથી એમને ‘હાથીઓ હાકેમ’નું ઉપનામ મળ્યું હતું અને એમની ઉદારતાના અનેક દાખલા નોંધાયલા છે, જે બતાવે છે કે–તેમનામાં અસલ ખાનદાનીનું ખમીર હતું અને ગરીબને સહાય કરવામાં અને સંબંધમાં આવનારને નવાજવામાં તેઓ એક્કા હતા. સંપત્તિમાં ઉછરેલા અને લાડમાં માણેલા હોવા છતાં એમનામાં ધનનું અભિમાન નામ માત્ર પણ ન હોતું

અને છતાં તેની સાથે મક્કમતા અને દીર્ઘ વિશાળતા હોવાથી એમની 'હાકેમતા'માં આછકલાઈ જરા પણ જણાતી નહોતી. હઠીભાઈ શેઠની ધર્મભાવના સતત જાગૃત હતી. એમણે અત્યંત વ્યવસાય હોવા છતાં દેવદર્શન કદી છોડ્યા નહોતા. એમણે નાનકડું દેરાસર પોતાની વાડીમાં જ રાખ્યું હતું અને ત્યાં શત્રુંજયની ટુંક જેવું બાવન જિનાલયનું દેરાસર કરવાની તેમની ઈચ્છા થતાં તેને માટેનો પાયો સં. ૧૯૦૧ ના માહ માસમાં નાખ્યો અને તેના ઉપર સ્થાપત્યના નિયમ પ્રમાણે કારીગીરીવાળું ભવ્ય દેરાસર તૈયાર કરાવવાની સર્વ સામગ્રી યોજી. મોતીશાહ શેઠની પેઠે એ દેરાસર તૈયાર થાય અને એની પ્રતિષ્ઠા થાય ત્યાં સુધી એ રહ્યા નહિ એ ભવિતવ્યતાની વાત છે, પણ એમણે ધર્મપ્રેમ જબરો બતાવ્યો. સં. ૧૮૯૯ માં શેઠ હેમાભાઈ વખતચંદ અને રાવબહાદુર શેઠ મગનભાઈ કરમચંદના ભાગમાં પંચતીર્થીનો અસાધારણ મોટો સંઘ કાઢયો અને કોલેરાના ઉપદ્રવને કારણે એનું આગળ પ્રયાણ બંધ રહ્યું. બાકી એમાં લાખોની જનસંખ્યા, હજારોની ગાડાંની સંખ્યા અને અપરંપાર રાવટી, તંબૂઓ અને સાજસામગ્રીની ગોઠવણ જોતાં આ કળિયુગમાં સર્વથી મહાન્ એ સંઘ થાત, એમ એનું વર્ણન વાંચતાં લાગ્યા વગર રહે તેમ નથી.

ખાવાપીવામાં આનંદી, ખવરાવવામાં ખૂબ પહોળા અને આપવામાં જરાપણ સંકોચ ન રાખનાર એ મહાન શેઠીઆનું લગ્ન નગરશેઠ હેમાભાઈની પુત્રી અને શેઠ પ્રેમાભાઈની બહેન રૂક્મિણી શેઠાણી સાથે થયું હતું. એમના ઉપર ખરી છાયા એમની માતા સુરજ શેઠાણીએ પાડી હતી અને માતાનો હુકમ

અર્ધે શુકને એ ઉપાડી લેતાં. રૂક્ષ્મણી શેઠાણી આંખના વ્યાધિથી પીડાયા અને એમની આંખો જતાં માતા સુરજ શેઠાણીના આગ્રહ-થી હેમાભાઈ શેઠની બીજી પુત્રી પરસનબાઈ સાથે રૂક્ષ્મણી-બાઈની સંમતિથી લગ્ન કર્યું. થોડા જ અરસામાં આ પરસન શેઠાણી ગુજરી જતાં ગોઘા શહેરના હરકુંવર (હરકોર) બાઈ સાથે લગ્ન કર્યું. પણ આ ત્રણમાંની એકે પત્નીથી શેઠ હઠી-ભાઈને પુત્રપ્રાપ્તિ ન થઈ. વ્યાપારમાં દોલત તો વધતી જ ચાલી, પણ સંતતિ-સુખ ન જ પ્રાપ્ત થયું. પણ એ વાતની તેમને ગ્લાનિ નહોતી.

માતા સુરજબાઈની દીર્ઘ દૃષ્ટિથી પ્રમાણમાં નાની વય હોવા છતાં પોતાના કાકાના પુત્ર મહોકમભાઈના નાનાભાઈ દોલાભાઈના બે પુત્રો હતા તેમને એમણે દત્તક લીધા. એકને રૂક્ષ્મણી શેઠાણીને ખોળે બેસાડ્યો અને બીજાને હરકુંવરબાઈએ ખોળે લીધો. તેમનાં નામ અનુક્રમે જેશીંગભાઈ અને મગનભાઈ. આ રીતે ધન ઘરમાં જ રહ્યું અને મહોકમભાઈએ પેઢી ચલાવી આપવામાં કરેલી સેવાનો બદલો ઘરમાં જ રહ્યો અને આપ્તજન સુખી થયા.

અમદાવાદમાં હોસ્પીટલ બાંધવામાં રૂ. ૫૨૦૦૦ અને કૉલેજ સ્થાપવામાં રૂ. ૧૦૦૦૦ આપ્યા. નાની મોટી અનેક સખાવત કરી અને ભવ્ય દેરાસર વાડીએ બંધાવવાની યોજના ચાલતી હતી અને મોટા પાયા પર અંજનશલાકાની ભાવના ચાલતી હતી ત્યાં માતા સુરજ શેઠાણી માંદા પડી ગયા. સં. ૧૯૦૧ માં બહુ પ્રયત્ને માતાજી સાજા થયા ત્યાં હઠીભાઈ શેઠને નાક પર નાની ફોલ્લી થઈ અને તેને ચિકાશવાળો પદાર્થ અડતાં વકરી ગઈ.

સં. ૧૯૦૧ ના શ્રાવણ શુદ ૫ ને રોજ માત્ર ૪૯ વર્ષની વયે શેઠ હઠીભાઈએ દેહ છોડ્યો. તેમના અવસાનથી આખા અમદાવાદમાં હાહાકાર થઈ ગયો. તેમની વિશાળ ઉદારતાનાં ગુણગાન થયાં અને તેમની અંત્યેષ્ટી ક્રિયામાં અસાધારણ મોટી જનમેદનીએ ભાગ લીધો. તેઓ લગભગ એક કરોડ રૂપિયાની પુંજી મૂકી ગયા, આખા જીવનમાં સતત સુખનો અનુભવ કરી ગયા અને વ્યાપાર-આબરુ અને ઉદારતામાં મોટી નામના મૂકી ગયા. એમનો સ્વભાવ ઘણો સારો હતો, ઓછું બોલનારા હતા અને ખૂબ લોકપ્રિય હતા. એમણે શેઠ મોતીશાહ સાથેનો સંબંધ શેઠના મરણ સુધી ચાલુ રાખ્યો હતો. એમની ઉદારતા અને વિશાળતાના અનેક દાખલા નોંધાયલા છે તે વિચારવા યોગ્ય છે.

તાજા માંદગીમાંથી ઊઠેલા માતા સુરજ શેઠાણીને પુત્રનું મરણ પ્રાણઘાતક નીવડ્યું અને એક માસ પછી તે પણ પુત્રની પાછળ ચાલી નીકળ્યા.

## (૫) હરકોર શેઠાણી.

શેઠ મોતીશાહના સમયમાં એક અતિ કુશળ, ધર્મભાવનામય અને સચ્ચારિત્રશાળી બાઈનો પ્રસંગ અસાધારણ લાગે; છતાં ખાસ નોંધવા યોગ્ય છે અને જે યુગમાં એ જીવ્યા એને માટે તો લગભગ અકલ્પ્ય છે. અમદાવાદના શેઠ હઠીસંગ કેશરીસંગની એ ત્રીજી પત્ની થાય. એનો જન્મ ઘોઘા શહેરના એક સામાન્ય સ્થિતિના ઓશવાળને ઘેર થયેલો હતો. એ યુગમાં કન્યા કેળવણી જેવું કાંઈ નહોતું. કન્યા ભણે તો રાંડે અને એટલા માટે એના પતિના હિત [illegible] સ્ત્રીએ

ભણવું એ વાત અનુચિત ગણાતી હતી, પણ હરકોર બાઇએ પંચપ્રતિક્રમણ, જીવવિચાર, નવતત્ત્વનો સારો અભ્યાસ કર્યો હતો. એનામાં પદ્મિનીનાં સર્વ સુચિહ્નો હતાં. ગોઘામાં એ છાણાં થાપતી હતી ત્યાં નવખંડા પાર્શ્વનાથની યાત્રાએ પધારેલ હઠીભાઈ શેઠે એને જોઈ. એના દેખાવથી પોતે પ્રસન્ન થયા. શેઠના પત્ની નગરશેઠની દીકરી રૂક્ષ્મણી શેઠાણી તો અંધ હતા અને પરસનબાઈ છ માસ પહેલાં ગુજરી ગયા હતા, એટલે માતા સુરજબાઈના આગ્રહથી હરકોરબાઈ સાથે હઠીભાઇ શેઠનું લગ્ન થયું.

હરકોરબાઇ બહુ કુશળ નીવડી. એના આવવા પછી હઠીભાઇની લક્ષ્મીમાં ઘણો વધારો થયો. એ હઠીભાઇ શેઠને માલ ક્યારે ખરીદવો ? ક્યારે વેચવો ? એ બાબતની સલાહ આપવા લાગી અને ઘણીખરી સલાહ સાચી પડવા લાગી એટલે એનું સન્માન વધતું ચાલ્યું. રૂક્મિણી શેઠાણી અને હરકોર શેઠાણી બહેનોની જેમ વર્તતા હતા. બન્નેને જુદા જુદા પુત્રો દત્તક કરી આપ્યા હતા. અને વાડીના દેરાસરનો પાયો નાખી તુરતમાં હઠીભાઇ શેઠ તો ૪૯ વર્ષની વયે સં. ૧૯૦૧ માં સ્વર્ગવાસી થઇ ગયા. એમના મરણ પછી આખો વહીવટ હરકુંવર શેઠાણીના હાથમાં આવ્યો. એમણે એ ભારે કુશળતાથી ચલાવ્યો. કરોડોના વહીવટમાં એણે ભારે ચાલાકી બતાવી અને નાનામાં નાની બાબત પણ એની નજર બહાર ન હોય એ રીતે એમણે વહીવટ ચલાવ્યો.

પ્રથમ તો એણે દીલ્લી દરવાજા બહાર વાડીનું દેરાસર પૂરું કરવાનું કામ ઘણા જોસથી આગળ ધપાવ્યું. તે માટે

દેશદેશાવરથી કારીગરો બોલાવ્યા અને આઠ લાખ રૂપિયાનો ખર્ચ કરી શત્રુંજયની ટુંકને મળતું બાવન જિનાલયનું દેરાસર દીલ્લી દરવાજા બહાર અમદાવાદ શહેરમાં બંધાવ્યું. એની પ્રત્યેક ઝીણવટ પર જાતે દેખરેખ રાખી, પોતાને સ્થાપત્ય અને શિલ્પનું ઊંડું જ્ઞાન હોય એમ દાખવ્યું અને એક નમૂનેદાર ભવ્ય દેરાસર ખડું કર્યું. એની પ્રતિષ્ઠા સં. ૧૯૦૩ મહા શુદ ૫ ના રોજ કરી. તે વખતે લગભગ એક લાખ માણસ પરદેશથી આવ્યું. તેની સર્વ સગવડ હરકોર શેઠાણીની જાતિ-દેખરેખ નીચે કરવામાં આવી. પોતે ઉતારાની, ખાવાની અને પૂજનક્રિયાની સર્વ વાત પર ખાસ ધ્યાન આપતાં હતાં. અને એમની વ્યવસ્થાશક્તિથી જનતા આશ્ચર્યમુગ્ધ થતી હતી. આ પ્રતિષ્ઠા મહોત્સવમાં રૂપીઆ પાંચ લાખનો ખર્ચ કર્યો. હરકોરબાઇને અને રૂક્મિણીબાઇને કેટલાક વર્ષ સુધી ઠીક બનાવ રહ્યો, પણ કોઈ હિતેચ્છુદ્વેષીએ રૂક્મિણી શેઠાણીના કાન ભંભેરવા માંડ્યા. વહીવટ અને સત્તા હરકોર શેઠાણીના હતા, અને તે મોટી બહેનને પૂછ્યા વગર કાંઇ કરતી નહિ. એકાદ વખત કોઈ ટીપમાં રકમ હરકોર શેઠાણીએ ભરી આપી, તે વખતે રૂક્મિણી શેઠાણીને પૂછવું રહી ગયું હશે. તેનું મેણું તેણે માર્યું. હરકોરબાઈ ખૂબ સત્તાવાહિની અને તેજી સ્વભાવના હતા, ગમ ખાઈ ગયા અને પોતાને પિયર ઘોઘે ચાલ્યા ગયા. ઉપરથી સંબંધ ચાલુ રહ્યો, પણ મનમાં ખટાસ પડી ગઈ અને અંતર પડ્યું. કુશળ હરકોરબાઈ એક સાંઝે પ્રેમાભાઈ શેઠને ત્યાં ગયા, ત્યાં રૂક્મિણીબાઇ હતા. પોતે કરોડોનો વહીવટ અને પુંજીની વિગત

લઈ આવ્યા હતા. રૂક્ષ્મિણી શેઠાણીના સગાભાઇ પ્રેમાભાઈ શેઠને વચ્ચે નાખી એક રાતમાં આખો વહીવટ, મિલકત, ઉઘરાણી અને અસ્કયામત સર્વની વહેંચણી કરી નાખી. હરકોઈબાઇ-ની કુશળતા અને આખા વહીવટને હાથગણુતરીએ રાખવાની કળાથી શેઠ પ્રેમાભાઇને પણ નવાઇ લાગી. વકીલની નોટીસ કે મદદ વગર આવો મોટો વહીવટ એ સ્ત્રીઓ વચ્ચે એક રાતમાં વહેંચાઇ જાય એ વાત ઘણી મોટી કહેવાય, અને તેની પાછળ હરકોઈબાઇની કુશળ કાર્યદક્ષતા સ્પષ્ટ જણાતી હતી. આ હકીકત સં. ૧૯૦૮ માં બની.

હરકોર શેઠાણીએ વહીવટ પોતાના હાથમાં લીધો. દત્તક લીધેલા શેઠના ભત્રીજા મગનભાઈ સાથે ન બનવાથી શેઠની બહેનના પુત્ર ઉમાભાઇને ખોળે લીધા. હરકોરબાઇએ અનેક સંઘો કાઢ્યા, સમેતશિખરનો સંઘ પણ કાઢ્યો, અનેક મંદિરોના જીર્ણોદ્ધાર કરાવ્યા. સરકારે એમને '**નેક નામદાર સખાવતે બહાદુર**'નો ઈલ્કાબ આપ્યો. એ યુગમાં બીલકુલ કેળવણી વગર આવો મોટો વહીવટ ઉપાડનાર અને દીર્ઘદૃષ્ટિથી મોટો વેપાર ખેડનાર અને અનેક શાખા પ્રશાખા પર વિગતથી ધ્યાન આપનાર આવી સ્ત્રી જોવા-જાણવામાં આવી નથી. એણે સ્ત્રીવર્ગનું સ્થાન દીપાવ્યું, ગુજરાતણની આબરૂ વધારી અને સ્ત્રીશક્તિ ખીલે તો કેટલી હદ સુધી પહોંચી શકે તેમ છે તેનો ખ્યાલ કરાવ્યો. શેઠ મોતીશાહની સાથે એમને સંબંધ ઘણો સારો રહ્યો અને શેઠના અવસાન બાદ ખીમચંદભાઇને પણ અપનાવ્યા હતા. આ ધર્મ-ભાવનામય સચ્ચારિત્રશાલી વ્યવહારકુશળ વનિતા 'હરકોર સરકાર'

ના નામથી પ્રસિદ્ધ થયાં હતાં અને તેનો રૂઆબ અને કાર્યશક્તિ જોતાં એ નામાભિધાનને એ તદ્દન યોગ્ય નીવડ્યાં હતાં.

હરકોર શેઠાણીએ સં. ૧૯૨૦ સુધી વહીવટ ચાલુ રાખ્યો. શા કારણે બંધ કર્યો તેની વિગત મળતી નથી. એમણે સંઘયાત્રા ખૂબ કરી, ભારે નામના મેળવી, જૈન કુળને દીપાવ્યું, ગુજરાતણને અપનાવી અને કાઠિયાવાડનું નામ દીપાવ્યું.

## (૬) ખુશાલ નિહાલનો વંશવેલો કેશરીસિંગ અને મોકમભાઇ

અમદાવાદ શહેરમાં તે વખતે શાંતિદાસ શેઠનું–નગરશેઠનું કુટુંબ–ઓશવાળ જૈનોમાં મુખ્ય સ્થાન ભોગવતું હતું તે પ્રમાણે ખુશાલ નિહાલ(ખુશાલચંદ નિહાલચંદ)નું કુટુંબ પણ અગ્રગણ્ય સ્થાન ભોગવતું હતું. શેઠ ખુશાલ નિહાલના પાંચ પુત્રો હતા, તે પૈકી વચલા પુત્ર કેશરીસિંગ ખૂબ ખ્યાતિ પામ્યા હતા અને પોતાનો રેશમ અને કીરમજનો મોટો વેપાર અમદાવાદમાં કરતા હતા. આ કેશરીસિંગ શેઠના જીવનપ્રસંગોની વિશેષ માહિતી ઉપલબ્ધ થતી નથી, પણ તેઓ અતિ ધર્મિષ્ઠ અને મોટા લખોપતિ ગણાતા હતા. સં. ૧૮૯૦ માં તેમનો મંદવાડ વધી પડ્યો ત્યારે તેમના પુત્ર હઠીસિંગની વય માત્ર આઠ વર્ષની હતી. પોતાના નાના ભાઈ રાયચંદના પુત્ર મોકમભાઇને કેશરીસિંગ શેઠે પોતાની પાસે બોલાવ્યા. એને ભલામણ કરી કે–તેણે પુત્રનું પાલન કરવું, તેને શિક્ષણ આપવું અને પોતાના વ્યાપારમાં જોડી દેવો અને તેની તથા આખા વહીવટની સંભાળ અને દેખરેખ રાખવી. મોકમભાઇએ હા પાડી.

મરણશય્યા પર સૂતેલા કેશરીસિંગને શાંતિ થઇ અને પ્રભુ-નામોચ્ચારણ અને નવકારનું સ્મરણ કરતાં તેઓએ દેહ છોડયો.

કેશરીસિંગના પત્ની સુરજબા પણ ખૂબ અનુભવી, શાંત અને વ્યવહારકુશળ બાઇ હતી. હઠીસિંગની સઘળી સંભાળ આ વાત્સલ્ય–ભરપૂર માતા સુરજબા અને કાકાના પુત્ર મો'કમભાઇએ કરી. મો'કમભાઇએ તો ધાર્યા કરતાં પણ વધારે કરી અને પોતાનો વેપાર–ધંધો બાજુએ રાખી કેશરીસિંગના ધંધા પર અને હઠીસિંહ(તથા નાનાભાઈ ઉમેદ)ના ઉછેર ઉપર ધ્યાન વધારે આપ્યું. કેશરીસિંગ કાકા બહોળો વેપાર મૂકી ગયા હતા; ઘેર ગાડી ઘોડા, નોકરચાકર અને સ્થાવર મિલ્કત મોટી હતી અને વીશ લાખ ઉપરના આસામી ગણાતા હતા. આ સર્વ વહીવટ અને વેપારની વ્યવસ્થાનો ભાર મો'કમભાઇએ ઉપાડી લીધો અને શેઠાણી સુરજબાએ તેમના કામમાં પૂરતી મદદ કરી અને આ રીતે કામ આગળ વધ્યું.

મો'કમભાઇએ વ્યાપારી યોગ્ય નામા–હિસાબનું જ્ઞાન હઠી-સિંગને સારી રીતે આપ્યું અને સં. ૧૮૬૮ માં હઠીસિંગના લગ્ન અમદાવાદના નગરશેઠ હેમાભાઈની પુત્રી રૂકિમણીબાઇ સાથે કર્યા, તે વખતે હઠીભાઇની વય ૧૬ વર્ષની હતી. આથી અમ-દાવાદના બે આગેવાન જૈન ઓશવાળ કુટુંબો એક બીજાની સાથે ગાઢ સંબંધમાં આવ્યા અને મો'કમભાઇની કુશળતા અને માતા સુરજબાની દક્ષતાની પ્રશંસા થઈ. લગ્નમાં બન્ને ખાનદાન કુટુંબને યોગ્ય ધામધુમ પણ સારી થઈ.

મો'કમભાઇની નજર ઘણી લાંબી હતી. એમણે નજર

માંડીને જોઇ લીધું હતું કે તે વખતે મુંબઈ શહેરમાં શેઠ મોતીચંદ અમીચંદનું પુણ્ય અને પૂર જામતું જતું હતું. મુંબઇમાં રેશમ અને કીરમજ વેચવાની આડતનું કામ મોતીશાહ શેઠને સોંપવામાં આવ્યું હતું. વ્યાપાર સંબંધે મોʼકમભાઇ જોઈ શક્યા હતા કે શેઠ મોતીચંદ સાકરચંદનો સૂર્ય તપતો જતો હતો એટલે એમની સાથે એણે સંબંધ વધારવા માંડ્યો અને મુંબઇ આવે ત્યારે અરસ્પરસ મળવા વિગેરે દ્વારા મહેમાનગીરી વધતી ચાલી. દરમ્યાન એમાં ઉગ્ર પ્રારબ્ધ, સાહસિકતા અને પુણ્ય-પ્રચુરતાને મોʼકમભાઇ જોઇ શક્યા. એમણે એક અજબ પ્રસંગનો ઉપયોગ મોતીશાહ શેઠ સાથે સંબંધ વધારવામાં કર્યો. એ કિસ્સો ખાસ જાણવા જેવો છે. હકીકત એમ બની કે–સંવત ૧૮૭૮ (બીજી નોંધ પ્રમાણે સં. ૧૮૭૩) માં શેઠ હેમાભાઈએ અમદાવાદથી પાલીતાણાનો સંઘ કાઢયો હતો તેમાં વાલી શેઠ મોʼકમભાઇ અને તાજા વહીવટ કરનાર નાના શેઠ હઠીભાઈ સાથે હતા. તેમણે કાઠિયાવાડમાં ચોરવાડ (માંગરોળ નજીક) મુકામે સંઘ આવી પહોંચતાં ત્યાં સંઘજમણ શેઠ મોતીશાહને નામે આપ્યું અને તે માટે પોતાના પદરથી રૂપીઆ સાતેક હજારનો ખર્ચ કર્યો અને તે વાતની મોતીશાહ શેઠને જાણ પણ ન કરી. આ વાત જાહેર થતાં મોતીશાહ શેઠના મન પર તેની ઘણી સારી અસર થઈ અને બન્ને વચ્ચે સ્નેહસંબંધમાં ખૂબ વધારો થયો. મોતીશાહ શેઠે રતલામ અને પાલીની અફીણની ખરીદીની આડત હઠીભાઇ શેઠને આપી. મોʼકમભાઇએ મોતીશાહ શેઠને જાણ કરી પોતાની ખરીદી પણ ચાલુ રાખી, અને તે માલ પણ મોʼકમભાઇ મોતીશાહને ત્યાં

મુંબઇ મોકલવા લાગ્યા. આમાં બન્ને શેઠીઆઓને ખૂબ આવક થઈ અને મોતીચંદભાઈની હયાતીમાં જ તે રકમ ત્રણથી ચાર લાખની થવા લાગી. આ વખતે ચીનમાં હિંદુસ્તાનથી વીશ ક્રોડ રૂપીઆનું અફીણ દરવર્ષે ચઢતું હતું અને આખરે બન્નેના ભાગમાં અફીણ ચીન મોકલવા માંડયું, તેમાં અઢળક નફો થવા માંડ્યો. આટલા વખતમાં હઠીસિંગભાઇ ધંધામાં બરાબર દાખલ થઈ ગયા હતા. મોતીચંદભાઈ હવે આધેડ ઉમરે પહોંચ્યા હતા. હઠીભાઈમાં અનેક ગુણો એની દેખરેખ નીચે જામતા રહ્યા હતા. એનામાં ઉદારતા, નીતિ અને પરોપકાર ખાસ વધતા જતા હતા અને ધર્મશ્રદ્ધા ખૂબ જામતી હતી. આવી પરિસ્થિતિમાં પોતાની ફરજ બજાવી સં. ૧૮૮૦ લગભગમાં મોતીચંદભાઇ ચાલતા થયા, પણ વાલી કેવા હોય અને તેણે વહીવટ કેવો ચલાવવો જોઇએ અને રક્ષકે સગીરને કેવો તૈયાર કરવો જોઇએ તેનો દાખલો મૂકતા ગયા. એમણે હઠીસિંગ કેશરીસિંગની પેઢીને ખૂબ બહલાવી, એ ભારે ફાલીફૂલી અને નાની વયમાં હઠીભાઈએ નામના મેળવી.

## ( ૭ ) વેલશા સાલુ

કચ્છના માંડવી શહેરમાં ગુલાબશાહ શેઠને ત્યાં સાલુશા નોકરીમાં વર્ષની ૫૦૦ કોરી મેળવતા હતા:–લગભગ સવાસો રૂપિયા થાય. તે વખતમાં તે આવક મધ્યમસરની ઠીક ગણાય. તેને સં. ૧૮૬૫ માં વેલજી નામના પુત્રનો જન્મ થયો. એ વેલો નાનપણથી ઘણો તોફાની, મહેતાજીની પણ પત ન કરે. અંતે બાર વર્ષનો થતાં એને એના મામા શામજી સારંગને ત્યાં મુંબઇ મોકલ્યો. મામાને ત્યાં એકાદ વર્ષ એ નામું હિસાબ

શીખ્યો અને ભણવામાં ઠોઠ હતો તે દુકાનકામમાં કુશળ થતો દેખાયો. મામાની ભલામણથી એના બાપે ૫૦૦૦ કોરી ( રૂ. ૧૩૦૦ ) મોકલ્યા, તેમાંથી કાથાબજાર( માંડવી બંદર )માં એણે કાથાની દુકાન માંડી. આ વખતે એની વય લગભગ ચૌદ વર્ષની હતી. દુકાનમાં પ્રથમ વર્ષમાં એણે રૂ. ૧૦૦ પેદા કર્યા. એને ખૂબ જોર આવ્યું. દુકાને એક માણસ રાખ્યો. સવારથી રાતના દશ સુધી વ્યાપારમાં જ એનું ધ્યાન હતું. એનો વેપાર કાથીનો હતો. હવે વહાણ માટે જાડા દોરડા રાખવા માંડ્યા. ધીમે ધીમે કામ વધતું ચાલ્યું. સં. ૧૮૮૧ માં તેના સોળ વર્ષની વયે લગ્ન થયા. લગ્ન કરીને પાછા વળતાં માબાપને એ મુંબઈ લઈ આવ્યા. એણે વેપાર ખૂબ વધાર્યો. દુકાન સારી ચાલવા લાગી. માબાપને એણે આબુ, પાલીતાણા, ગિરનારની યાત્રા કરાવી. વય ૨૫ વર્ષની થઈ ત્યારે એની પાસે પાંચ પૈસાનો જીવ થયો છે એમ જોઈ ધર્મધ્યાન કરતાં માતપિતા ગુજરી ગયા. વેલજીભાઈએ હવે દુકાન મોટી કરી. મુંબઈથી કાથા-દોરડા ખરીદીને વેચવાને બદલે મલબારથી માલ મંગાવવા માંડ્યો. વહાણ માટેના મોટા રસાનો વેપાર ચાલુ કર્યો. એને વહાણવટીઓ સાથે સારી ઓળખાણ થઈ. એ દેશપરદેશની વાતો વહાણવટીઓ પાસેથી સાંભળવા લાગ્યા. એને પરદેશ જવાની મોટી ઇચ્છા થઈ અને તેનાં સ્વપ્નાં પણ આવવાં માંડ્યાં. અંતે મામા શામજી અને પત્નીની રજા લઈ એણે પરદેશ જવા તૈયારી કરી. બસરાવાળા અલકાસમનું વહાણ મુંબઈ આવ્યું હતું. તેમાં એ કાપડ, અનાજ, ગરમ કપડાં વિગેરે વેચવાની વસ્તુ લઈ જવા તૈયાર થયા. મામાએ

તરકડાનો વિશ્વાસ ન કરવા કહ્યું, પણ ગમે તેમ મામાને સમજાવી એ વહાણુ પર ચઢી બેઠા. સંવત ૧૮૯૨ માં એણે સફર શરૂ કરી. એડન, હોડેડા, બસરા, મોખાની સફર કરવાની હતી. આગળ વધતાં વેલજીને બાતમી મળી કે અલકાસમની દાનત એને ચાંચીઆ બંદરે લઇ જઈ માલ પડાવી લેવાની છે. સમયસૂચક વેલજી ખૂબ ગભરાયા, પણ ધીરજ રાખી રહ્યા. પડખેથી એક મનવાર નીકળી એટલે બૂમ પાડી એની મદદ માગી. મનવારના કેપ્ટને અલકાસમને દમ ભીડ્યો, અંગ્રેજ સરકારના હાથ લાંબા છે તેનું અલકાસમને ભાન કરાવ્યું અને આડો રસ્તો છોડી સીધો મોખા જવા હુકમ કર્યો. વણિક વેલાશાએ અલકાસમને સમજાવી લીધો. મોખા, બસરા, એડન વિગેરે ઘણા વેપારી બંદરે એણે વેપાર કર્યો, આડતો બાંધી, આરબી ભાષાનો અભ્યાસ કર્યો, માલ વેચ્યો અને લીધો અને ઘણા નવા અનુભવો મેળવી ચોકખો રૂા. ૧૧૦૦૦ નો નફો કરી આઠ માસે મુંબઇ પાછો આવ્યા.

આવા અનુભવ પછી દેશપરદેશના પાણી પીનાર વેલજીશાનો વેપાર ખૂબ વધ્યો. એને ત્યાં પચીશ ત્રીશ મ્હેતા કામ કરતા થયા, ઘરના ગાડીઘોડા થયા, માળા બંધાવ્યા અને આ રીતે આબરુ-સંપત્તિ વધવા સાથે ૧૯૦૨ માં એને ત્યાં પુત્રજન્મ થયો. એનું નામ ત્રીકમજી પાડયું. રૂનો વેપાર પણ વધાર્યો. એમના બીજા પુત્રનું નામ ઉમરશી અને પુત્રી પદ્માબાઇ. હવે એનું ધ્યાન ધર્મ તરફ વળ્યું.

એણે કચ્છ-કોઠારામાં ૧૯૧૪ માં ભવ્ય દેરાસર બંધાવવાની શરૂઆત કરી. એને માટે હુશિયાર કારીગરોને બોલાવ્યા. એને ખૂબ સુંદર ચણાવ્યું. ચાર વર્ષ સુધી એ કામ ચાલ્યું. એ

દેરાસરનું કોતરકામ, ગર્ભદ્વાર ખાસ જોવા લાયક છે. સં. ૧૯૧૮ માં વેલજી શેઠે આ ભવ્ય દેરાસરનું બાંધકામ પૂરું કર્યું. ત્યારબાદ સ્નેહી સંબંધી સ્વધર્મી પર કંકોતરી મોકલી મોટો સંઘ કાઢ્યો. શત્રુંજય ગિરનારની હજારો લોકોને યાત્રા કરાવી મોરબી માર્ગે સંઘ કચ્છ લાવવામાં આવ્યો. અને ત્યાં કોઠારામાં મોટી ધામધૂમથી પ્રતિષ્ઠા કરવામાં આવી. તે વખતે સાધુઓ પણ મોટી સંખ્યામાં આવ્યા હતા. દિવસો સુધી ગામનો ધૂમાડો બંધ કરાવ્યો. આખા કચ્છમાં આ દેરાસર પ્રસિદ્ધ છે અને કારીગીરીની નજરે ઉત્કૃષ્ટ ગણાય છે.

આ વખતે વેલજી શેઠની સંપત્તિ પચાસ લાખ ઉપરની ગણાતી હતી. વેલજી શાહના નામને બદલે તેઓ લોકોક્તિમાં તો વેલા માલુના નામથી જ ઓળખાતા હતા, પણ રૂબરૂમાં તેમને વેલજી શેઠને નામે સંબોધવામાં આવતા હતા. શેઠ નરશી નાથાનું કુટુંબ કચ્છી દશા ઓશવાળમાં અગ્રગણ્ય હતું, તેમના દીકરા હરભમની પુત્રી સાથે વેલાશાના પુત્રનું લગ્ન સં. ૧૯૧૭માં થયું. નરશી નાથાની દીકરી એક કચ્છમાંથી મુંબઇ ધકેલી દીધેલ રખડુના દીકરાને મળે એ અજબ પલટો ગણાય એવી તે કાળની પ્રચલિત માન્યતા હતી. વેલાશા વ્યવહાર અને ધર્મમાં સારું સ્થાન પ્રાપ્ત કરી નાતજાતમાં આગેવાન થયા હતા અને તદ્દન અભણ તો નહિ, પણ નામનો અભ્યાસ કરેલ માણસ પોતાના પરાક્રમ અને ચીવટથી કેટલો આગળ વધી શકે છે તેનું દૃષ્ટાંત બતાવી રહ્યા હતા.

૫૬ વર્ષની વયે એમને સારણ ગાંઠનો વ્યાધિ ઉપડ્યો. ઘણી મહેનત કરવામાં આવી, ગ્રાંટમેડિકલના સર્જન બાલીંગલે

ડા. ભાઉ દાજીને સાથે રાખી શસ્ત્રક્રિયા કરી, પણ ગાંઠ પાછી ચઢી નહિ. મોટી દોલત, આબરૂ અને ઘણો મોટો વ્યાપાર મૂકી વેલજી શેઠ દેવગત થયા. તેમના પુત્ર ત્રીકમજીએ વહીવટ વધાર્યો, એમણે આર. કીંગ ગેલનની મોટી પેઢી સાથે ભાગીદારી પણ કરી, પણ રૂના સટ્ટામાં ફસાઈ ગયા અને અંતે ધન તથા આબરૂ ખોઈ બેઠા.

વેલજીભાઇ કચ્છીનો ઇતિહાસ ઘણી રીતે વિચારવા લાયક છે. સાહસ અને ઉદ્યોગ શું કરી શકે છે એનું એ જીવતું દૃષ્ટાંત છે અને મોટી સફર કરનાર મહાન્ વ્યાપારી ધર્મશ્રદ્ધાવાળા હોય ત્યારે તેનો ઝોક અંતે કઇ દિશામાં રહે છે તેનો એ દાખલો પૂરો પાડે છે. કચ્છી ભાઇઓ આજે પણ આ વેલા માલુને ખૂબ રસપૂર્વક યાદ કરે છે.

## ( ૮ ) રાવબહાદુર મગનભાઇ કરમચંદ.

અમદાવાદના દશાશ્રીમાલી જૈન કરમચંદ પ્રેમચંદના પુત્ર અને પ્રેમચંદ દામોદરદાસના પૌત્ર આ શેઠ મગનભાઈનો જન્મ સં. ૧૮૭૯ માં થયો હતો. એમના પિતા કરમચંદ 'કમાશા'ના નામથી જાહેર થયેલા હતા. તેમનો વેપાર ઘણો બહોળો હતો અને મુંબઈમાં તેમણે ત્યાર પછીના જ વર્ષ (સં. ૧૮૮૦) માં પોતાના નામથી વહીવટ કરી સારી નામના મેળવી હતી. તેમને પ્રથમ સર જમશેદજી જીજીભાઇ સાથે બહુ સારો સંબંધ હતો અને શેઠનું વેપાર સંબંધી દેશાવરનું કામકાજ આ કમાશાની પેઢીએ જ થતું હતું.

સં. ૧૮૯૦ શ્રાવણ શુદ ૪ (શનિ) ને રોજ કમાશા ગુજરી ગયા ત્યારે મગનભાઈનું વય માત્ર ૧૧ વર્ષનું હતું. વહીવટ તેમના મુનિમ રણછોડ પારેખ કરતા હતા. આગળ જતાં એ જ મુનિમે વહીવટમાં ગોટાળો કર્યો ત્યારે બેરોનેટ સર જમશેદજી સાથે વ્યાપાર-સંબંધ ઘટી ગયો છતાં મગનભાઈ સાથે એમણે મિત્રાચારીનો સંબંધ તો ઠેઠ સુધી ચાલુ રાખ્યો. કરમચંદ શા તો મુંબઈ આવ્યા હોય એમ લાગતું નથી, છતાં તેમનું જીવન પરોપકારી હતું અને નીતિ માટે સર્વત્ર છાપ પાડી શક્યા હતા તેથી મુંબઈમાં પણ તેમના નામની પ્રસિદ્ધિ સારી થઈ હતી.

મગનભાઈ ખૂબ ચંચળ હતા. વ્યાપારને ઉપયોગી થાય તેટલી સર્વ તૈયારી તેમણે કરી હતી. કેળવણી વ્યાપાર ઉપયોગી જ લીધી હતી, પણ તેમણે પ્રથમથી અંગ્રેજીનો પણ ઠીક અભ્યાસ કર્યો હતો અને તેમનો વાંચનનો શોખ ઘણો સારો હતો. વહીવટ પ્રથમ તો ગુમાસ્તાઓએ ચલાવ્યો, પણ ધીમે ધીમે મગનભાઈ શેઠે આખો વહીવટ પોતાના હાથમાં કરી લીધો અને ત્યારબાદ ધંધામાં સારી ખીલવણી કરી. એમના નાના ભાઈ મોતીલાલ પણ ભારે હુશિયાર હતા, પરન્તુ તે સં. ૧૯૦૭ માં નાની વયમાં ગુજરી ગયા એટલે વહીવટની કુલ જવાબદારી મગનભાઈ શેઠને માથે આવી પડી.

શરૂઆતથી જ વેપાર-ધંધામાં ખૂબ વધારો મગનભાઈએ કર્યો. સં. ૧૮૯૯ માં હેમાભાઈ શેઠ અને હઠીભાઈ શેઠના ભાગમાં પંચતીર્થીની યાત્રાનો એક લાખ માણસોનો મોટો સંઘ કાઢ્યો

અને કેટલાક મુકામ ગયા પછી રોગના ઉપદ્રવથી સંઘ બંધ રાખવો પડયો. પણ આવા જાહોજલાલીવાળા સંઘને કાઢવાના વિચાર અને વ્યવસ્થા કરવાના સંકલ્પ અને નિર્ણય પણ ભારે માન પેદા કરે તેવા છે. શેઠ મગનભાઈ મુંબઈ આવ્યા, રહ્યા, સર જમશેદજી સાથેનો સંબંધ ખૂબ વધાર્યો. એમને જેમ દોલત એકઠી કરતાં આવડી તેમજ તેનો ઉપયોગ કરવાનું પણ સાથે જ આવડયું.

એમને કન્યાશિક્ષણનો ભારે શોખ હતો. એ યુગમાં કન્યા-કેળવણી આપવી એ ભારે મુશ્કેલીની વાત હતી. મગનભાઈ શેઠે તો તે માટે રૂા. ૨૦૦૦૦ વીશ હજારની રકમ કાઢી અને સં. ૧૯૦૭ માં અમદાવાદમાં કન્યાઓ માટે એક પાઠશાળા સ્થાપી અને એના ટ્રસ્ટી તરીકે યુરોપિયનને પણ સાથે નીમ્યા અને રૂપીઆ ચૌદ હજારની સરકારી પાંચ ટકાની લોન તેમને હસ્ત-ગત કરી. એમણે તે માટે રાયપુરખાતે એક સારી ઇમારત બાંધી. જે યુગની આ વાત છે તે વખતને માટે આ અતિ મહત્ત્વનું પગલું ગણાય. 'ભણનારી તો રાંડે'—એવો તે યુગમાં પ્રચલિત વિચાર હતો. તેમની આ સખાવતને અંગે સરકારે તેમને 'રાવબહાદુર' નો ઇલકાબ આપ્યો. કેળવણીની આ જાહેર મોટી સખાવત તે યુગમાં પ્રથમ હતી એટલે આ બાબતને ખાસ મહત્ત્વ અપાયું અને આજે તે વાતને વિચારતાં તેમાં રહેલ તાત્પર્ય બરાબર બંધ બેસે છે એમ લાગ્યા વગર નહિ રહે.

પણ તેમનું આયુષ્ય લાંબું ટકયું નહિ. સં. ૧૯૨૦ ના અસાડ શુદ ૯ ને રોજ તેઓ દેવગત થયા. સંતતિ તેમને

થઇ નહોતી, મરણ સમય પહેલાં તેમણે પોતાના ભાઇ મોતીલાલની દીકરીના દીકરા સારાભાઈને દત્તક લીધા અને તેમણે મગનભાઇ કરમચંદનું નામ ઘણા વર્ષ સુધી ચલાવ્યું અને તેની આબરૂમાં વધારો કર્યો.

નાની બાબતમાં અથવા નાના પાયા પર સુધારાના અગ્રગામી થવું એ માનસિક નિર્ણય અને હિંમત બતાવે છે. મગનભાઇ શેઠે તે યુગના પ્રમાણમાં સારી દીર્ઘ દૃષ્ટિ વાપરી અને પોતે આગળ પડતી કેળવણી લીધી તેનો લાભ જનતાને આપવા માટે યોગ્ય પ્રયાસ કર્યો. તેમની ધર્મશ્રદ્ધા અને સન્મુખતા અનુપમ અને આદરણીય હોઇ તેઓ અમદાવાદની જનતામાં પોતાનું નામ અમર કરી ગયા છે.

## (૯) તારાચંદ મોતીચંદ ચીનાઇ.

તેઓ અતિ સાહસિક, અતિ ધર્મશ્રદ્ધાળુ અને અભ્યાસી જૈન વ્યાપારી જેઓ ચીન જનાર પ્રથમ હિંદુ હતા તેમના સંબંધમાં ઘણી ઓછી હકીકતો સાંપડે છે, પણ જેટલી વાત મળી છે તેટલા પરથી તેમનું નામ ચિરસ્મરણમાં રહી જાય તેવી વાત હોઇ સંક્ષેપથી તેમનું ઉપલબ્ધ ચરિત્ર વિચારી જઇએ.

તેઓ કાઠિયાવાડના જૈન ગૃહસ્થ હતા. એમનું સ્થાન ચોક્કસ જણાતું નથી, પણ પ્રાપ્ત થયેલી હકીકત પરથી એ માંગરોળ કે વેરાવળના અસલ રહેવાસી હોવા સંભવે છે. એ વ્યાપારી હોવા છતાં એને અભ્યાસનો ભારે શોખ હતો અને બહુશ્રુત હોઇ એને નવું જોવા-જાણવાની ખૂબ જિજ્ઞાસા હતી. એણે

ચીનની વાતો ઘણી સાંભળી હતી, એની સંસ્કૃતિ ઘણી પ્રાચીન હતી એ એના જાણવામાં આવ્યું હતું અને જૈનધર્મ અને બૌદ્ધ ધર્મમાં ઘણું સામ્ય હતું એમ તેણે શ્રવણ કર્યું હતું. એટલે એ સર્વનો અભ્યાસ કરવા અને વ્યાપાર કરવા એણે ચીન જવા ઈચ્છા કરી. બે વર્ષની સમજાવટ પછી ઘણી મુસીબતે એણે ઘરના માણસોની રજા મેળવી. એ મુંબઈથી કલકત્તે જવા માટે તા. ૧૨ જુન ૧૮૧૦ (સં. ૧૮૬૬) ના રોજ નીકળ્યા. કલકત્તેથી અંગ્રેજી વહાણ મળ્યું. સાથે એક તેમના જેવો સાહસિક ઘાટી નોકર હતો અને એક બીજી નોંધ પ્રમાણે એમની સાથે રસોઈઆ અને ખીજમતદારો પણ હતા. ચીન ગયા ત્યારે એમને ચીની ભાષા બોલતાં કે લખતાં આવડતી ન હોતી. રસ્તે દરિયાનું મોટું તોફાન પણ તેમને નડયું હતું. પંદર દિવસે એ શાંગહાઈ પહોંચ્યા. શાંગહાઈમાં તે વખતે દશ લાખ માણસની વસતી હતી અને ચીનનો વિસ્તાર મંચુરીયા, મંગોલીઆ, કોરીઆ, ટિબેટ, ઇંડોચાઈના અને ચીનાઈ તુર્કસ્તાન સુધી હતો અને વસતી ચાલીસથી પિસ્તાલીસ કરોડ મનુષ્યની હતી. આવા મોટા દેશમાં તારાચંદે ઝુકાવ્યું, ભાષાનો અભ્યાસ કર્યો, નીતિપૂર્વક વેપાર કર્યો અને બૌદ્ધ ધર્મનું રહસ્ય સમજવા માટે પેઢી શાંગહાઈમાં રાખી પોતે કંતાન શહેરમાં રહ્યા અને ચીનના લોકોમાં ભળવા માટે પોતાનો વેશ પણ પલટાવી નાખ્યો. એનું નીતિમય અભ્યાસી જીવન અને નિયમિત ટેવથી એ ચીનના ધર્મગુરુઓમાં પણ ખૂબ લોકપ્રિય થઈ ગયા. ચીનની ભાષા ખૂબ ખેડાયલી છે, પણ એમાં પ્રત્યેક શબ્દ માટે નૂતન આકૃતિ હોઈ

તેના પર પ્રભુત્વ મેળવવામાં ઘણી મહેનત પડે છે, પણ તારાચંદભાઈએ એનો ખૂબ અભ્યાસ કર્યો; એમણે ચીનાઈ ધર્મગુરુઓ સાથે રહી બૌદ્ધ ધર્મનું રહસ્ય જાણ્યું, પણ પોતાની જૈન ધર્મની શ્રદ્ધા કાયમ રાખી. મનના અને ઇંદ્રિયના સંયમ અંગે બન્ને ધર્મમાં ખૂબ આગ્રહ છે અને યજ્ઞહિંસા કે વિધિવાદનો આગ્રહ નથી, વર્ણભેદ નથી—એ રહસ્ય એણે જાણ્યું અને એમણે મોટા બૌદ્ધ ધર્માચાર્યો સાથે ધર્મની ચર્ચાઓ પણ ખૂબ કરી. એને આ કાર્યમાં ખૂબ મજા આવી. ત્રણેક વર્ષ પછી એને કુટુંબ કારણે મુંબઈ આવવું પડ્યું. ત્યાં એક વર્ષ રહ્યા. એની ધન–સંપત્તિ બહુ મોટી નહોતી, પણ સામાન્ય રીતે ઠીક ગણાય.

તા. ૧૭ જુલાઈ ૧૮૧૪ (સં. ૧૮૭૦) માં તેઓ બીજી વાર ચીન ઉપડ્યા. અને ૨૧–૧૨–૧૮૨૨ સુધી લગભગ આઠ વર્ષ ચીન રહ્યા. એમણે મુખ્ય ધર્મગુરુની ભારે પ્રીતિ સંપાદન કરી, તેમની પાસે મહાવીરના તત્ત્વોની વારંવાર વાત કરી અને મહાવીરને બુદ્ધ ભગવાનની સાથે મહાન્ વિભૂતિ તરીકે સ્વીકારાવ્યા. બૌદ્ધગુરુઓ અજાણ્યાને ધર્મપુસ્તકો બતાવતા નથી તેમાં તારાચંદભાઈનો અપવાદ હતો. એણે અનેક ગ્રંથો જોયાં અને નવમી સદીમાં જૈન સાહિત્ય ચીન ગયું હતું તે પણ તપાસ્યું અને છેવટે મોટા મહંત પાસે માગણી કરી બૌદ્ધ સંઘ પાસે મહાવીરની ધાતુની પ્રતિમા હોનાનના મોટા મંદિરમાં કાર્તિકી પૂર્ણિમાને દિવસે ભારે ખર્ચ સાથે ઠાઠમાઠથી પધરાવી અને અત્યારે પણ એ પ્રતિમા ત્યાં વિદ્યમાન છે એમ સાંભળ્યું છે.

અને ૧૮૨૨ (સં. ૧૮૭૮) માં તે હિંદ પાછા ફર્યા, બાકીનો સમય હિંદમાં ધર્મક્રિયામાં આનંદથી ગાળ્યો અને દેશમાં રહી વાનપ્રસ્થ જીવન ગુજાર્યું. સં. ૧૮૮૭ માં ૭૪ વર્ષની વયે અવસાન પામ્યા. અતિ સાહસિક, ભારે ધર્મપ્રેમી અને ચીનની પ્રથમ મુસાફરી કરનાર અને ત્યાં બીજી વખત પણ જઈ આવનાર આ ગૃહસ્થ 'ચીનાઈ' ની શાખથી ઓળખાયા. તેમનાં કે તેમના પરિવાર સંબંધી આટલી જ હકીકત પ્રાપ્ત થઈ શકે છે, પણ જેટલું વૃત્તાંત મળ્યું તેટલું તેમના સાહસ અને ધર્મપ્રેમને અંગે ભારે માન ઉત્પન્ન કરે છે.

## ચિત્તદમન

વચન ઉચ્ચારવાં કે કાયાની પ્રવૃત્તિ કરવી એ મનના હુકમ ઉપર આધાર રાખે છે, તેથી જો મન પરવશ પડી ગયું તો પછી વચન અને કાયાને કબજે રાખવાં એ બહુ મુશ્કેલ છે પણ તેટલી જ જરૂરની ફરજ છે અને તે ત્રણેનો સંબંધ એવો છે કે–એક મન જો વશ થયું તો પછી બીજું બધું વશ થઈ ગયું સમજવું.

—અધ્યાત્મકલ્પદ્રુમ

## (૧૫)

## કુંતાસરનું તળાવ અને મોતીવસહિ.

મોતીશાહ શેઠનું સર્વથી યાદગાર કામ તેમની જિંદગીના છેડાના ભાગમાં કરેલ મોતીશાહની ટુંકનું છે. શત્રુંજય પર એ ટુંક સર્વથી જુદી ભાત પાડે તેવી સ્થાપત્ય અને શિલ્પનો નમૂનો છે અને એનો ઇતિહાસ જાણવા જેવો છે. શત્રુંજય પર તે વખતે ચાર ટુંક હતી એમ જણાય છેઃ આદીશ્વર ભગવાનની મોટી ટુંક એક શિખર પર અને બીજા શિખર પર ચોમુખજી-વાળી ટુંક, છીપાવસહિ અને ખરતરવસહિ. ખરી રીતે તો મોટી ટુંકો બે જ ગણાય, કારણ કે પ્રમાણમાં છીપાવસહિ તો ખરતરવસહિના પેટાના નાના દેરાસર જેવી છે.

પાલીતાણે ધર્મશાળા કર્યા પછી ભાયખલાના દેરાસરની પ્રતિષ્ઠા કરી એ હકીકત આપણે ઉપર જોઈ ગયા. ધર્મશાળા સં. ૧૮૮૫ માં ખુલ્લી મૂકવામાં આવી અને ભાયખલે પ્રતિષ્ઠા સં. ૧૮૮૫ ના માગશર શુદ ૬ ને રોજ થઇ. તે અરસામાં સૂત્રધાર રામજીએ પોતાના પુત્ર નેમજી ઉપર મુંબઇથી મહુવે સં. ૧૮૮૫ ના કાર્તિક વદ ૬ ને રોજ પત્ર લખ્યો છે તે પરથી જણાય છે કે શેઠનો વિચાર માગશર શુદ ૬

(સં. ૧૮૮૫) ને રોજ સિદ્ધાચળ પર દેરાસર બાંધવાનું ખાતમુહૂર્ત કરવાનો હતો. એ પત્ર પ્રમાણે મોતીશાહ શેઠનો વિચાર છીપાવસહિ અને અદ્દભૂતજીની વચ્ચેની જગ્યા જ્યાં હાલ નંદીશ્વરદ્વીપની ટુંક છે ત્યાં દેરાસર કરવાનો હતો. એ પત્રના લખાણ પ્રમાણે શેઠશ્રીને પાંચ દેરાસર એક સાથે કરવાના હતા, તેમાં એક તેઓનું પોતાનું અને ચાર દેરાસર ચાર ચોવટીઆનાં એમ તે પત્રમાં જણાવે છે. ચોવટીઆ એટલે વ્યવહારકુશળ આગેવાન પુરુષો એવો અર્થ લાગે છે. ચોવટીઆનો અર્થ પંચાતીઆ કે દોઢડાહ્યા એવો લાગતો નથી. એ ચારે પુરુષોનાં નામ સદર પત્રમાં આપ્યા નથી, પણ તેઓ શેઠની ટુંકમાં દેરા બંધાવનારમાંનાં ચાર હશે એમ અનુમાન થાય છે. ગમે તે કારણે આ વિચાર બંધ રહ્યો જણાય છે.

**ટુંક બાંધવાનો નિર્ણય**–ગમે તે રીતે શેઠે સંકલ્પ કર્યો તે વાતને બાજુ પર રાખીએ, પણ એક વાત ચોક્કસ જણાય છે કે–ભાયખલાના મંદિરની પ્રતિષ્ઠા દરમ્યાન શેઠ મોતીશાહે સિદ્ધગિરિ પર પાંચ મંદિર અને ભમતીવાળું ચૈત્ય કરાવવાનો નિશ્ચય કર્યો અને તે જ વર્ષની આખરે જ્યારે વહાણો ચાલતા થયા કે તુરત જ સૂત્રધાર રામજીને મુંબઇ તેડાવ્યો. તે સં. ૧૮૮૫ ના આસો વદ ૯ બુધવારે મુંબઇ આવ્યા. શેઠે બુધવારની તે જ રાત્રે રામજી સલાટ પાસે પોતાનો નિર્ણય વ્યક્ત કર્યો. પાંચ મંદિરવાળું સુંદર દેરાસર ભમતી સાથે બાંધવાની વાત કરી અને તે માટે જગ્યાની તપાસ કરવા તેને હુકમ કર્યો. શેઠને મંદિર બંધાવવાની તમન્ના એટલી બધી લાગી હતી કે બીજે જ દિવસે આસો વદ ૧૦ ના રોજ રામજી સૂત્રધારને વહાણમાં ભાવનગર મોકલ્યા. તેની

સાથે વાલા પારેખ, શેઠ વધુશા, શેઠ રીખવદાસ અને મોદીને મોકલ્યા અને ધોલેરેથી મુનીમ વીરચંદને પણ પાલીતાણે જવા લખી દીધું. શેઠનો હુકમ ભવ્ય દેરાસર કરવાનો હતો અને તે માટે જગ્યા નક્કી કરી, તેના નકશા(પ્લાન) કરી કાર્તિક વદમાં મુંબઈ જવાનો શેઠનો હુકમ હતો. શેઠ પોતે માગશર સુદમાં પાલીતાણે આવી ખાતમુહૂર્ત કરવાના વિચારના હતા. મતલબ આ સર્વ જલ્દી આટોપવાનો—શરૂ કરી દેવાનો શેઠનો વિચાર હતો. સૂત્રધાર રામજી ઉપરોક્ત ચાર ગૃહસ્થો સાથે સં. ૧૮૮૫ના આસો વદ ૧૦મે મુંબઈથી પાછા વહાણે ચઢ્યા. દિવાળી દરિયામાં થઈ. નવમે દિવસે ભાવનગર પહોંચ્યા. આ રીતે સંકલ્પબળનો અમલ કરવાની શરૂઆત થઈ. એ આખી વાત સૂત્રધાર રામજીના પાલીતાણેથી તેના પુત્ર નેમજી પર મહુવે લખેલા પત્ર( સં. ૧૮૮૬ ના કાર્તિક વદ ૭ મંગળની તિથિના )થી જણાય છે. સદર પત્ર પરથી આ વાતની શેઠને ઘણી તાકીદ હતી એમ પણ જણાય છે. એ ઉપયોગી પત્રનો જરૂરી ભાગ પરિશિષ્ટમાં આપ્યો છે.

**સ્થાનવિચારણા–નિર્ણય**—પાલીતાણા—સિદ્ધાચળ પર મહુવાના મહાવીરસ્વામીના દેરાસરના નમૂના પ્રમાણે ભવ્ય ટુંક બંધાવી, પાંચ દેરાસર કરવા અને ચારે બાજુ ભમતી કરવી એટલો નિરધાર થયો, પણ કઈ જગ્યાએ ટુંક બાંધવી એનો નિર્ણય થયો નહિ. તે વખતની શત્રુંજયની બન્ને ટેકરીની સ્થિતિનો ખ્યાલ કરવા જેવો છે. ચૌમુખજીની ટુંકની એક ટેકરી હતી, તેના પર સવા સોમજીની મોટી ટુંક હતી. ભવ્ય દેરાસર, રાયણપગલાં અને ભમતી હતા; અને બાજુમાં

છીપાવસહિ હતી. અહીં એ ટેકરી પૂરી થતી હતી. તે વખતે પ્રેમચંદ મોદીની, હેમાભાઈની, સાકરચંદ શેઠની, નંદીશ્વર દ્વીપની કે બાલાભાઈની ટુંકો નહોતી એ વાત ધ્યાનમાં રહે. આ ટેકરી પર ત્રણ ટુંક હતી એમ જણાય છે. ચોમુખજી, છીપાવસહિ અને ખરતરવસહી.

એ ટેકરી પશ્ચિમ બાજુ છે, એની સામે બીજી ઊંચી ટેકરી હતી જેના ઉપર આદીશ્વર ભગવાનની મોટી ટુંક હતી. એમાં મુખ્ય ભવ્ય દેરાસર અને ભમતી વિગેરે હતા. બહારના ભાગમાં કુમારપાળનું દેરાસર, ચોરીનું દેરાસર, ગોમુખ યક્ષ, ચક્રેશ્વરી દેવી વિગેરે સર્વ હતું. પ્રવેશ કરતાં પ્રથમ આવે છે તે શાંતિનાથનું દેરાસર ત્યારપછી બંધાયું હોય એમ જણાય છે. કેશવજી નાયકની ટુંક તે વખતે નહોતી એ તો સ્પષ્ટ વાત છે. આ બન્ને ટેકરી વચ્ચે મોટી ગાળી હતી અને ગાળીને તળીએ મોટું તળાવ હતું. રામપોળથી દાખલ થવાના રસ્તાથી શરૂ કરી બન્ને બાજુના ધાબા અને આખી મોતીશા શેઠની ટુંકની જગ્યામાં ઠેઠ સગાળપોળ સુધી અને આ બાજુ ઘેટીની પાગનો રસ્તો અને ભીમના પગથીઆ સુધી તે વખતે ઊંડી ખીણ હતી અને તેની નીચે તળાવ હતું. દરેક સ્થાન પર બે ડુંગરો વચ્ચે ખીણ હોય છે તે ધ્યાન રાખીને જોવાથી જણાય છે. આ ખીણુંને **કુંતાસર**નો ખાડો અથવા તળાવનું નામ આપવામાં આવ્યું હતું. તે એટલો ઊંડો હતો કે ચાલતા રસ્તા પરથી જો ખાડાની અંદરના માણસોને જોવામાં આવે તો ઉઘાડી આંખે તે એક વેંતના દેખાય. આ પ્રમાણે નોંધાયલી હકીકત છે તેથી અનુમાન થાય છે કે—એ ખાડો લગભગ ૨૦૦ ફીટ ઊંડો હશે.

આ અનુમાન ઉપજાવી કાઢેલું છે, પણ ખાડો ઘણો ઊંડો હતો એ વાત તો ચોક્કસ જણાય છે. આદીશ્વર ભગવાનના મંદિરવાળી ટેકરી પર સીધા આવવું હોય તો માત્ર નાનો કેડીનો રસ્તો હતો અને ત્યાંથી આવવાની એ કેડી એટલી નાની હતી કે તેના પર માત્ર બે માણસો સાથે અથવા સામસામે પસાર થઇ જાય. તેની બાજુમાં કુંતાસરની ગાળી હતી અને તે ઘણી ઊંડી હોઇને ચાલનારને સંભાળીને ચાલવું પડતું હતું. અત્યારે મુખ્ય રામપોળ દ્વારે પ્રવેશ કર્યા પછી જ્યાં ઉતારા છે ત્યાં છેડા પરથી એ કેડી પસાર થતી હતી. બાકી ઘણાખરા યાત્રાળુઓ હનુમાન ધારથી ચોમુખજી થઈ, અત્યારે જ્યાં બાલાભાઇ શેઠની ટુંક છે અને જે જગ્યાને તે વખતે પાંચ હાટડીના નામથી ઓળખવામાં આવતી હતી ત્યાં અદ્‌ભુતજીના રસ્તા મારફત આવી સીધા હાથીપોળે જતા હતા. હનુમાનધાર પછીનો આ આખો માર્ગ બન્ને રસ્તે ઘણો વિકટ હતો.

આ પ્રમાણે સ્થાનની પરિસ્થિતિ હતી. સં. ૧૮૮૯ ના કાર્તિક શુદ ૫ ને રોજ સૂત્રધાર રામજી મુંબઈથી ભાવનગર પહોંચ્યા. તેની સાથે ઉપર જણાવેલા ચાર ગૃહસ્થો (વાલા પારેખ વગેરે) હતા. તેઓને શેઠે કેટલાં મંદિરો બાંધવાં, કેવાં બાંધવાં વગેરે વાત ઈચ્છારૂપે જણાવી હતી, પણ સ્થાનનો નિર્ણય અને નકશા કર્યા નહોતા અને નિર્ણય તાકીદે કરવાનો વિચાર જણાવ્યો હતો. પાલીતાણે પહોંચ્યા પછી સૂત્રધાર રામજીનો મત તો કુંતાસરનો ગાળો પુરાવવાનો કાયમ થયો, જ્યારે વાલા પારેખનો મત નંદીશ્વર દ્વીપની ટુંક હાલ છે તે સ્થાન પર મંદિરો બાંધવાનો થયો. સૂ. રામજીના મતે નંદીશ્વર

**ખાતમુહૂર્ત**—શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી પર તે જ રાત્રે સર્વ મંડળ એકઠું થયું. અમદાવાદના નગરશેઠ હેમાભાઇ પણ ત્યાં હાજર હતા. શેઠ મોતીશાહ તો તે દિવસે ડુંગર ઉપર જગ્યા જોતાં જ સ્થાન અંગે નિર્ણય કરી ચૂકયા હતા કે-કુંતાસરનો ખાડો-તળાવ પુરાવી તે પર ટુંક બાંધવી. એ મક્કમ વિચારના માણસ હતા અને કરેલા નિર્ણયને ચીવટથી વળગી રહે તેવો ચોક્કસ નિર્ણય કરનાર હતા એટલે જ્યારે એમણે આખા મંડળમાં પોતાનો વિચાર કુંતાસર પૂરવાનો જાહેર કર્યો ત્યારે કોઇ તેમની વિરુદ્ધ બોલી શકયું નહિ.

શેઠ મોતીશાહને કામ જેમ બને તેમ જલદી આટોપવાની ટેવ હતી. તેઓ માનતા હતા કે ' કર્યું તે કામ અને વિંધાણું તે મોતી. ' વળી મુંબઈ જઇ ખાતમુહૂર્ત કરવા ફરી વાર પાલીતાણે આવવાનું તેમને પાલવે તેમ નહોતું. સાહસિક અને મક્કમ વિચારના શેઠશ્રીએ મંડળીમાં બીજી ત્રીજી વાત ન કરતાં એકદમ રામજી સૂત્રધારને કહ્યું કે તેણે ખાતનું મુહૂર્ત શોધી કાઢવું. સૂત્રધાર રામજી પોતાની શિલ્પવિદ્યા ઉપરાંત જ્યોતિષ્શાસ્ત્ર પણ ઠીક જાણતા હતા. સામાન્ય બાબતો તો જાણવી જ પડે, કારણ કે જ્યોતિષ્શાસ્ત્ર અને શિલ્પને અરસપરસ કેટલોક સંબંધ રહે છે.

આ વખતે સં. ૧૮૮૬ ના માગશર માસની શરૂઆત ચાલતી હતી. માગશર માસમાં મીનાર્ક હોય છે. સંક્રાંત પહેલાના એક મહિનામાં સૂર્ય મીન રાશિનો થાય છે. તેથી તે વખત દરમ્યાન કોઇ શુભ કાર્ય કરવામાં આવતા નથી.

ખાસ કરીને લગ્ન કે ખાતની ક્રિયા એ અરસામાં થતી નથી. એ સમયને ચાલુ ભાષામાં 'મહિનારખ' કહેવામાં આવે છે. એ મીનાર્ક શબ્દનો અપભ્રંશ છે.

શેઠ મોતીશાહે મંડળી વચ્ચે સૂ. રામજીને પૂછ્યું કે 'ખાતનું મુહૂર્ત ક્યારે આવે છે? કામ જલદી પતાવો. આપણે કાલ થાય તો પરમ દિવસ કરવી નથી.'

સૂ. રામજી 'સાહેબ, જ્યારે ગુરુ કે શુક્રનો અસ્ત હોય અથવા સૂર્ય મીન રાશિનો થયો હોય ત્યારે આવા મોટાં કામનું મુહૂર્ત ન થાય, મુહૂર્ત પોષ વદમાં આવે છે.'

મોતીશાહ શેઠને આ વાત પસંદ પડી નહિ. વેપારરસીઆ એ જીવને આદરેલ કામ આટોપવાની તીવ્ર ઇચ્છા હતી અને મુંબઈ ગયા પછી કોઈ મોટા કામમાં પડી જાય તો વળી કામ લંબાઈ જાય, એટલે એમણે તો ચર્ચા ચાલુ રાખી અને હાથ ધરેલું કામ આદરી દેવાની ઉતાવળ બતાવી. તે વખતે નીચે જણાવેલ સ્વરૂપની ચર્ચા થઈ.

મોતીશાહ–'ધર્મકાર્યમાં તો જેમ જલદી કરીએ તેમ સારું. એમાં મનની ભાવના એ મુહૂરત.'

સૂ. રામજી–'પણ શેઠ! વહેવાર તો સર્વ જાળવવા પડે જ ને. આપણને મહિના પંદર દિવસમાં શું ખાટું મોળું થઇ જાય છે?'

મોતીશાહ–'તો રામજી સલાટ! હું તમને પૂછું કે આ જ્યોતિષશાસ્ત્ર કોણે બનાવ્યું?'

સૂ. રામજી–'ખગોળશાસ્ત્રને આધારે મહાપુરુષોએ પોતાની બુદ્ધિથી એ શાસ્ત્ર રચ્યું.'

મોતીશાહ–'ત્યારે મોટાઓએ કર્યું હોય તે બાબતમાં મોટા કહે તેમ કરવું તે તો સાચી વાત ને?'

સૂ. રામજી–'એ તો બરાબર છે.'

મોતીશાહ–'તો પછી આપણામાં મોટું કોણ?'

આ સવાલ ગૂંચવણીઓ હતો. એ સવાલનો જવાબ તો એક જ આવે–'આપ–પોતે.' બીજા સર્વ મૌન થઇ ગયા, પણ શેઠ હેમાભાઇ તે વખતે બોલી ઊઠ્યા કે 'આપ–મોટા.' આ રીતે શેઠ હેમાભાઇએ સર્વનું મૌન ખોલી નાખ્યું.

મોતીશાહ શેઠના મનમાં મોટાઇ ન હોતી. એને મોટા કહેવરાવવાની ઈચ્છા પણ નહોતી, પણ એને કામ આદરી દેવાની ખૂબ તમન્ના હતી. એટલે એમણે એ જવાબનો લાભ લીધો. પોતે બોલી ઊઠ્યા 'જો તમને હું મોટો લાગતો હોઉં તો હું કહું છું કે મુહૂર્ત્ત કાલે જ કરો. હું મારા નિશ્ચયબળથી કહું છું કે મનની દૃઢતાથી શંકા વગર કોઇપણ કામ કરવામાં આવે અને તે કામ કરતો હૃદયનો આનંદ થાય તો પરમાત્મા ધારેલું કામ પાર પાડે છે.'

જ્યોતિષમાં બરાબર માનનારા રામજી સૂત્રધારને આ વાત પસંદ પડી નહિ. શેઠના નિશ્ચય સામે એનામાં બોલવાની હિંમત નહોતી. એણે ધોલેરાવાળાં વજનદાર મુનીમને બાજુએ લઇ જઇને કહ્યું કે 'આ ઠીક થતું નથી. શેઠ મમત કરીને

મુહૂર્ત્ત કરશે તો એનું પરિણામ સારું નહિ આવે. શેઠ સાહેબ મુહૂર્ત્ત તો કરી નાખશે, પણ પોતે પ્રતિષ્ઠા કરશે કે નહિ એ વાતની શંકા છે.'

વીરચંદભાઈ ભારે વ્યવહારુ હતા. એણે રામજી સૂત્રધારને જવાબ આપ્યો–' તમે હજી શેઠને બરાબર ઓળખ્યા નથી. એમણે જે કામ કરવા ધાર્યું હોય તે જરૂર કરશે. તમે હવે શુકનમાં વિઘ્ન ન નાખો. ખાસ આગ્રહ હોય તો એક બે દિવસમાં સારો દિવસ શોધી આપો. વધારે ઢીલ શેઠને પાલવે તેમ નથી. શેઠનો આવતી કાલે જ મુહૂર્ત્ત કરવાનો આગ્રહ બે એક દિવસ માટે હું ફેરવાવી શકીશ, બાકી વાત પોષ વદમાં જાય અને શેઠ મુંબઈ જઈને પાછા આવે અને તેટલો વખત વાત મુલતવી રહે એ વાત અશક્ય જણાય છે. પરમાત્મા સર્વ સારું કરશે. આમાં ક્યાં દીકરા દીકરી પરણાવવા છે, ધરમના કામમાં ઢીલ ન કરવી.'

કચવાતે મને રામજી સૂત્રધારે મુહૂર્ત્ત જોઈ આપ્યું. તે દિવસ માટે બધી તૈયારીઓ વિગતવાર કરવામાં આવી. કુંતાસરના તળાવમાં ઊતરવા માટે નિસરણી સાથે નિસરણીઓ બાંધવામાં આવી. પૂજાપાનો સામાન મોકલવામાં આવ્યો. મુહૂર્તને દિવસે બડી ધામધૂમપૂર્વક શેઠ મોતીશાહ, શેઠ હેમાભાઈ વગેરે ડુંગર ઉપર ગયા. કુંતાસરની ગાળી આદીશ્વરની મોટી ટુંક પાસે ઘણી ઊંડી હતી, હાલ જ્યાં મોતીશાહ શેઠનો કુંડ છે ત્યાં ઘણા ઊંડાણમાં તળાવ હતું. બાજુમાં કુંતા માતાની દેરી હતી. ઊતરવાની નિસરણીઓ તળાવની બાજુ પર બાંધવામાં આવી હતી. નીચે રહેલા માણસોને બે ટુંક ટેકરા કે

દાદાની ટુંકના રસ્તા ઉપરથી જોતાં તે હાથવેંત જેટલા નાના દેખાતા હતા. ગાળો સાંકડો હતો પણ ખૂબ ઊંડો હતો. પૂર્વે રામપોળની બારી અને પશ્ચિમે ઘેટી પાગનો રસ્તો બન્ને ઘણા ઊંચા હતા, ગાળો ઘણીખરી જગ્યાએ તળાવ સરખો હતો. શેઠ હેમાભાઈ ખાડાની ધાર ઉપર ઊભા ઊભા શેઠ મોતીશાહને કહે છે કે–' શેઠ! આ વેંત વેંતના માણુસો દેખાય છે, અને આવડી મોટી ખાડ પૂરી ઉપર લઈ આવવી, મજબૂત બનાવવી, તેમાં ટાંકા તથા પાણીના રસ્તા કરવા અને તે પર દેરાસરો બાંધવા ! શેઠ કામ કપરું તો ખરું ! તમે ભારે પડતું કામ ઉપાડ્યું છે.' મોતીશાહ શેઠે જવાબ આપ્યો. ' શેઠ ! એમાં મૂંઝવણ જેવું શું છે ? આ તો મુંબઈ દૂર પડી, નહિ તો મારી એક વખાર ઉઘાડું, તો ચીનાઈ સાકરથી આ ખાડો પૂરી દઉં. ચાલો, ઉત્સાહ રાખો અને પરમાત્માનું નામ લો. સારા કામમાં શંકા રાખવી નહિ.'

શેઠ હેમાભાઇ મોતીશાહ શેઠના નિશ્ચયબળથી આશ્ચર્ય પામ્યા. એમની આંખમાં હર્ષનાં આંસુ આવી ગયા. અત્યંત ઉત્સાહથી ' સં. ૧૮૮૬ ના માગશર વદમાં ખાતમુહૂર્ત કરવામાં આવ્યું.

આ અસાધારણ સાહસ હતું. તે વખતે કુંતાસરનો ગાળો જોનાર એમ કહેતા હતા કે–આવા બે ડુંગરના ગાળાને બાંધવો એ કામ સાધારણ કલ્પનાની બહારનું જ હતું. પંડિત વીરવિજય ગાઈ ગયા છે કે–ચોથા આરામાં અનેક ધનવાનો અને પ્રતાપી પુરુષો થઈ ગયા, તેનાથી આ ખાડો પૂરાણો નહિ, તે આ કાળે મોતીશાહ શેઠે રૂપાના રૂપિયે ભરાવ્યો. ( જુઓ

પરિશિષ્ટ). આવી કલ્પના કરવી તે પણ ભારે નિશ્ચયબળ અને સાહસ બતાવે છે. એમાં પંડિત વીરવિજયજી કહે છે તેમ ખરચનો હિસાબ જ નહોતો. એને રૂપીઆથી ભરાવ્યો એમ વર્ણવવું તેનો અર્થ એ છે કે–એમાં એટલો ખરચ કરવામાં આવ્યો કે એમાં પથ્થરને બદલે રૂપિયા ભર્યા હોત તો તેટલી જ રકમ લાગત. આ વાત શેઠની ધર્મભાવના, ધગશ અને નિશ્ચયબળનો મહિમા બતાવે છે.

જેમણે આ ખાડો જોયો હતો તેવા વૃદ્ધ પુરુષો પાસેથી આ લેખકે સાંભળેલી વાત છે. તેઓ જે રીતે યાત્રા કરવા જનારની મુશ્કેલીનું વર્ણન કરતા હતા અને શેઠને નજરે જોયા હતા તે વખતની તેમની ઉર્મિઓ નિહાળીને પ્રસન્ન થયા હતા એ વાતનું વર્ણન કરવા બેસું તો પૃષ્ઠો ભરાય તેમ છે. વાત એક જ છે કે–એ શેઠ રળી જાણતા હતા, તેમ ખરચી પણ જાણતા હતા અને એમને કામ ગમે તેમ આટોપી પતાવવું નહોતું, પણ શિલ્પકળા અને સ્થાપત્યના નમૂના ખડા કરવા માટે વિશાળ જગ્યા તેમને જોઈતી હતી અને તે માટે ગમે તેમ ચલાવી લેવું નહોતું.

ખાતમુહૂર્ત કરીને ગામમાં આવ્યા પછી આદિપુરના કોળીઓએ ચોરી કરવા સારુ ખાત ઉખેડી નાખ્યું અને અંદર નાખેલા રૂપાનાણાંને ઉઠાવી ગયા. મુનીમ વીરચંદભાઈની કુશળતાથી આ વાત બહુ ચોળાણી નહિ. જ્યોતિષ અથવા ભવિષ્યમાં માનનારની નજરે ખાત વીંખાય એ અશુભ ચિહ્ન ગણાય છે.

ખાતમુહૂર્તની તારીખના સંબંધમાં કેટલોક મતફેર છે.

અને જે કાગળો મળ્યા છે તે પ્રમાણે ખાતમુહૂર્ત સં. ૧૮૮૬ ના માગશર માસમાં આવે છે. મને જે થોડી છૂટીછવાઈ નોંધ મોતીશાહ શેઠના ચરિત્ર સંબંધી મળી છે તેમાં તે તારીખ સં. ૧૮૮૭ ના શિયાળામાં લખે છે અને પંડિત વીરવિજયજી પોતાનાં ઢાળિયામાં બીજી ઢાળની શરૂઆતમાં જણાવે છે કે–

'સંવત અઢારસે અઠાશી માહે, સિદ્ધગિરિ શિખર વિચાલે છે;
કુંતાસરનો ખાડો મોટો, શેઠજી નયણે નિહાળે, મનને મોજેજી.'

( જુઓ પરિશિષ્ટ ) એ પ્રમાણે એ મુહૂર્તનું વર્ષ સં. ૧૮૮૮ થાય છે. માગશર માસમાં અને વદ પક્ષમાં એ મુહૂર્ત થયું એમાં શક નથી, પણ એની સાલ સંબંધી મતભેદ દેખાય છે. એ સંબંધી કેટલીક વધારે ચોક્કસ હકીકત મળવા સંભવ છે તે ફુટનોટમાં અથવા પુસ્તકના પરિશિષ્ટમાં પ્રકટ કરવામાં આવશે. મારી પાસે જે પત્રો પ્રાપ્ત થયેલા પડેલા છે તે સર્વમાં પ્રતિષ્ઠા પહેલાં સાત વર્ષ ધમધોકાર કામ ટુંક બાંધવા માટે ચાલ્યું એની વિગતો છે અને શેઠ મોતીશાહને કામની ઘણી ઉતાવળ હતી અને તેઓ સં. ૧૮૮૬ ના કાર્તિક વદમાં પાલીતાણે આવવા વહાણમાર્ગે મુંબઈથી નીકળ્યા હતા. એની તારીખો મેળવતાં અત્યાર સુધીનાં પ્રાપ્ત સાધનોને અંગે એનો સંવત હું ૧૮૮૬ મૂકું છું. વધારે હકીકત મેળવવાનો પ્રયાસ ચાલુ છે. પંડિત વીરવિજયજી સં. ૧૮૮૮ ની સાલ કહે છે અને તે સમકાલીન હતા એટલે એ પુરાવાને એકદમ દૂર કરી શકાય તેમ ન હોઈને આ વસવસો ઉત્પન્ન થયો છે. વધારે વિગત સાંપડશે તો તે હવે પછી ઉમેરવામાં આવશે.

ખાતમુહૂર્ત અને જ્યોતિષને અંગે જરા નુકતેચીની

કરવાની રહે છે. મીનાર્કમાં શુભ કાર્ય લગ્નાદિ ન કરવાં એ વાત કાઠિયાવાડમાં જ સવિશેષપણે પ્રચલિત છે. દરિયાપારના દેશોમાં એ વાત લાગતી નથી; એવી અત્યારે પણ માન્યતા છે. એ માન્યતાના ગુણદોષમાં ઊતરવાનું અત્ર અસ્થાને છે, પણ રામજી સૂત્રધારને જે વાત ઘણી મહત્ત્વની લાગી હોય તે મુંબઈવાસીઓને અગત્યની ન જણાઈ હોય એ બનવાજોગ છે. મુહૂર્તની બાબતમાં ઘણી વાર એમ થાય છે. એ વિષયના ગુણદોષમાં ઉતરવાનું અપ્રસ્તુત છે, પણ ઘણીવાર કાકતાલીય-ન્યાયે કાંઈ અણધાર્યું બની આવે છે ત્યારે માણસ 'મુહૂર્ત બરાબર નહોતું લેવાયું' એમ માનવા લાગી જાય છે. આ સંબંધમાં એકમત થવો તો અશક્ય છે. બાકી નાખેલ ખાતને આદિપુરના કોળીઓએ વીંખી નાખ્યું હોય, તો તે યુગની માન્યતા પ્રમાણે તે ઉપાધિ કરનાર ગણાય ખરું. અત્યારે પણ એવા પ્રસંગે એવું બની આવે તો લોકો એવી જ શ્રેણીના વિચાર કરે. આ વાત અહીં જ પતાવી દઈએ. મુદ્દાની વાત એ છે કે મોતીશાહ શેઠે અંતરના ઉમળકાથી ખૂબ ભપકા સાથે માગશર વદમાં કુંતાસરના ગાળામાં ઊતરી, સંઘની હાજરીમાં ટુંક બનાવવા-બંધાવવા માટે ખાતમુહૂર્ત કર્યું અને તે પ્રસંગે અનેક સંભાવિત અને ખાસ કરીને શેઠ હેમાભાઈ (અમદાવાદના નગરશેઠ) હાજર હતા.

શેઠ હેમાભાઈના સંબંધમાં ઉપર જે વાત જણાવી તે પ્રચલિત હકીકત એક જરા પાઠફેરરૂપે મારી પાસે નોટરૂપે લખાઈને આવી છે. તે નોટ પ્રમાણે કાર્તિક વદમાં કે માગશર શુદમાં મોતીશાહ શેઠ ટુંકની જગ્યાનો નિર્ણય કરવા મહુવા માર્ગે

મુંબઈથી પાલીતાણે આવ્યા ત્યારે નીચે પ્રમાણે એક રમૂજી પ્રસંગ બન્યો:-

જ્યારે શેઠ મોતીશાહ જગ્યાનો નિર્ણય કરવા પાલીતાણે આવ્યા ત્યારે અમદાવાદના શેઠ હેમાભાઈ પણ પાલીતાણે હતા. આખા પહાડ પર ફરી, દર્શન કરી, જગ્યા જોતાં જોતાં અદ્ભુતજીના પગથિયા આગળ આવ્યા. આખી મંડળી તે વખતે જગ્યા માટે વિચાર કરતી હતી. સૂત્રધાર રામજીનો વિચાર કુંતાસરનો ગાળો પૂરી તે પર ટુંક બાંધવાનો હતો. તેનાં તેની નજરમાં બે કારણો હતા. (૧) વિશાળ જગ્યાનો લાભ મળે અને (૨) બે ટેકરીઓ પર જવા આવવાની યાત્રીઓની અગવડ દૂર થઈ જાય. મોતીશાહ શેઠને આ વાત પસંદ પડી હતી અને તે પોતાની સંમતિ બતાવતા હતા તે વખતે મજાકમાં હેમાભાઇ શેઠ બોલ્યા-'શેઠ! આપ આ ભગીરથ કામ માટે આપની વખારોનો માલ લાવી ખડકો તો ભલે. આટલા મોટા ગાળા વચ્ચેનું તળાવ પૂરી ઉપર લઈ આવવું એ કાંઇ ઓછી મુશ્કેલ વાત નથી. પછી તો આપ મુંબઇના નગરશેઠ છો!' આ વચનોનો અર્થ મોતીશાહ શેઠે ટોણારૂપ માનીને સૂત્રધાર રામજીને તે જ જગ્યા પર ટુંક બાંધવાનો નિર્ણય કરી તે અનુસાર હુકમ કર્યો અને સર્વે નીચે ઉતર્યા.

હકીકત આ પ્રમાણે હોય કે ખાતમુહૂર્ત કરવા પ્રસંગે અગાઉ જણાવ્યું તે આકારમાં એ હકીકત બની હોય, પણ એ સર્વમાંથી મોતીશાહ શેઠનો આત્મવિશ્વાસ અને શીઘ્ર નિર્ણય કરવાની શક્તિ એ પ્રસંગ જરૂર બતાવે છે. જે મોટાં સાહસ કરી વેપાર ખેડી શકે છે, જે મુંબઇમાં દરિયો પૂરવાના મનો-

રથો બેડી શકે છે, તે માનસ કુંતાસરના ગાળાનો વિસ્તાર પૂરવાનો નિર્ણય સહજ ભાવે કરે તો તેમાં નવાઈ જેવું લાગતું નથી. શેઠ મોતીશાહ દરિયાપારના વેપારી હતા, દરિયો ખેડવામાં માનવાવાળા હતા, અસાધારણ આત્મવિશ્વાસવાળા હતા અને આપબળે આગળ વધેલા હતા, એટલે એ ઘણા હિસાબ ગણવા ખોટી થાય એ એના સ્વભાવમાં જ નહોતું. એને કામ શરૂ કરી દેવું હતું અને પાર પાડવું હતું, એટલે એની સામાન્ય વ્યાપારી કુનેહ અને ખેડવાની રીત એમની બાજૂએ હતી. અમદાવાદના હેમાભાઈ શેઠ પણ વ્યાપારના ખેડનારા હતા, પણ એની દૃષ્ટિમર્યાદા એક બાજુ રતલામ–ઉજ્જૈન સુધી અને બીજી બાજુ મુંબઈ સુધી પહોંચતી, જ્યારે મોતીશાહ શેઠ એ સર્વ વિભાગ ઉપરાંત ચીનનો વેપાર ખેડનારા હતા. આ રીતે સલાહ, પ્રેમ, સૌહાર્દ અને સહકારથી કામ શરૂ કરવામાં આવ્યું અને કુંતાસરના તળાવની બાજુએ કઠણ ભૂમિમાં પૂરતા આનંદથી ખાતમુહૂર્ત થયું.

મોતીશાહ શેઠના આનંદનો પાર નહોતો. એમને જીવંત સ્વપ્ન સિદ્ધ કરવાના ઉમળકા હતા, એમને સ્વર્ગ સાથે વાત કરે એવી રમ્ય શિલ્પરચના કરવી હતી, એમને સ્થાપત્યના નમૂના તૈયાર કરવા હતા. એમને મન ખરચનો હિસાબ ન હોતો, એમને કામ જલદી આટોપવું હતું અને સાથે કામ મજબૂત પણ કરવું હતું. એની શરૂઆત કરી, જરૂરી સૂચનાઓ આપી માગશર માસમાં શેઠ તો મુંબઈ સીધાવી ગયા, કામની પ્રગતિ

કેવી થાય છે તેના સમાચાર મોકલવાની ભલામણ કરતા ગયા અને જનતાને આશ્ચર્યમાં નાખતા ગયા. કુંતાસરની વસમીવાટે જનાર આવનાર પ્રાકૃત જનને એમાં સાહસ લાગ્યું, જૈનેતરને એમાં કમાણીનાં સાધન દેખાયાં અને જનતાને એમાં કુતૂહળ જણાયું.



## મોહનીય કર્મની પ્રબળતા

સંસારમાં પરિભ્રમણ કરાવનાર કર્મો પૈકી મોહનીય કર્મ બહુ તીવ્ર, બળવાન અને સામે થવામાં જરા મુશ્કેલી પમાડે તેવું છે. બધા કર્મોમાં તેને રાજાની પદવી આપવામાં આવી છે અને બીજા કર્મોને તેના પ્રધાન, સીપાઈ તરીકે ઓળખાવવામાં આવ્યા છે. ધર્મધનની હાનિ કરનાર મોહનીય કર્મના પ્રભાવથી ધર્મ-ધનથી રહિત થઈ આ જીવ સંસારમાં રખડ્યા કરે છે. સાંસારિક ભોગ ભોગવનારાઓએ તેનો ત્યાગ કરતી વખતે **શ્રી શાલિભદ્ર** અને **શ્રી સ્થૂલભદ્રા**દિના ચરિત્રો વિચારવાં.

—**શ્રી અધ્યાત્મકલ્પદ્રુમ**

( ૧૬ )

## મોતીશાહની ટૂંકની રચના

ખાતમુહૂર્ત કર્યા પછી કામ તડામાર શરૂ કરવાનું હતું. એક તો ડુંગર ઉપરનું કામ, લેવલ વગરની આડીઅવળી જગ્યા અને કામને પાયામાંથી ઉપર લઈ આવવું એમાં ઘણી મુશ્કેલી હતી. આ બાબતમાં છૂટાછવાયા કાગળો પરથી જે હકીકત મળેલી છે અને કર્ણાનુકર્ણ ચાલી આવતી પ્રાપ્ત થઈ છે તે અહીં સંક્ષિપ્તમાં ઉતારી છે.

દેરાસરમાં બાંધકામમાં અને ગૃહસ્થોના મકાનોનાં બાંધકામમાં ઘણો ફેર છે. દેરાસરનું કામ ઓછામાં ઓછું હજાર વર્ષ ચાલે તેવું મજબૂત થવું જોઈએ. ચાલુ મકાન માટી–ગારાનાં ૫૦ વર્ષ ચાલે, ઈંટ ચૂનાનાં ૮૦ વર્ષ ચાલે અને પથ્થરનાં હોય તો ૧૨૫–૧૫૦ વર્ષ ચાલે, ત્યારે મંદિરોની બાંધણી આઠસોથી હજાર વર્ષને હિસાબે ચલાવવાની હોઈ કામ રાશિબંધ કરવાનું હોય છે. ઉપરાંત દેરાસરનો પાયો બહુ ઊંડો લેવો પડે છે. એના પાયામાં અને ખાસ કરીને પ્રક્ષારંભમાં પાતાળમાં પણ એક બાલ કે હાડકું ન રહેવું જોઈએ તેની ચીવટ રાખવી પડે છે. દેરાસરમાં તેની નીચેની બધી જમીન

શુદ્ધ કરવી પડે છે. માત્ર પાયા પૂરતી નહીં. મૂળનાયકના સ્થાનમાં નીચેથી ખોદી પાયાની શુદ્ધિ કરવી પડે છે અને તે માટે ઘણી વાર બહુ ઊંડાણમાં જવું પડે છે. એ બ્રહ્મરંધ્ર જમીનમાંથી નીકળી મૂળપ્રતિમાની નીચે થઇ માથાના મધ્ય વિભાગમાં જાય છે.

આ સિવાય એનાં ગર્ભદ્વાર, રંગમંડપ, ચોકીઓ વિગેરે આપસર કરવાના હોય છે. એમાં એક આંગળનો કે આંગળના પચીશમા ભાગનો પણ તફાવત ચાલતો નથી. પથ્થર ઘડતાં પહોળાઈમાં કે ઊંચાઇમાં દોરા જેટલો ફેરફાર થઈ જાય તો આખો ઘાટ-પથ્થર રદ કરવો પડે છે. શિલ્પશાસ્ત્રની ગણતરીમાં જરા પણ ફેરફાર ચાલી શકતો નથી અને એના અભ્યાસી આવીને કોઈ જાતનો 'વેધ' કાઢે તો ઘડનાર કારીગર કે મીસ્ત્રીને નીચું જોવું પડે છે તેમજ કરેલ કામ ઉખેડી નાખવું પડે છે. અહીં **વેધ** એટલે શાસ્ત્રીય દોષ સમજવો. એ શિલ્પ સાહિત્યનો પારિભાષિક શબ્દ છે. જેણે કોઇ દેરાસરનાં ચાલતાં કામો જોયાં હોય અને તેને લગતી શિલ્પચર્ચા સાંભળી હોય તો ઘણી વાર ભારે જમાવટ થતી જોવામાં આવે છે. એ વખતનું એ વિષયમાં રસ લેનારાઓનું ગાંભીર્ય એટલું હોય છે કે જોનારને સાનંદાશ્ચર્ય થાય.

વળી એ પ્રત્યેક વેધ સાથે સાંસારિક સંપત્તિનો આધાર રહે છે. અમુક ભીંત ગળે કે દ્વારની સાખ ગળે તો નિર્વંશ જાય, ધનહાનિ થાય, આબરુ જાય, સગાંસ્નેહી ગરીબ થઇ જાય અથવા રાજ્યમાન વધે, પુત્ર પુત્રીઓ થાય, ધન સંપત્તિ બેવડી કે દશગણી થઇ જાય .વિગેરે વાતો જોડાયલી હોય છે. આ વાતનો તથ્યાંશ આપણે જોવાનો નથી અને એની ચર્ચા

અત્ર અપ્રસ્તુત છે. અમુક દ્વારની સામે બરાબર દ્વાર આવવું જ જોઈએ, એની પાછળ કેટલીક વાર તંદુરસ્તીના ધોરણો પણ હોય છે અને દરેક નિયમની પાછળ સજા ( sanction ) હોય તો લોકો દૈવી બાબત માનીને ચાલે તો સીધા રહે છે. એ સર્વ ભારે આનંદ આપે તેવો વહેવારુ અને શિક્ષણીય વિષય છે અને એની ચાલતી ચર્ચા વખતે થતી ગરમી જોઈ હોય તો ભારે નવાઈ પમાડે તેવી હોય છે. પણ આપણો તે વિષય નથી. મેં આવી અનેક ચર્ચાઓ સાંભળી છે. અત્રે વાત એ છે કે–આવી રીતે હકીકત હોવાથી ચીવટપૂર્વક શાસ્ત્રીય પદ્ધતિએ કામ લેવાનું હતું અને તે વાતમાં સર્વ કામ લેનારા, કરનારા અને કરાવનારા-માનનારા હતા.

જ્યારે દેરાસરનું કામ નીચેથી શિખરની બાંધણી સાથે લેવાનું હોય છે ત્યારે ગણતરી ખૂબ રાખવાની હોય છે. કેટલાક મંદિરને શિખર ઉપરના ભાગથી લેવામાં આવે છે, જ્યારે કેટલાક નીચેથી જ શિખરબંધ હોય છે. એમાં પથ્થર પર આખા પથ્થર ગોઠવવાના નથી હોતા, પણ દરેક પથ્થર ઘડી, એનો આકાર કરી, એને શાસ્ત્રીય પદ્ધતિ પ્રમાણે ગોઠવવાનો હોય છે. એમાં ગણતરી કેટલી રાખવી પડે છે તે એવા દેરાસરનું કામ જોવાથી જ જણાય.

એ ઉપરાંત લેવલ જાળવવું પડે, દ્વાર સામે દ્વાર લાવવાં પડે, એમાં એક દોરા જેટલો તફાવત ન થાય, મૂળનાયકની નાસિકા પ્રવેશદ્વારમાં અમુક સ્થળે લાવવા માટે ગણતરી રાખવી પડે. દ્વારના આઠ ભાગ કરી સાતમા ભાગના આઠ ભાગ કરી તેના સાતમ ભાગે દૃષ્ટિ રખાય. અને એ ઉપરાંત પ્રવેશ દ્વારની

દિશા, મૂળનાયકની દૃષ્ટિ, સામસામે મંદિર હોય તો બન્ને સ્થાનનાં મૂળનાયકોની દૃષ્ટિનો મેળ, મૂળ ગભારા અને રંગમંડપના માપ, દેરીઓની વ્યવસ્થા, ગુંબજ(ડોમ)ની ગણતરી, ત્રણ શિખર, પાંચ શિખરની વ્યવસ્થા વિગેરે અનેક બાબત જોવાની હોય છે અને એકાદ ભૂલ થાય તો ભારે વિમાસણ, મોટી ચર્ચા અને પૈસાની બરબાદી થાય છે. આ સર્વ હકીકતમાં પાકી શ્રદ્ધા ધરાવનારની સાથે જ્યારે કામ લેવાનું હોય છે ત્યારે ઘણી સંભાળ રાખવાની હોય છે અને કોઈ પણ બાબતમાં એક દોરાવા પણ ફેરફાર થયો નથી એ ચીવટપૂર્વક જોવાનું હોય છે. એની સાથે ઘણી લૌકિક માન્યતાઓ પણ હોય છે. ગરભ ગળે એટલે સામસામા દ્વારમાં જરા પણ નાના મોટા કે દિશા–ખૂણા ફેર થાય કે મૂળનાયકની ગાદીનું સ્થાન પ્રવેશ દ્વાર સાથે સરખામણીમાં જરા ઊંચું–નીચું થઈ જાય તો તેમાં નાયકને બેસાડનારનું ખેદાનમેદાન થઈ જાય એવી એવી અનેક માન્યતાઓ છે. આ સર્વ બાબતોમાં મોતીશાહ શેઠના કારીગરો નિષ્ણાત હતા. શેઠનો હુકમ બરાબર શાસ્ત્રીય પદ્ધતિએ જ કામ લેવાનો હતો.

**બાંધકામ.**

પ્રથમ કાર્ય કુંતાસરનો ગાળો–તળાવ પૂરવાનું હતું. તેની સાથે દેરાસરોના પાયા તળાવના તળીઆની નીચેથી લેવાતા હતા, એટલે એમાં જ ગણતરી પાકી લેવાની હતી. મૂળનાયકની નીચેના ભાગમાં બ્રહ્મરંધ્રમાં કોઈ જાતની અશુચિ કરે તેવો પદાર્થ ન આવવો જોઈએ. એક હાડકાનો ટુકડો કે બાલ પણ ન આવવો જોઈએ, એ પાયાને બને તેટલો નીચેથી લેવો જોઈએ

અને એના પ્રત્યેક પથ્થરના માપ પ્રથમથી નક્કી કરી તે પ્રમાણે પ્રત્યેક પથ્થર ઊંચાઈ, પહોળાઈ કે આકારની બાબતમાં જરા પણ ફેરફારવાળો ન હોવો જોઈએ. એની સાથે દેરાસરમાં પાણીના સંગ્રહ માટે મોટાં ટાંકાં બાંધવાનાં હતાં, ચોમાસાનું નિર્મળ જળ સંગ્રહ કરી રાખી પ્રક્ષાલન માટે ભરી રાખવા માટે કૂવા જેવું સ્થાન કરવામાં આવે છે તેને 'ટાંકાં' કહે છે અને પ્રત્યેક મોટા દેરાસરમાં એવાં ટાંકાં–એક કે વધારે હોય છે. મોતીશાહ શેઠની ટુંકનાં ટાંકાં કારીગીરી અને સ્થાપત્યના નમૂના છે. એ ઉપરાંત દેરાસરમાંથી પખાળનાં જળને અને ચોમાસાના વરસાદનાં પાણીને બહાર કાઢવા માટે નીક કરવાની હોય છે. એની વ્યવસ્થા પણ આ ટુંકમાં બહુ મજાની કરવામાં આવી છે. મુસાફર–યાત્રાળુને પીવા તથા સ્નાન કરવા માટે કુંડ કરવાનો હોય છે. ટાંકાં તથા કુંડ બને તેટલા વિશાળ કરવાના હતા જેથી એકાદ વષ ચોમાસું નિષ્ફળ જાય કે મોળું વર્ષ થાય તો પણ પાણીની અગવડ ન રહે. પાણીના સંગ્રહ અને નિકાસ માટે આવા પ્રકારની વ્યવસ્થા કરવાની હતી અને તેની યોજના પ્રથમથી જ કરવાની હતી જેથી કામ થઈ ગયા પછી નકામી ભાંગતોડ ન થાય. યાત્રીઓને સ્નાન કરવાની પણ વ્યવસ્થા પ્રથમથી કરવાની હતી. યોજનાપૂર્વક કરેલા મોતીશાહની ટુંકના બાંધકામમાં આ વ્યવસ્થા બહુ સુંદર અને શાસ્ત્રીય પદ્ધતિએ કરવામાં આવી છે.

કામ કરનાર કારીગરોની બહુ મોટી સંખ્યાની જરૂર હતી. તળીઆ સુધી પાકા પાયા સાથે કામ લઈ આવવું અને પછી તેના પર અનેક દેરાસરો, ભમતીની દેરીઓ, રાયણ પગલાં

તૈયાર કરવાં અને તે કામમાં જરા પણ શાસ્ત્ર, સંપ્રદાય, શિલ્પ કે સ્થાપત્યના નિયમોનો વાંધો ન આવે તે રીતે એ કામ લેવાનું હોઈ એનો મુખ્ય ભાર સૂત્રધાર રામજીને માથે નાખવામાં આવ્યો હતો. આટલો મોટો ભાર વહન કરવાનું તેણે માથે લીધું. મોતીશાહ શેઠ તથા તેના સલાહકાર મંત્રી, મુનીમ અને પ્રધાનોને તેની આવડત, કુશળતા અને કાર્યશક્તિ પર પૂરતો વિશ્વાસ હતો.

આવું મહાભારત કામ ઉપાડવા અને પાર પાડવા માટે ધ્રાંગધ્રા, હળવદ અને વઢવાણથી સોમપુરા કારીગરો જે **સલાટ**ના નામથી ઓળખાય છે તેને મોટી સંખ્યામાં બોલાવવામાં આવ્યા હતા. તે સંખ્યા ઓછી પડતાં જામનગર, રાજકોટ, ગોંડળ, જુનાગઢ, ધોરાજી, અમરેલી વગેરેથી બીજી કોમના કારીગરોને બોલાવવામાં આવ્યા. એવા કડિયા કારીગરોની સંખ્યા પણ મોટી હતી. આ દેરાસરનો પાયો ભરવામાં અને શાસ્ત્રીય પદ્ધતિએ ઘડતર અને બાંધકામ કરવામાં અગીઆર સો કારીગરો અને ત્રણ હજાર મજૂર રોકાયા હતા એવો ઉલ્લેખ મળી આવે છે.

આ ટુંક બાંધવાના કામની શરૂઆત કરી ત્યારથી પ્રતિષ્ઠા સુધીમાં સાત વર્ષ કામ ચાલ્યું તે સમગ્ર સમયમાં હજારો કારીગરો અને મજૂરો રોજી મેળવતા હતા.

અગાઉ વસ્તુઓ–જરૂરી ચીજના ભાવ અને કારીગર વર્ગની આવક ખર્ચ સંબંધી કેટલીક હકીકત જણાવી છે તે પરથી કારીગર વર્ગની સ્થિતિનો થોડો ખ્યાલ આવ્યો હશે. શેઠ

મોતીશાહ અને એમના પ્રધાન કાર્યકરોની ઇચ્છા કારીગરોને ખૂબ સંતુષ્ટ રાખવાની હતી અને પગાર એવો સારો આપવાની વૃત્તિ હતી કે એમાં વણિકબુદ્ધિને સ્થાન ન હોતું. એના કારીગરો અને મજૂરો ઘણા સુખી અને ચીવટથી કામ કરનારા હતા અને દૂર દેશથી ખેંચાઇને કમાવા સારુ પાલીતાણે આવતા હતા. દરેક કારીગરને તથા મજૂરને દરરોજ સાંજે અનાજ શેર બે, ઘી શેર પા, ગોળ શેર અડધો અને કઠોળ શેર પોણો આપવામાં આવતું હતું અને પીવા માટે તમાકુ આપવામાં આવતી હતી તદુપરાંત રોકડ પગાર પણ મળતો હતો.

મજૂરી તથા કારીગરોના પગારના દર નોંધવા જેવા છે. મોટી વયના મજૂર(દાડીયા)ને દરરોજનો દોઢ આનો આપવામાં આવતો હતો અને તે ઉપરાંત ઉપર જણાવેલ 'પેટિયું' (અનાજ, ઘી, ગોળ) આપવામાં આવતું હતું. તે વખતની જનતાની આર્થિક પરિસ્થિતિમાં આ પગાર ઘણો ઉદાર ગણાય તેવી જનતાની સ્થિતિ હતી. પગારની રકમમાં ખરીદશક્તિ કેટલી છે તે પર તેનો આંક બંધાય છે. રૂપીઆ આના પાઇ તો વસ્તુ ખરીદી માટે વચ્ચે ધરવાનું મધ્યસ્થકેંદ્ર હોઇ તેની ખરીદીશક્તિ પર તેની ગણતરી કરવાની છે, એ તો અર્થશાસ્ત્રનો જાણીતો સિદ્ધાંત છે. સં. ૧૮૮૮ ના દુકાળના વર્ષમાં ઘીનો ભાવ મણના રુપિયા ૧૧) હતો. એવા ભાવની અત્યારે તો કલ્પના પણ ન આવે. એટલે કારીગરો તથા મજૂરોને ઉદારભાવે પગાર આપવામાં આવતો હતો એમ જણાય છે. એનો ખરો ખ્યાલ કરવા માટે આપણે સૂત્રધાર રામજીનો પગાર વિચારવા યોગ્ય છે.

આ સૂત્રધાર રામજી જેણે કુંતાસરનું તળાવ કે ગાળી

પૂરવાની યોજના તૈયાર કરી હતી તેનો શેઠ મોતીશાહ સાથે પ્રથમ પરિચય સં. ૧૮૮૪ માં થયો હતો અને શેઠ તેના શિલ્પજ્ઞાનથી રાજી થયા હતા. એની પાસે સં. ૧૮૮૪ ના ઉનાળામાં શ્રી પાયધુની ગોડીજી મહારાજના મંદિરનું કામ શેઠે કરાવ્યું હતું અને સં. ૧૮૮૫ ના માગશરમાં ભાયખલાના દેરાસરની પ્રતિષ્ઠા થઇ ત્યારે તેને મહાજનની હાજરીમાં મોટો શિરપાવ અને ઇનામ આપ્યા હતા. આ સૂત્રધાર રામજી પર આખી યોજના તૈયાર કરવાનો અને તેને અમલમાં મૂકવાનો ભાર હતો, છતાં તેનો માસિક પગાર રૂપીઆ પંદર હતો. જ્યારે સૂ. રામજી પોતાના છોકરા સાથે મુંબઈમાં કામ કરતો હતો ત્યારે બંનેને મળીને માસિક પગાર રૂ. ૫૦) પચાસ આપવામાં આવતો હતો એવો એક પત્રમાં ઉલ્લેખ છે. એ પગાર તો ઘણો-વધારે પડતો ઉદાર હતો એમ સાથે જ જણાવવામાં આવે છે. સૂત્રધાર રામજી કાર્યકુશળ હતો તે ઉપરાંત તેણે ભાયખલામાં ખાત મંડાવ્યા પછી શેઠને સંપત્તિની સારી વૃદ્ધિ થઈ હતી, એ માન્યતા પણ પગારની રકમમાં વધારો થવાના કારણભૂત હતી, એમ સાથે જ ઉલ્લેખ હતો. હુશિયાર કારીગરને તે વખતે દરમાસે રૂપીઆ સાડાસાત આપવામાં આવતા હતા. અને આગળ જણાવ્યું તેમ દાડીના દરરોજ છ પૈસા (દોઢ આનો) મોટા પુરુષ મજૂરને મળતા હતા. અર્થશાસ્ત્રમાં પગારની ગણતરી તેની ખરીદશક્તિ પર આધાર રાખે છે એટલે પગારની રકમ અત્યારની રકમ સાથે સરખાવવા યોગ્ય નથી.

પરંતુ શેઠ મોતીશાહમાં માણસોને આકર્ષણ કરવાની અદ્-ભુત શક્તિ હતી. એનો એક જ દાખલો આપવાથી આ વાતનો

બરાબર ખ્યાલ આવી જશે. ભાયખલાના દેરાસરની પ્રતિષ્ઠા વખતે (સં. ૧૮૮૫ માગ૦ શુદ ૬) રામજી સ્થપતિને ખૂબ ઇનામ આપ્યું તેનું વર્ણન કરતાં એ પોતે જણાવે છે કે–એને 'સુંડલી ભરીને' ઘરેણાં આપ્યાં. ઘણાખરા કારીગરો દેવાદાર હોય છે, તેમ એ રામજી સૂત્રધારને શિહોરવાળા મેતા મેરાજ શામળાનું દેવું હતું. કારીગરોની પેદાશ આમ તો સારી હતી, પણ એ બચત જાળવી ન રાખતા–ખરચ કરી નાખતા અથવા પોતાની કળા પર ભરોસો રાખી અગાઉથી દેવું કરી બેસતા. આટલો તફાવત ગણતરીબાજ વાણીઆ અને કુશળ કારીગર વચ્ચે રહેતો અને બારીક અવલોકનથી જોવામાં આવશે તો આજે પણ ઘણીખરી તેવી જ સ્થિતિ જોવામાં આવશે. સૂત્રધાર રામજીને વિચાર થયો કે–જો એ દાગીના લેણદાર મેરાજ મેતાને દેવા પેટે આપવા જશે તો તેને મોઘમ (અનિશ્ચિત) વસ્તુ માની એની ખરી કિંમતથી અરધી રકમ પણ જમા નહિ આપે, કારણ કે ધીરધારનો ધંધો કરનાર (money-lender) તો દરેક પ્રસંગે કસ કાઢવાની કળામાં કુશળ હોય છે. આ વાતનો વિચાર કરી રામજી સૂત્રધારે એ દાગીના મુંબઇમાં જ વેચી આપવા માટે મુનીમ વીરચંદભાઇને વાત કરી. શેઠ મોતીશાહને કોઇ કારણે આ હકીકતની ખબર પડી ગઇ એટલે એમણે સલાટ રામજીને બોલાવીને ઠપકો આપ્યો. 'મારો સ્થપતિ, મારા ઇનામમાં આપેલા દાગીના, મારા ગામમાં વેચે એમાં મારી આબરુ શી? એ ઇનામની રકમ તો અનામત જ રહે.' એમ જણાવી શેઠે મેરાજ મેતા પર આખી દેવાની રકમની ચીઠ્ઠી લખી આપી અને રામજી સૂત્રધારનું કુલ દેવું પોતે ચૂકવી આપ્યું.

તે વખતમાં નોકરની બાબતમાં જનતાનો આવો ખ્યાલ હતો, જે માણુસને પોતાનો માન્યો, તેના સર અવસર, અગવડ કે આપત્તિ વખતે શેઠીઆ જાતે ચીવટ રાખતા, નોકર મુનીમ કે ગુમાસ્તાની આબરૂ જાય તો તેમાં પોતાની આબરૂ ઓછી થાય છે એવો શેઠ અને નોકરનો પરસ્પર પ્રેમભાવ હતો. શેઠ નોકરને ત્યાં અવસર આવે તો તેનો ખરચ કાઢી આપતા અને નોકર શેઠનું માથું દુઃખવા આવે તો ચાંપવા બેસી જતો. શેઠ અને નોકર વચ્ચે એકતા હતી, કૌટુંબિક ભાવના હતી અને શેઠની નજરે નોકર સુખી થાય તેવી ઇચ્છા અને નોકરની નજરે શેઠની આબાદી વધતી જાય એવી ભાવના રહેતી હતી. કહે છે કે–શેઠ મોતીશાહે આપેલા તે વખતના દાગીના અત્યારે પણ રામજી શિલ્પકારના પ્રપૌત્રોએ જાળવી રાખ્યા છે અને એનાં વાઘમોરનાં કડાં અત્યારે પણ પરંપરાગત જાળવવાની ચીજોમાં આનંદથી સ્થાન લે છે અને એને પહેરવામાં કે અન્યને બતાવવામાં કુટુંબનું ગૌરવ માનવામાં આવે છે.

હજારો કારીગરો અને મજૂરોથી પર્વત હલમલી રહ્યો હતો. જે સ્થાન પર હાલ નરશી કેશવજીની ધર્મશાળા છે ત્યાંથી માંડીને ગુજરાતી નિશાળ સુધીના ઉઘાડા ચોકમાં માંડવા નાખી ઘડતરનું કામ ત્યાં ચાલતું હતું. ત્યાં હજારો કારીગરો દરરોજ સવારથી સાંજ સુધી પથ્થર ઘડતા હતા. મજબૂત પથ્થર ધ્રાંગધ્રા અને રાજુલાથી મંગાવવામાં આવતા હતા. ઘડેલા પથ્થરો મજૂરના માથા પર ડુંગર પર ચઢાવવામાં આવતા હતા. મોટા આમલસારા તથા લાંબા પથ્થરને ઉપર ચઢાવવા માટે

સાંગડા, ડાળીઓ તથા મંચની ગોઠવણ કરવામાં આવી હતી. હાલ જ્યાં પુરબાઈની ધર્મશાળા છે ત્યાં લગભગ ચોવીશ ફીટ ઊંચો એક ધજાગરો તૈયાર કરવામાં આવ્યો હતો. એ ધજાગરો એ મોતીશાહના કારખાનાનો ધર્મધ્વજ હતો. એની આસપાસ એક નાનકડા ગામડા જેટલા કારીગરો અને મજૂરો વર્ષો સુધી કામ કરી રહ્યા હતા. એ સ્થાન પર તો સં. ૧૮૮૮ થી ૧૯૦૦ સુધી કામ ચાલ્યું, બાલાભાઈ તથા હેમાભાઈની ટુંકનું કામ પણ ત્યાં જ ચાલ્યું હતું તે વાતથી ચોકખું થાય છે.

ત્રણ હજાર મજૂરો ઉપર અને નીચે માલ લાવવા લઈ જવામાં રોકાયલા હોઇ પાલીતાણા શહેર તો પંદર વર્ષ સુધી મધપુડાની જેમ ગાજી રહ્યું હતું. દેશ પરદેશના મજૂરો પણ ત્યાં કમાવા માટે મોટી સંખ્યામાં ઊતરી પડ્યા હતા અને આખા દેશમાં મુંબઈવાળા મોતીશાહ શેઠના નામના ડંકા વાગતા હતા.

તે વખતે તો મોતીશાહના નામ પર અનેક રાસડા અને ગીતો રચાયા હતા. એક ભરવાડનું ગીત હજુ પણ ગવાતું મને મળી આવ્યું છે, તે પરથી મોતીશાહ શેઠની ઉદારતાએ જનતાને કેટલી મુગ્ધ કરી દીધી હશે તેનો સાદી ઘરગથ્થુ ભાષામાં ખ્યાલ આવે છે. એ રાસડા પરથી જણાય છે કે–કામ કરવા માટે સામે કાંઠેથી–મુંબઇ કોંકણથી ઘાટી મજૂરોને પણ બોલાવ્યા હતા અને તળાજેથી મજુરો પણ કમાવા આવ્યા હતા. એ રાસડામાં 'કોળી' મજૂરની મહત્તા બતાવી છે તે તો મનુષ્ય સ્વભાવની મોટાઈ લેવાની રીત હશે, પણ એ પરથી જણાય છે કે મજૂરો સર્વ વર્ગના રાખવામાં આવ્યા હતા અને

મજૂરો આનંદથી કામ કરતા હતા. આંખાની નીચે ઊંઘનાર મજૂરથી કામ ચાલે નહિ, એવી એમાં વાત કરી છે તેની સાથે 'આંખાની ડાળે હીંચકા બાંધ્યા.' એ વાત વાંચતા શબ્દ-ચિત્ર નજર સન્મુખ ખડું થઈ જાય છે અને મજૂર વર્ગ ખૂબ સંતુષ્ટ હશે અને શેઠ મોતીશાહની ઉદારતાના વખાણ હૃદય-પૂર્વક કરતા હશે એમ જરૂર લાગ્યા વગર રહે તેમ નથી. એમાં કુંતાસરને પૂરવાના કામથી શરૂ કરીને પ્રતિષ્ઠા મહોત્સવ સુધીના કામની વાતોનો ઈશારો કર્યો છે તે પરથી જણાય છે કે એને બનાવનાર ભરવાડે બાંધકામના સાત વર્ષનો અનુભવ સાદી ભાષામાં ચીતરી નાખ્યો છે.

સં. ૧૮૮૮ ના ચોમાસામાં વરસાદ ઓછો પડ્યો એટલે પાણીની તાણ પડી ગઈ. તે વખતે બાંધકામ માટે શેત્રુંજી નદીથી પાણી મગાવ્યું. તે વખતે એક હાંડા પાણીના ચાર આના મજૂરીના આપવામાં આવતા હતા એવો ઉલ્લેખ મળી આવે છે. શેત્રુંજીને રસ્તેથી ઉપર આવવાની અલગ 'પાગ' માર્ગ છે, જરા વિષમ છે, પણ એમાં વાત એ છે કે શેત્રુંજીથી પાણીના હાંડા ચાર આના ખરચી પાણી મંગાવ્યું, પણ કામ અટકવા ન દીધું. એક હાંડામાં ચાર ગેલન પાણી સમાય, એટલે હજાર ગેલનના રૂા. ૬૨—૮—૦ થયા, એટલે શહેરના લોકો પણ પાણીના ભાવનો કયાસ કરી શકશે. પેલા રાસડામાં પણ 'શેત્રુંજીનાં પાણી મંગાવ્યા' નો ઉલ્લેખ છે. આ હકીકત કામની ધગશ, ઉદારતા અને શીઘ્રતા બતાવે છે.

આજૂબાજૂથી—આદિપુર, ઘેટીથી મજૂરોને બોલાવવામાં આવ્યા, આંગધ્રા, પોરબંદરથી સલાટો તેડાવ્યા, સામે કાંઠેથી ઘાટીઓને

બોલાવ્યા અને એ રીતે પાયાથી મંડાણ માંડીને ખૂબ ઉત્સાહથી બાંધકામ શરૂ કરાવ્યું. ખાતમુહૂર્તથી માંડીને અવારનવાર શેઠ કામ જોવા પાલીતાણે આવતા ગયા. આ કામમાં શેઠ મોતીશાહના મુખ્ય કાર્યવાહક અને પ્રધાન સલાહકાર શ્રીયુત અમરચંદ ખીમચંદ દમણી અને પોલેશવાળા મુનીમ વીરચંદ ભાઇ હતા. ગોઘારી કલ્યાણજી કહાનજીના પુત્ર દીપચંદભાઇ જે બાલાભાઇના નામથી પ્રસિદ્ધ છે એ પણ કામમાં ખૂબ સહાય અને સલાહ આપતા રહ્યા અને એ રીતે મંદિર બંધાવવાનું કામ શરૂ થયું. એક વાત ખાસ ધ્યાનમાં રાખવા જેવી છે કે– તળાવ પૂરીને તે પર કામ લેવાનું નહોતું, ભરણી ભરીને મુંબઇના પરાઓ કે મરીન ડ્રાઇવની પદ્ધતિએ કામ કરવાનું નહોતું, જમીનમાં ખાડા પાડી તે પર સીમેન્ટના પોલ નાખી તે પોલ પર દેરાસર કરવાનું નહોતું. આ દેરાસરોમાં તો સેંકડો વર્ષ ચાલે તેવા મજબૂત પથ્થરના પાયાથી કામ લેવાનું હતું તેથી પાયા કુંતાસરમાં નાખ્યા અને કામ એવું મજબૂત કર્યું છે કે થોડા વર્ષ પર એ ટુંકના ચોકમાં આરસ બાંધવો ઠર્યો ત્યારે ધાબાને તોડતા ટાંકણાં તૂટી જતા હતા, પણ ધાબાને તોડવો મુશ્કેલ પડતો હતો. અત્યારે દેરાસર–ટુંક બંધાયાને સો વર્ષ થયા છે, પણ એક કાંકરી ખસી કે ઢીલી પડી હોય તેમ લાગતું નથી.

આવી રીતે ખૂબ ઉત્સાહથી પૈસાની ગણતરી રાખ્યા વગર કામ શરૂ કરાવવામાં આવ્યું. ઘણી ગણતરીથી, ખૂબ ચીવટથી અને પૈસાના ખરચના હિસાબ વગર આ રીતે ટુંક રચનાનું કામ શરૂ કરવામાં આવ્યું અને એ કામ જેમ બને તેમ જલદી

પણ ગેરવ્યાજબી ઉતાવળ કર્યા વગર આગળ ધપાવવાનું ફરમાવવામાં આવ્યું. જ્યાં પથ્થર રાજુલા, ધ્રાંગધ્રા તથા પોરબંદરથી મંગાવવાના હોય, આરસ મારવાડ–મકરાણાથી મંગાવવાના હોય અને મજૂરો દેશ–દેશાવરથી તેડાવવાના હોય ત્યાં વખત તો જરૂર લાગે. તે વખતે ગાડાંની મારફત જ માલ લાવવાનાં સાધનો હતા. નહોતી તે વખતે રેલ્વે ને વેગનો, કે મોટરની લોરીઓ. આ રીતે પથ્થર, મજૂરી સર્વ દૂરથી મગાવી તે પર કામ કરી તે પથ્થરને પાલીતાણામાં ઘડવાના હતા અને ડુંગર પર ચઢાવવાના હતા. તે સાથે અત્યારે જે પ્રકારે વિગતવાર પ્લાનો તૈયાર થાય છે તે પ્રકારની પદ્ધતિ નહોતી. પ્લાનો કાચા તૈયાર થતા અને તેને ‘ નકશા ’ કહેવામાં આવતા, પણ એમાં સ્કેલ–માપ બરાબર ન હોઈ, વારંવાર ગૂંચવણ થતી. અને મુદ્દાની વાત એ છે કે–શેઠને તથા સૂત્રધારને શિલ્પના નિયમો જાળવી કામ લેવાનું હતું. એના પ્રત્યેક પથ્થર, કુંભી, કળશ અને દોરે દોરાના વલણ અને લઢણ શાસ્ત્ર સંપ્રદાય પ્રમાણે કરવાના હતા. સો વર્ષ પહેલાં પોતાની જાતને મૂકી કલ્પના કરીએ તો દૂર દેશના કાઠિયાવાડમાં, તેના નાના ગામ પાલીતાણામાં, તેમાં પણ ઊંચા ડુંગર પર તળાવ પૂરી તે પર દેરાસરોની હારમાળા બાંધવી અને તે કામ પાર પાડવામાં ગમે તેટલી અગવડ પડે તેનો ખ્યાલ ન કરતાં ચીવટથી કામ ધપાવ્યે રાખવું એ અતુલ્ય આત્મશ્રદ્ધા, ધર્મશ્રદ્ધા અને આંતર વીર્ય બતાવે છે.

ડુંગરની અને વાતાવરણની પવિત્રતાને અંગે પણ ખૂબ ચીવટ રાખવામાં આવતી હતી. એવો એક બહુ અસરકારક

દાખલો મળી આવ્યો છે તે જાણવા જેવો હોઇ ખાસ નોંધી લીધો છે. મોતીશાહ શેઠે ભાયખલાના દેરાસરમાં સ્થાપન કરવા માટે એક ગજ ઊંચા ચૌદ પ્રતિમાજી અમદાવાદથી મુંબઈ મંગાવ્યાની હકીકત આગળ આવી ગઈ છે પણ શેઠને પ્રતિમાજી ભરાવવાનો વિચાર ન હતો. એમની ભાવના હજારો પ્રતિમાની પ્રતિષ્ઠા કરાવવાની હતી અને એમને પ્રતિમાજીના માપ અને આકાર માટે ખૂબ ચિંતા અને ચીવટ હતા. સમચતુરસ્ર સંસ્થાનના માપ પ્રમાણે હજારો પ્રતિમાજી ઘડાવવા અને તેમની આકૃતિ ‘પ્રશમરસનિમગ્ન’ લાગે, એના દર્શનથી શાંતિનું વાતાવરણ ચોતરફ ફેલાઈ જાય, એની સન્મુખ ઊભા રહેતા અહિંસા, સંયમ અને તપનાં તેજ ઝળકયા કરે, એવા કળાના નમૂના તૈયાર કરવાની હતી. ઉપરાંત એમણે જે ધોરણે દેરાસર બાંધવા માંડ્યા અને એમાં અનેક દેરાસરો બાંધી મોટી ટુંક કરવાની ધારણા કરી તેમાં જોઇએ તેટલાં તૈયાર આહ્લાદક પ્રતિમાઓ મળી આવે તેમ પણ ન હોવાથી તેમને નવા પ્રતિમાજીઓ બનાવવા સિવાય માર્ગ પણ નહોતો.

આ હિસાબ અને ભાવના મનમાં રાખી તેમણે પ્રતિમાજી બનાવનાર ખાસ નિષ્ણાત કારીગરો બોલાવ્યા. જયપુર અને મારવાડ–મકરાણાના પ્રદેશથી તજ્જ્ઞોને મોટા પગારે રોકી લીધા અને પ્રતિમાજી તૈયાર કરવા માટે મકરાણાથી મોટા નાના આરસના પથ્થરો મંગાવ્યા. શેઠ અને એમના કાર્યવાહકોએ

પ્રતિમાઓ શાસ્ત્ર સંપ્રદાય પ્રમાણે બનાવવાની ખાસ વરદી આપી, એનાં માપ નક્કી કર્યાં, અને સાથે એની મુખાકૃતિ અતિ સુંદર કરવાનો આગ્રહ દાખવ્યો. એમણે જે પ્રતિમાઓ તૈયાર કરાવ્યા તે કળા, માપ અને સૌંદર્યના નમૂના છે. એ ધારીને જોવાથી ખબર પડે તેમ છે. એમના પ્રત્યેક પ્રતિમાજીના નખો પણ બરાબર દેખાય છે. પ્રતિમાના એક નિષ્ણાત સાથે મારે એક વાર શત્રુંજય પર દરેક સ્થળે તેની સાથે ફરવાનું થયું હતું. તેણે કળા અને સ્થાપત્ય તથા શિલ્પની નજરે અનેક પ્રતિમાઓ–બિંબો નીહાળ્યાં, એમાં એને મોતીશાહ શેઠના મંદિરના પ્રતિમાજી જોઈ ખૂબ આનંદ થયો. મોતીશાહ શેઠની પ્રતિમામાં ઊંચાઈ અને મુખાકૃતિની સરખાઈ એની નજરે ખૂબ જણાઈ આવી અને એ જૈનેતર હોવા છતાં ય તે પ્રતિમાઓની એણે મુક્ત કંઠે પ્રશંસા કરી.

એણે સેંકડો પ્રતિમાઓ જોઈ, મોતીશાહ શેઠની ટુંકમાં ખૂબ ધ્યાન રાખીને પ્રતિમાજી જોઈ, એમાં એને મોતીશાહ શેઠની ટુંકના મુખ્ય મંદિરના મૂળનાયકજી ખૂબ માપસર અને આકર્ષક મુખાકૃતિવાળા લાગ્યા. એથી પણ વધારે સુંદર મોતીશાહ શેઠના મુખ્ય મંદિરની સામે પુંડરીકસ્વામીની પ્રતિમાજી એણે આખા શત્રુંજય પરની સર્વ પ્રતિમાઓમાં અગ્રસ્થાને મૂકી. એમાં નખની આકૃતિ, એનું માપ, એના નાક તથા ગાલ અને કાન, એની આંખોનો ઉઠાવ–વિગેરે એને ખૂબ સુંદર અને આકર્ષક લાગ્યા. કળાની નજરે, માપની નજરે અને આકૃતિની નજરે એ નિષ્ણાતે એ પ્રતિમા ઘડનારની ખૂબ

પ્રશંસા કરી: ત્યાર પછી અનેક વખત એ પુંડરીકસ્વામીની પ્રતિમાજીના દર્શન કરતાં મને એ વાત યાદ આવી છે અને મનને આહ્લાદ થયો છે. કળાની દૃષ્ટિએ અને કળાના પૂજારીને ભાવે એ પ્રતિમાજીનો નખશિખ અભ્યાસ કરવા હું, વાચકમાંના જેમને ત્રાટક કરતાં આવડતું હોય તેને આ પ્રતિમાજી પર ધ્યાન સ્થિર કરવા સૂચના અને વિજ્ઞપ્તિ કરું છું. તેઓ સ્થળની શાંતિ, આકૃતિની મનોહરતા અને વાતાવરણની ભવ્યતાથી અનેરો અનુભવ કરી શકશે અને એવી સરખાઈવાળી મૂર્તિને ધ્યાનસ્થ કરવાથી જ્યારે જ્યારે તેને યાદ કરશે ત્યારે ત્યારે શાંતિના સામ્રાજ્યને તાબે થઈ પ્રશમરસમાં નિમગ્ન થઈ શકશે.

આપણો મુદ્દો પ્રતિમાજીની કારીગીરીનો નહોતો, પણ એને બનાવતી વખતે પવિત્રતા જાળવવાનો દાખલો બતાવવાનો હતો. તેને માટે હકીકત એમ છે કે-આ પ્રતિમાઓ બનાવતી વખતે દરેક ઘડનાર કારીગરે સ્નાન કરી, ધોયેલાં સફેદ વસ્ત્રો પહેરી, મુખમાં સુગંધી મુખવાસ રાખી, મુખકોશ બાંધી પ્રતિમા ઘડવાનો શેઠનો હુકમ હતો. પ્રતિમામાં ઇશ્વરત્વ તો પ્રાણપ્રતિષ્ઠા થયા પછી આવે છે, એટલે પથ્થરને ટાંકતી કે-ઘડતી વખતે શાસ્ત્ર નિયમ પ્રમાણે પવિત્રતા જાળવવાની ખાસ જરૂર નહોતી, પણ શેઠ મોતીશાહની માન્યતા એવી હતી કે-જે પ્રતિમાને આખરે આપણે નમવું છે, જેની પૂજા કરવી છે તેના ઘડતરના કામથી તેની પવિત્રતા જળવાવી જોઇએ. એ રીતે સેંકડો કારીગરોએ ચીવટથી કાર્ય કરી, પવિત્રતા જાળવી, શાંત વાતાવરણમાં, દેહની પવિત્રતાપૂર્વક પ્રતિમાઓનું ઘડતર કર્યું છે. શેઠને

એટલે સુધી ચીવટ હતી કે-પ્રતિમા ઘડતી વખત ઘડનાર કારીગરને પવન પણ છૂટવો ન જોઇએ, એમને ખાસ રસોડે જમાડવામાં આવતા હતા. એમના ખોરાકમાં વાયડા પદાર્થો બંધ કરવામાં આવ્યા હતા અને છતાં પવનછૂટ થાય, તો ફરી વાર સ્નાન કરવાની આજ્ઞા હતી. આ રીતે સુંદર વાતાવરણની વચ્ચે ખાસ નિષ્ણાતોને હાથે માપ અને નિયમ પ્રમાણે વર્ષો સુધી કામ ચલાવી લગભગ પાંચ હજાર નાનાં મોટાં જિનબિંબો તૈયાર કરાવવામાં આવ્યાં, જે અત્યારે સૌંદર્યના નમૂના, કળાના નમૂના અને કુશળ કારીગરોની બુદ્ધિના પ્રદર્શનો પૂરાં પાડે છે.



## મનોનિગ્રહ

મનોનિગ્રહ એક પરમ સાધન ક્રિયામાર્ગ છે. શ્રાવક યોગ્ય દેવપૂજા, આવશ્યક, સામાયિક, પૌષધ વગેરે તથા સાધુને આહાર, નિહાર, પ્રતિલેખન, પ્રમાર્જન, કાયોત્સર્ગ વગેરેમાં કાયાની શુભ પ્રવૃત્તિ. જેઓ ક્રિયા-માર્ગ તરફ કટાક્ષની નજરે જોતાં હોય તેમણે ખાસ કરીને યાદ રાખવું કે ક્રિયામાર્ગ એ પણ મનોનિગ્રહનું પરમ સાધન છે. પ્રવૃત્તિવાળા મનને જો નિરાંત મળી તો તે કંઇક પ્રકારનું તોફાન આદરી બેસે છે; તેને માટે ક્રિયા ઉપયોગી છે એટલું જ નહિ પણ જરૂરની છે.

—અધ્યાત્મકલ્પદ્રુમ.



પાલીતાણા શ્રી શત્રુંજયગિરિ ઉપર શેઠ મોતીશાની ટુંક.
સં. ૧૮૯૩

## ટુંકની અંદર દેરાસરો તથા દેરીઓની રચના.

શેઠ મોતીશાહ અમીચંદની ટુંકની રચના અજબ રીતે સુંદર બની છે. એનું ભવ્ય દશ્ય જોવાનું સ્થાન અદબદજીનો મંડપ છે. ત્યાં ઊભા રહીને થોડો વખત નિરીક્ષણ કરવામાં આવે તો ખરેખર એક દેવવિમાનનો વૈભવ નજર સન્મુખ ખડો થાય છે. બે ગાળી વચ્ચે ઊંડી ખીણ હતી, તે ખીણને પૂરી તેના પર કળા અને કારીગરીના આકર્ષક નમૂના ખડા કરનારની કળાની ભાવના નજરને ખેંચ્યા વગર રહે તેમ નથી. એ દશ્યનું વર્ણન કરવું કલમથી શકય નથી, એ તો નજરનો જ ખેલ છે અને જોયા વગર એનો ખ્યાલ આવવો મુશ્કેલ છે. એ ટુંકમાં દેરાસરોની હાર છે, તેનું સ્થાપત્ય, તેની સરખાઈ અને તેના શિખરોની વિવિધતામાં રહેલી એકતા જરૂર ધ્યાન ખેંચે તેવા છે અને દરેક દેરાસરની રચના વખતે એનો સર્વ-સામાન્ય દેખાવ એની ભૂમિકા પરથી સરખો લાગે તે ઉપરાંત ઉપરથી પણ તાલબદ્ધ લાગે એવી યોજના એમાંથી તરવરી આવે છે. જે વખતે એ દેરાસરોનાં શિખરો છોવરાવાઇને સફેદ થયેલાં હોય છે અથવા વર્તમાન યુગના સફેતા કે નવીન ચુના પ્લાસ્ટર લગાડેલ હોય છે ત્યારે એની ગગનચુંબિતા અને

આકર્ષક સફેતી ખરેખર એક ભવ્ય દૃશ્ય બને છે અને એના પર માત્ર કળાદૃષ્ટિએ નજર નાખવી એ એક જીવનનો લ્હાવો બને છે અને તેની સાથે જ્યારે ધર્મભાવના હૃદયમાં જાગૃત થતી હોય તેને તો એક જાતની અદ્ભુત શાંતિ અને આશ્ચર્ય સાથે ઉદ્‌ગાર નીકળી ગયા વગર રહેતો નથી કે—આવી ભવ્ય કલ્પના સેવનાર અને અમલમાં મૂકનાર ખરેખર સાચું જીવન જીવી ગયા અને અમર નામના મૂકી ગયા !

શેઠ મોતીશાહની ટુંકમાં દેરાસરો છે તેને લગતી ઉપલબ્ધ હકીકત અહીં દાખલ કરવામાં આવી છે. આ ઉપરાંત દેરાસર ફરતી ભમતીમાં ૧૮૭ દેરીઓ છે. એમાંની ઘણીખરી દેરીઓ દેરાસર તૈયાર થયા પછી બનાવવામાં આવી છે. એ ભમતીમાં પ્રતિમાજી બેસાડનારનાં નામો, પ્રતિમાજીની સંખ્યા અને બિંબપ્રવેશની તારિખની ઉપલબ્ધ હકીકત પરિશિષ્ટમાં મૂકવામાં આવી છે.

આ હકીકત ઈતિહાસરૂપે જાળવી રાખવાની ખાસ જરૂર હોઈ એને માટે નામાં કઢાવી, મહેનત લઈ લીસ્ટ તૈયાર કરી આપવા માટે શેઠ મોતીશાહ અમીચંદની ટુંકના કાર્યવાહકોનો આભાર માનતાં પ્રાપ્ત થયેલ હકીકતની વીગત માટે પરિશિષ્ટનો હવાલો આપવામાં આવે છે.

ટુંકમાં દેરાસરોને લગતી હકીકત પ્રાપ્ત થઈ શકી છે તે અત્ર જુદા જુદા સાધનોદ્વારા મેળવી છે, તેમાં પુરવણી થવાનો સંભવ છે.

( ૧ ) મોતીશાહ શેઠનું મધ્ય દેરાસર—મુખ્ય દેરાસર ત્રણ



પાલીતાણા શ્રી શત્રુંજયગિરિ ઉપર શેઠ મોતીશાની ટુંકનું
મુખ્ય દેરાસર.

ગભારાનું છે. એના શિખરમાં ત્રણ મજલા છે અને શિખર ત્રણ છે. આનો પરથાર ઘણો સુંદર, ઉભણી ભવ્ય અને બન્ને બાજુ ચોકીઓ છે. શિલ્પ-સ્થાપત્ય અને કળાની નજરે આ મુખ્ય દેરાસર નમૂનેદાર છે. એમાં મૂળનાયક શ્રી ઋષભદેવ-આદિનાથ પ્રથમ તીર્થંકર છે તથા રૂપા અને ધાતુના ૫ અને ૪ પ્રતિમાઓ છે. એમાં આરસના ૬૫ પ્રતિમાજીઓ છે. બન્ને બાજુએ અનુક્રમે શાંતિનાથ અને સુપાર્શ્વનાથની પ્રતિમાજીઓ છે. એ ઉપરાંત આ દેરાસરના રંગમંડપમાં ૐ હ્રીઁના આરસના ચાર ગોખલા છે. અને મૂળનાયકની સામે શેઠ-શેઠાણીના ગોખલા છે.

ૐમાં અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને મુનિના પ્રથમ અક્ષરની સંધિ થાય છે અને હ્રીઁમાં ચોવીશ તીર્થંકરના પ્રથમ અક્ષરની સંધિ થાય છે. અક્ષર વચ્ચે અનુક્રમે પાંચ અને ચોવીશ નાના પ્રતિમા સ્થાપેલા છે.

આ મુખ્ય દેરાસરના મૂળનાયકજીની ગાદી નીચે, નીચે પ્રમાણેનો લેખ છેઃ—

" श्रीसिद्धचक्राय नमः । संवत १८९३ प्रमिते वर्षे शाके १७५८ प्रवर्तमाने मासोत्तममाघमासे शुक्लपक्षे १० दशम्यां बुधवासरे श्रीपादलिप्तनगरे गोहिलवंशे श्रीप्रतापसिंघविजयि राज्ये श्रीमुंबइबिंदरवास्तव्य ओशवाळज्ञातीय वृद्धशाखायां नाहटागोत्रे शेठ अमीचंदजिद् भार्या रुपाबाई तत्पुत्र शेठ मोतीचंदजिद् भार्या दीवाळीबाइ तत्कुक्षीसमुद्भूति पुत्ररत्न श्रीशत्रुंजयतीर्थयात्राविधानसंप्राप्तश्रीसंघपतितिलक नवीनजिन-भवनबिंबप्रतिष्ठासाधर्मिकवात्सल्यादिस्वविचसफलीकृत सिंघ-नायक खेमचंदजी सपरिवारयुतेन श्रीसिद्धाचलोपरि श्रीआदि-

नाथबिंबं कारितं खरतरपीपलीआ गच्छेभ श्रीजिनदेवसूरिपट्टे श्रीजिनचन्द्रसूरिविद्यमाने सपरिवारयुते प्रतिष्ठितम् च. श्रीवृहत्खरतरभट्टारकगच्छे जं । यु । भ । श्रीजिनहर्षसूरिपट्टप्रभाकरंभ श्रीजिनमहेंद्रसूरिभिः ”

મૂળનાયકની જમણી બાજુએ શ્રી શાંતિનાથ મહારાજ જમણા ગભારાના નાયક છે. તેની ગાદી નીચે, નીચે પ્રમાણે ઉલ્લેખ છે.

“सं. १८९३ मिते शाके १७५८ प्रवर्तमाने माघशुक्लदशम्यां तिथौ बुधवासरे मुंबइबिंदरवास्तव्य ओशवंशे नाहटागोत्रे शेठ साकरचंद तत्पुत्र संघनायक शेठ अमीचंदेन श्रीशांतिनाथबिंबं कारितं खरतरपीपळीया गच्छे भ. । ज । यु । श्रीजिनदेवसूरितत्पटेभ श्रीजिनचन्द्रसूरिविद्यमाने सपरिकरसंयुते जंगमयुगप्रधानभट्टारक श्रीजिनमहेन्द्रसूरिभिः प्रतिष्टितं च. खरतरगच्छे पालीताणानगरे. ”

જે પ્રમાણે લેખ વંચાયો તે પ્રમાણે સુધારો કર્યા વગર છાપ્યો છે. એનો અર્થ એમ સમજાય છે કે–આ શાંતિનાથજી મહારાજના બિંબ મોતીશાહ શેઠના પિતા અમીચંદના આત્માના શ્રેયને માટે સ્થાપવામાં આવ્યા છે. સં. ૧૮૯૩ માં શેઠ અમીચંદ હૈયાત નહોતા એ તો ઉઘાડી વાત છે. જેના આત્મના શ્રેય માટે બિંબ સ્થાપના કરવામાં આવે તેમણે એ બિંબ સ્થાપ્યું એમ લખવાનો રિવાજ હશે એમ જણાય છે.

મુખ્ય દેરાસરના મૂળનાયકની ડાબી બાજૂના ગભારામાં નાયક તરીકે શ્રી સુપાર્શ્વનાથ મહારાજના બિંબની સ્થાપના કરવામાં આવી છે, તે એ જ પ્રમાણે શેઠ મોતીશાહના માતા રૂપબાઇ અથવા રૂપાંબાઇના આત્માના શ્રેય માટે સ્થાપવામાં

આવ્યા છે. સુપાર્શ્વનાથજીની ગાદી નીચે ડાબી બાજુના ગભારામાં દ્વારની સામે બિંબની ગાદી નીચે, નીચે પ્રમાણે લેખ મળી આવે છે:—

"श्रीसिद्धचक्राय नमः ॥ सं. १८९३ मिते शाके १७५८ प्रवर्तमाने मासोत्तमश्रीमाघमासे शुक्लपक्षे दशम्यां तिथौ बुधवासरे श्रीमुंबइबिंदरवास्तव्य ओसवंशे वृद्धशाखायां नाहटा-गोत्रे शेठ अमीचंदजिद् भार्या रुपबाइ श्रीसुपार्श्वनाथजिनबिंबं कारितं खरतरपीपळीआगच्छे श्रीजिनचंद्रसूरिभिः विद्यमाने जं । यु । भ । श्रीमहेंद्रसूरिभिः प्रतिष्ठितं खतरतगच्छे"

આ મુખ્ય મંદિરમાં શેઠ મોતીશાહની અને તેમના પત્ની દીવાળીબાઈની સંયુક્ત ઊભી મૂર્તિ છે. શેઠ શેઠાણીની મૂર્તિ નીચે નીચે પ્રમાણે લેખ છે.

"सं. १८९३ माघशित १० बुध श्रीमंबइ वा. ओशवाळ ज्ञातीय वृद्ध शा. नाहटागोत्रे शेठमोतीचंद सत् भार्या बाइ दीवाळीका मूर्ति शेठ खेमचंदे कारितं खरतरपीपलीआगच्छे."

રંગમંડપમાં પ્રવેશ કરતાં જમણા હાથ પર આ સંયુક્ત મૂર્તિ છે. શેઠ શેઠાણી પગે લાગી રહ્યા છે અને ભાવપૂર્વક કહે છે કે 'પ્રભુ! અમારાથી કાંઇ બની શકયું નથી.' એ ભાવ મૂર્તિ જોતાં બરાબર સમન્વય તેવો છે.

રંગમંડપમાં દાખલ થતાં ડાબી બાજુ પર માતા રૂપાબાઈ અથવા રૂપાબાઈની ઊભી મૂર્તિ છે. તે મૂર્તિની નીચે આ પ્રમાણે લેખ છે.

"सं. १९०३ नां शाके १७६८ ना प्र. माघमासे शुद्म् पक्षे ५ मी तीथौ भृगु वा. श्री मुंबइबंदरे वास्तव्य ओशाज्ञाति

नाहागोत्रे सा श्री प शा. मोतीचंद तस्य माजी बाइ रूपबाइनी सूर्ति भाइ क्षेमचंदेन भरावीतं. पटहत: खरतर पीपलीआ गच्छे भट्टारक श्री जिनमहेंद्रसूरीश्वरजी राजे. श्री. ”

એમ જણાય છે કે બિંબપ્રવેશ મહોત્સવ પછી દશ વર્ષે આ મૂર્તિ ગોખમાં પધરાવવામાં આવી છે. આ મૂર્તિ પધરાવવાનો વિચાર શેઠ ખીમચંદભાઇને પછી થયો હશે એમ અનુમાન થાય છે. પ્રતિષ્ઠા વખતે જે મહેંદ્રસૂરિ ખરતરગચ્છના આચાર્ય હતા તે આ બિંબસ્થાપન વખતે ખરતરગચ્છના ગચ્છાધિપતિ થયા હોય એમ લેખ પરથી જણાય છે. ખરતરગચ્છની પટ્ટાવળી જોતાં આ હકીકતની ચોખવટ થઇ શકશે. મૂળનાયક શ્રી આદિનાથનું બિંબ જેમ ખૂબ આકર્ષક છે તેમજ આ બન્ને બાજુના નાયક શ્રી શાંતિનાથ તથા શ્રી સુપાર્શ્વનાથનાં બિંબ પણ બહુ સુંદર છે. બિંબની સુંદરતા નાક, હડપચી, કપાળ અને લલાટ પર સુખ્યત્વે કરીને અવલંબે છે. મૂળનાયકની પ્રત્યેક આંગળી અને નખ પણ કેવી કારીગીરીથી બનાવેલા છે તે જરા અવલોકન કરીને જોવા લાયક છે. શાસ્ત્રપ્રમાણ સમચતુરસ્રસંસ્થાન નખશિખ જળવાયું છે અને ઘડનારે કળાત્મક દૃષ્ટિએ એમાં પ્રાણ રેડયાં છે. આ હકીકત કળાની દૃષ્ટિએ ધ્યાન આપવા લાયક છે, સમજવા યોગ્ય છે અને વણિક કોમ કળાને સમજી શકે છે એમ બતાવનાર છે.

(૨) મૂળનાયક આદિનાથના દેરાસરની બરાબર સામે પુંડરીક ગણધરનું સ્થાપન કરવામાં આવ્યું છે. આ પુંડરીક ગણધરની મૂર્તિ આ આખા સિદ્ધાચલ પરની સર્વ મૂર્તિઓમાં કળાની નજરે અગ્રસ્થાન ભોગવે છે. એ પ્રતિમાજીમાં સૌમ્યતા,

ભવ્યતા અને સરખાઈ અજબ રીતે ઓતપ્રોત કરવામાં આવ્યા છે. એક કળાપ્રિય નિષ્ણાત જાતે જૈનેતર હોવા છતાં આ મૂર્તિ જોઈને આશ્ચર્ય પામી ગયા અને એણે જણાવ્યું કે-પોતે હજારો મૂર્તિઓ જોઈ છે, પણ આ મૂર્તિ સાથે સરખામણી ન થઈ શકે. એણે કહ્યું કે-ખરેખર, એને ઘડનારે પોતાની અક્કલ અને આવડતનો પૂરો ઉપયોગ કર્યો છે.

એ દેરાસરનો પરથાર ઘણો ઊંચો છે, પણ સ્થાપત્યના નિયમ અનુસાર છે. નિયમ એવો છે કે-મૂળનાયકની નાસિકાનો ઉપરનો ભાગ અને સામે પુંડરીકસ્વામીની નાસિકાનો ઉપરનો ભાગ બરાબર એક જ ભૂમિકા ( લેવલ-level ) પર જોઈએ, એમાં એક દોરાવાનો પણ ફેર પડવો ન જોઈએ. એનાં માપ કેવી રીતે થયાં હશે અને લેવલ કેમ લેવાયું હશે તે તો આજે અગમ્ય પ્રશ્ન છે, પણ નાકના ટેરવાના લેવલમાં એક દોરાવાનો પણ ફેરફાર નથી એ હકીકત છે.

પુંડરીક ગણધર એ આદિનાથ ભગવાનના પૌત્ર થાય અને એમની મૂર્તિ બેસાડવી એ પણ જીવનનો લ્હાવો ગણાય છે. આ પુંડરીકસ્વામીના મંદિરમાં ૨૩ આરસની પ્રતિમાઓ છે અને રૂપા તથા ધાતુના ૩ અને ૪ બિંબો છે.

(૩) મોતીશાહ શેઠની ટુંકમાં પેસતાં ડાબી તરફ દક્ષિણ બાજુએ શેઠ વીરચંદભાઈના દેરાસરની બરાબર સામે બાજુ પરતાપલાલ જોઈતાદાસ મુંબઈવાળાનું ચોમુખનું દેરાસર છે. એની રચના જોતા તે નં. ૪ ને મળતી છે. એના ચોમુખમાં મૂળનાયક પદ્મપ્રભુ મહારાજ છે. એ દેરાસરમાં આરસનાં ૩૫ અને ધાતુનાં એક બિંબ છે. આ દેરાસરને લગતી ૧૧ દેરીઓ

અગ્નિ અને નૈઋત્ય કોણમાં છે, જેની વિગત દેરીઓની વિગત સાથે પરિશિષ્ટ રમાં આવશે. આ બન્ને ચોમુખજીના દેરાસર બે બે માળ(મંજલ)ના છે અને મુખ્ય દેરાસરની બાજુ પર હોઇ ટુંકની શોભામાં ખૂબ વધારો કરી રહ્યા છે. આ પરતાપમલ અસલ ખંભાતના હતા. એમ કહેવાય છે કે તેઓ મોતીશાહ શેઠના મામા થતા હતા. શેઠ મોતીશાહ અસલ ખંભાતથી મુંબઈ આવ્યા હતા, તેથી તેમના મામા ખંભાતમાં હોય તે બરાબર લાગે છે. આ શેઠ પરતાપમલ જોઇતાદાસ પ્રતિષ્ઠા કે મહોત્સવ વખતે હૈયાત હોય એમ લાગતું નથી, પણ તેમના પુત્ર વમળચંદ અને તેમની ભાર્યા (વિધવા) કત્રળીબા હયાત હતા. તેઓ ખંભાતનો સંઘ લઇ પાલીતાણે આવ્યા હતા. એની વિગત તેમના મુનીમના એક પત્ર પરથી જણાય છે, તે વાત તેને યોગ્ય સ્થાને હવે પછી આવશે.

(૪) મોતીશાહની ટુંકમાં પેસતાં જમણી તરફ ઉત્તર બાજુએ શેઠના મુનીમ વીરચંદભાઇ ભાઇચંદ ઘોલેરાવાળાના ચોમુખ છે. ચારે દિશાએ ચાર બિંબ હોય તેને ચોમુખ કહેવામાં આવે છે. એમના ચોમુખમાં મૂળનાયક ઋષભદેવ (આદિનાથ) છે. એ દેરાસરમાં ૩૨ પ્રતિમા આરસના છે અને ૧ ધાતુના છે. આ ચોમુખની યોજના ખાસ જોવા લાયક છે. એના સર્વ બિંબો આહ્લાદક છે અને બાંધણી સ્થાપત્યનું ગૌરવ વધારે તેવી છે. આ મંદિરમાં સુંદર ભોંયરું પણ છે અને તેની યોજના નીરખવા લાયક છે. આ દેરાસરને લગતી ચોકીમાં આગળ બે દેરીઓ છે.

(૫) શેઠ નાનજી જેકરણ માંગરોળવાળાનું ચૌમુખનું

મંદિર ઉપરના કીકાભાઈ શેઠના મંદિરની સામી બાજુએ મુખ્ય મંદિરની પાછળ ઉત્તર દિશાએ કીકાભાઇના મંદિરને જવાબ રૂપે છે. એમાં મૂળનાયક ચંદ્રપ્રભુ બિરાજમાન કરવામાં આવ્યા છે, એમાં ૨૧ આરસનાં અને ૧ ધાતુનાં બિંબ છે. આ માંગરોળવાળા નાનજીભાઇ ભારે સાહસિક હતા અને મોતીશાહ શેઠના બહોળા કામકાજને અંગે આડતીઆઓ સાથે રૂબરૂ કામ હોઇને તે માટે નાનજીભાઇને ચીન મોકલ્યા હતા તે બાર વર્ષે પાછા આવ્યા એ હકીકત અગાઉ નોંધાઇ ગઇ છે. આજુબાજુની હકીકત પરથી માંગરોળવાળા નાનજીભાઇ શેઠના સાહસિક મુનીમ હતા એમ માનવાને મજબૂત કારણ મળે છે. એમ કહેવાય છે કે–જે વહાણુ બાર વરસે મુંબઇ પાછું આવ્યું તે વહાણનો કુલ નફો નાનજી ચીનાઇને શેઠે આપ્યો અને તેણે તે શત્રુંજય પર મંદિર બાંધવામાં ખરચ્યો. એમનું મંદિર સુંદર છે, એમાં ભોંયરું પણ છે. આ હકીકત દંતકથારૂપે છે કે એની ઘટનામાં કાંઇ ફેરફાર છે તે આટલાં વર્ષોને આંતરે કહેવું મુશ્કેલ છે, પણ એવી અસલ વાત તો મુદ્દાસરની જણાય છે અને તેમ હોય તો સાહસિક વાણીઆ દરિયો કેવો ખેડતા હતા અને પરદેશની કમાણી દેશમાં કેવી રીતે લઈ આવતા હતા તેટલા પૂરતું સમજવા અને ધ્યાનમાં રાખવા ચોગ્ય છે. નાનજી ચીનાઈની પત્નીને બાર વર્ષ પછી કલ્પનામાં વિધવા બનેલી દશામાંથી સધવા બનતાં જે આનંદ થયો હશે અને શત્રુંજય પર ચોમુખજીને સજોડે બેસાડતાં જે ભવ્ય સ્વપ્નો તાજાં થયાં હશે એ તો ખરેખર અકલ્પ્ય છે અને સુંદર નવલિકાના સાચા વિષયનું સ્થાન માગે છે.

આ ટુંકની પાછળનો ભાગ તો મોટા પથ્થરના ખડકોવાળો હતો અને ત્યાં ભીમનાં પગથીઆં હતાં. એ ભાગ ઘણો ઊંચો હોઈ તેના વચલા ગરભમાં પ્રવેશ દરવાજાની બરાબર સામે પાછળની ડેલી મૂકી શકાણી નથી. આને લઇને ઉપરના મુખ્ય મંદિર અને અમરચંદ દમણીના દેરાસર(નં. ૬)અને ગોઘારી કીકાભાઈના દેરાસર(નં ૭)વચ્ચે જે અંતર પડ્યું તે ચોકની સીધી લાઇનમાં પાછળ ડેલી મૂકી છે. આથી નવટુંકમાં જવાનો માર્ગ સુગમ થયો છે. આ પાછળની ડેલી શેઠ બાલાભાઇની ટુંકની બરાબર સામે આવે છે, સ્થાનની સગવડ ખાતર આ ગોઠવણ કરવી પડી હોય એમ જણાય છે. કુંતાસરના તળાવ અથવા ગાળાનો ખ્યાલ કરવાથી અને અદબદજી આગળ ઊભા રહીને જોવાથી આ હકીકતનો બરાબર ખ્યાલ આવે તેવું છે. અસલ નવટુંકને રસ્તેથી મોટી ટુંકે જવું હોય તો જવાનો રસ્તો ઘણો ખરાબ, ઊંડો અને ઘાટઘોટ વગરનો હતો તે હકીકત જાણીતી છે, એની વિગત અન્યત્ર આપવામાં આવી છે.

આ પાછળની ડેલીની સામે બાલાભાઇની ટુંક છે એ જગ્યા આખી ખડકથી ભરેલી હતી અને પાંચ હાટડીના નામથી ઓળખાતી હતી. એને તોડીને સપાટ કરવામાં અને ખડકો તોડવામાં બાલાભાઇને મોટો ખરચ કરવો પડ્યો હતો.

(૬) સહસ્રકૂટ અને ગણધર પગલાંથી ઉત્તર દિશાએ ગલાલબાઇનું મંદિર ઊંચા પરથારવાળું અને ત્રણ શિખરનું બનાવેલું છે. એ પૂર્વાભિમુખ છે અને એનો મંડપ ખુલ્લો છે. એમાં મૂળનાયક ઋષભદેવ મહારાજ છે અને એ મંદિરમાં ૧૩ આરસનાં અને ૫ પાંચ ધાતુનાં બિંબો છે. આ ગલાલબાઇને

ક્વચિત મુંબઈના ગણવામાં આવ્યા છે, તેથી તે સધન વિધવા અસલ અમદાવાદના હશે અને એમના પતિનો વહિવટ મુંબઈમાં હશે એમ અનુમાન થાય છે. જેઓ મુંબઈમાં વસનારા હોય છે તે મુંબઈવાળા તરીકે અને જે શહેર કે પ્રદેશમાંથી આવ્યા હોય તે ગામવાળા કે પ્રદેશવાળા તરીકે હાલ પણ ઓળખાય છે તે રીતે આ બાબતનો ખુલાસો થઈ શકે છે. દા. ત. કીકાભાઈ ફૂલચંદ શેઠને ગોઘારી તરીકે ઓળખાવાય ત્યારે તે ગોહીલવાડના છે એમ સમજાય છે અને તેને મુંબઈવાળા તરીકે પણ ઓળખાવવાની પદ્ધતિ છે. બાઈ ગલાલબાઇના મંદિરનો બિંબપ્રવેશ મહોત્સવ પણ મુખ્ય મંદિરના મહોત્સવ સાથે સં. ૧૮૯૩ ના મહા વદ ૨ ને રોજ થયો હતો.

(૭) સહસ્રકૂટ અને ગણધર પગલાંની ઉત્તર દિશાએ ત્યારપછી પાટણવાળા શેઠ પ્રેમચંદ રંગજીનું દેરાસર છે. એ ત્રણ શિખરવાળું ભવ્ય મંદિર બાંધણીમાં શેઠ અમરચંદ દમણી, શેઠ હઠીભાઈ અને ગોઘારી ફૂલચંદભાઈના મંદિરને મળતું આવે છે. તેમાં વિશિષ્ટતા વિશાળ બાધામંડપની છે. મંડપને ત્રણ બાજુ દરવાજા રાખી ફરતી દિવાલ કરવામાં આવે તેને બાધામંડપ કહેવાય છે. શિલ્પની નજરે આ મંદિર ખૂબ સુંદર દેખાય છે અને આવા બાધામંડપ ક્વચિત જ નજરે પડતાં હોવાથી સ્થાપત્યની નજરે કારીગીરીનો નમૂનો પૂરો પાડે છે. આ દેરાસરમાં વિશાળ ભોંયરું પણ છે. એમાં મૂળનાયક પદ્મપ્રભુ મહારાજ બિરાજમાન કરવામાં આવેલ છે અને આખા મંદિરમાં કુલ ૩૨ આરસનાં બિંબ છે. એમ અનુમાન થાય છે કે—આ પ્રેમચંદ રંગજી અસલ મારવાડી હતા, તેમની સાથે મોતીશાહ

આ ટુંકની પાછળનો ભાગ તો મોટા પથ્થરના ખડકોવાળો હતો અને ત્યાં ભીમનાં પગથીઆં હતાં. એ ભાગ ઘણો ઊંચો હોઈ તેના વચલા ગરભમાં પ્રવેશ દરવાજાની બરાબર સામે પાછળની ડેલી મૂકી શકાણી નથી. આને લઈને ઉપરના મુખ્ય મંદિર અને અમરચંદ દમણીના દેરાસર(નં. ૬)અને ગોઘારી કીકાભાઈના દેરાસર(નં ૭)વચ્ચે જે અંતર પડયું તે ચોકની સીધી લાઈનમાં પાછળ ડેલી મૂકી છે. આથી નવટુંકમાં જવાનો માર્ગ સુગમ થયો છે. આ પાછળની ડેલી શેઠ બાલાભાઈની ટુંકની બરાબર સામે આવે છે, સ્થાનની સગવડ ખાતર આ ગોઠવણુ કરવી પડી હોય એમ જણાય છે. કુંતાસરના તળાવ અથવા ગાળાનો ખ્યાલ કરવાથી અને અદ્દબદજી આગળ ઊભા રહીને જોવાથી આ હકીકતનો બરાબર ખ્યાલ આવે તેવું છે. અસલ નવટુંકને રસ્તેથી મોટી ટુંકે જવું હોય તો જવાનો રસ્તો ઘણો ખરાબ, ઊંડો અને ઘાટઘોટ વગરનો હતો તે હકીકત જાણીતી છે, એની વિગત અન્યત્ર આપવામાં આવી છે.

આ પાછળની ડેલીની સામે બાલાભાઈની ટુંક છે એ જગ્યા આખી ખડકથી ભરેલી હતી અને પાંચ હાટડીના નામથી ઓળખાતી હતી. એને તોડીને સપાટ કરવામાં અને ખડકો તોડવામાં બાલાભાઈને મોટો ખરચ કરવો પડયો હતો.

(૬) સહસ્રકૂટ અને ગણુધર પગલાંથી ઉત્તર દિશાએ ગલાલબાઈનું મંદિર ઊંચા પરથારવાળું અને ત્રણ શિખરનું બનાવેલું છે. એ પૂર્વાભિમુખ છે અને એનો મંડપ ખુલ્લો છે. એમાં મૂળનાયક ઋષભદેવ મહારાજ છે અને એ મંદિરમાં ૧૩ આરસનાં અને ૫ પાંચ ધાતુનાં બિંબો છે. આ ગલાલબાઈને

ક્વચિત મુંબઈના ગણવામાં આવ્યા છે, તેથી તે સધન વિધવા અસલ અમદાવાદના હશે અને એમના પતિનો વહિવટ મુંબઈમાં હશે એમ અનુમાન થાય છે. જેઓ મુંબઈમાં વસનારા હોય છે તે મુંબઈવાળા તરીકે અને જે શહેર કે પ્રદેશમાંથી આવ્યા હોય તે ગામવાળા કે પ્રદેશવાળા તરીકે હાલ પણ ઓળખાય છે તે રીતે આ બાબતનો ખુલાસો થઈ શકે છે. દા. ત. ફીકાભાઈ ફૂલચંદ શેઠને ગોઘારી તરીકે ઓળખાવાય ત્યારે તે ગોહીલવાડના છે એમ સમજાય છે અને તેને મુંબઈવાળા તરીકે પણ ઓળખાવવાની પદ્ધતિ છે. બાઈ ગલાલબાઇના મંદિરનો બિંબપ્રવેશ મહોત્સવ પણ મુખ્ય મંદિરના મહોત્સવ સાથે સં. ૧૮૯૩ ના મહા વદ ૨ ને રોજ થયો હતો.

(૭) સહસ્રકૂટ અને ગણધર પગલાંની ઉત્તર દિશાએ ત્યારપછી પાટણવાળા શેઠ પ્રેમચંદ રંગજીનું દેરાસર છે. એ ત્રણ શિખરવાળું ભવ્ય મંદિર બાંધણીમાં શેઠ અમરચંદ દમણી, શેઠ હઠીભાઈ અને ગોઘારી ફૂલચંદભાઇના મંદિરને મળતું આવે છે. તેમાં વિશિષ્ટતા વિશાળ બાધામંડપની છે. મંડપને ત્રણ બાજુ દરવાજા રાખી ફરતી દિવાલ કરવામાં આવે તેને બાધામંડપ કહેવાય છે. શિલ્પની નજરે આ મંદિર ખૂબ સુંદર દેખાય છે અને આવા બાધામંડપ ક્વચિત જ નજરે પડતાં હોવાથી સ્થાપત્યની નજરે કારીગીરીનો નમૂનો પૂરો પાડે છે. આ દેરાસરમાં વિશાળ ભોંયરું પણ છે. એમાં મૂળનાયક પદ્મપ્રભુ મહારાજ બિરાજમાન કરવામાં આવેલ છે અને આખા મંદિરમાં કુલ ૩૨ આરસનાં બિંબ છે. એમ અનુમાન થાય છે કે—આ પ્રેમચંદ રંગજી અસલ મારવાડી હતા, તેમની સાથે મોતીશાહ

શેઠનો વ્યાપાર સંબંધ ઘણો હતો અને પાટણથી મુંબઈ આવેલા હોઈ પાટણવાળા ગણાતા હતા. અહીં એક વાત જણાવવાની કે શેઠ મોતીશાહનો વેપાર સંબંધ મારવાડી સાથે ઘણો હતો અને ભાયખલાના દેરાસરના વહીવટમાં ખીમચંદ શેઠ સાથે અને ત્યાર પછી પણ મારવાડી ભાઈઓ જોડાયલા હતા. મારવાડી ભાઈઓ શેઠના દરેક કાર્યમાં ખૂબ ઉત્સાહથી ભાગ લેતા હતા.

(૮) પાછળની ડેલીથી આવતા(નં. ૧૩ની) દક્ષિણ દિશાએ સુરતવાળા શેઠ તારાચંદ નથુભાઈનું દેરાસર છે. એ મંદિરમાં એક ગભારો છે અને મંડપને પડદો છે. એ મંદિરમાં ત્રણ બાજુએ ચોકીઓ કરવામાં આવી છે. આ ચોકીઓના ત્રણે બાજુ ગભારા કરી તેની ઉપર શિખરો બાંધ્યાં છે. એમ કહેવાય છે કે– આ શિખરો પાછળથી શેઠ તારાચંદના વારસોએ બાંધી તેમાં પ્રતિમા પધરાવેલ છે. એ મંદિરમાં મૂળનાયક શ્રી પાર્શ્વનાથ ભગવાન છે અને એમાં કુલ આરસનાં ૧૮ બિંબ છે. એના મૂળનાયકની પ્રતિષ્ઠા તો મુખ્ય મંદિરના પ્રવેશ મહોત્સવની તિથિએ સાથે જ થઈ હોય એમ જણાય છે.

(૯) (નં. ૧૪ ની) દક્ષિણ દિશાએ સુરતવાળા શેઠ ઝવેરચંદ કરમચંદનું મંદિર આવે છે. એમને કોઈ સ્થળે દમણી તરીકે પણ ઓળખાવ્યા છે. તેઓ મુંબઈ અને સુરતના ગણાય છે. એ મંદિરને એક ગભારો છે અને ત્રણ ચોકીઓ છે. મંડપને પડદો છે. આ મંદિર ઉપરના શેઠ તારાચંદ(નં. ૧૪)ના મંદિરને લગભગ મળતું છે, માત્ર એમાં ચોકીને લગતા ગભારા કરી

શિખર કરેલાં નથી. એમાં મૂળનાયક શ્રી સંભવનાથ છે અને મંદિરમાં આરસનાં બિંબ કુલ ૧૦ છે.

(૧૦) ઉપરના સુરતવાળા ઝવેરચંદના મંદિરની દક્ષિણ બાજુએ શેઠ સ(સ્વ)રૂપચંદ રામચંદ ખંભાતવાળાનું એક ગભારાવાળું નાનું દેરાસર છે. એ એક ગભારા પર શિખર છે અને આગળના ભાગમાં મંડપને બદલે બે પદના ચોકીઆવાળું અને ચૈત્યવંદન કરવા માટે પડદીવાળું બંધ સ્થાન છે. એમાં મૂળનાયક તરીકે સાતમા શ્રી સુપાર્શ્વનાથ મહારાજને બિરાજમાન કરવામાં આવ્યા છે. એ નાના મંદિરમાં આરસનાં કુલ ૧૩ બિંબ છે અને પ્રવેશ મહોત્સવ મુખ્ય મંદિરની સાથે જ કરવામાં આવ્યો છે.

(૧૧) એ સરૂપચંદ શેઠના નાના દેરાસરની દક્ષિણ બાજુએ દેરીઓની ભમતીને લગતું પાટણના શેઠ હીરાચંદ ભૂખણદાસનું મંદિર છે. એને ત્રણ ગભારા છે અને મંડપ ખુલ્લો છે. આ દેરાસર નાજુક અને સુંદર છે. એ પાટણવાળા દેવચંદ જેચંદના મંદિર તરીકે પ્રસિદ્ધ છે. આ ચારે નામોને પિતા પુત્રનો સંબંધ જણાય છે. એમાં શ્રી મહાવીરસ્વામી મૂળનાયક તરીકે સ્થાપવામાં આવ્યા છે. આખા મંદિરમાં કુલ ૨૭ આરસનાં અને ૨ ધાતુનાં બિંબ છે અને તેનો પ્રવેશ મહોત્સવ પણ મુખ્ય મંદિરની સાથે જ થયો જણાય છે.

(૧૨) મુખ્ય મંદિરની પાછળ દક્ષિણ દિશાએ ઉત્તરાભિમુખ ગોઘાવાળા શેઠ કીકાભાઇ ફૂલચંદનું દેરાસર છે. તેની ઊભણી સારી છે. એ દેરાસરને ત્રણ શિખર છે. આ દેરાસર શેઠ

ફીકાભાઈના નામથી ઓળખાય છે, પણ શેઠ મોતીશાહના વખતમાં તેમના પિતા ફૂલચંદ કપુરચંદ હયાત હતા અને તેઓ શેઠ મોતીશાહના વિશ્વાસુ ગુમાસ્તા કે મુનીમ હતા તેમણે આ દેરાસર બંધાવ્યું હતું. મુંબઈના ગોડીજી મહારાજના મંદિરનો વહીવટ શેઠ ફીકાભાઈએ ઘણાં વર્ષો સુધી સંભાળ્યો તેથી આ દેરાસર ફીકાભાઈનું કહેવાય છે, પણ તારીખ મેળવતાં એ શેઠ ફુલચંદ ગોઘારીનું ગણાવું જોઇએ એમ મારું માનવું છે. આ દેરાસરમાં આરસનાં ૨૫ બિંબ અને મૂળનાયક શ્રી ઋષભદેવ ભગવાન છે. અને એનો પ્રવેશ મહોત્સવ પણ મુખ્ય મંદિરના મહોત્સવ વખતે સં. ૧૮૯૩ ના મહા વદ ૨ ને રોજ થયો હતો. શેઠ ફૂલચંદ સંબંધી કાંઈ હકીકત મળતી નથી. શેઠ ફીકાભાઇ સંબંધી અનેક વિગતો કર્ણોપકર્ણ ઉતરી આવેલી સાંભળી છે, પણ તે આ વૃત્તાંતમાં ભાગ્યે જ પ્રસ્તુત ગણી શકાય. શેઠ ફીકાભાઈની સેવાભાવના અને વ્યવસ્થાશક્તિ અદ્ભુત હતા અને મધ્યમ વર્ગના ગોઘારી ( સમસ્ત ગોહિલવાડના મુંબઇમાં વસનાર શ્વેતાંબર જૈનો )ના આગેવાન હોઇ એમણે સેવા-ભાવથી જનતામાં ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કર્યું હતું અને પોતાની સમસ્ત પુંજી ધર્મભાવે અર્પણ કરી ગોઘારી સમાજનું નામ ગણનાપાત્ર કરી ગયા છે.

(૧૩) પાછળની એ ડેલીની દક્ષિણ દિશાએ સહસ્રકૂટ (નં. ૧૮)છે ત્યારે ઉત્તર દિશાએ સહસ્રકૂટ જેવું જ તેના જવાબરૂપ ૧૪૫૨ ગણધરના પગલાંનું મંદિર અને માથે ચતુર્મુખ તીર્થંકર છે. આ ચતુર્મુખ ગણધર પગલાંવાળા મંદિરનું કામ કાટકડાના પથ્થરનું છે. આ મંદિર સુરતવાળા શેઠ નેમચંદ કેશરી-

ચંદે બંધાવ્યું છે. તેમાં ગણુધર પગલાં ઉપરાંત ધર્મનાથ મહારાજ-ની સ્થાપના કરવામાં આવી છે અને એ દેરાસરમાં કુલ ૧૨ આરસનાં અને ૭ ધાતુનાં બિંબો છે. તીર્થંકરમહારાજ પ્રથમ દેશના આપે તે વખતે જે ભગવાનના શિષ્ય થાય તે તેમના ગણુધર કહેવાય છે. એ દરેકનો મોટો પરિવાર હોય છે. એ રીતે ચોવીશે તીર્થંકરના ૧૪૫૨ ગણુધરોની પાદુકા કરવાનો રિવાજ છે. એ ગણુધરને ભગવાન ત્રિપદી આપેઃ-उपन्ने वा विगमे वा धुवेइ वा આ ત્રણ પદ ઉપર અંતર્મુહૂર્ત્ત વિચાર કરી આખી દ્વાદશાંગીની રચના ગણુધર કરે છે અને તીર્થનો પ્રચાર અને પ્રસાર કરે છે. એ ગણુધરોની સંખ્યા પહેલા તીર્થંકરથી ચોવીશમા તીર્થંકર સુધીની (પ્રવચનસારોદ્ધાર પંદરમા દ્વાર પ્રમાણે, પ્રકાશક શ્રી જૈ. ધ. પ્ર. સ. પૃ. ૮૬, પ્ર. ૨. ભા ૩ જો.) નીચે પ્રમાણે હોય છે.

| | | | |
|---|---|---|---|
| (૧) ૮૪ | (૨) ૯૫ | (૩) ૧૦૨ | (૪) ૧૧૬ |
| (૫) ૧૦૦ | (૬) ૧૦૭ | (૭) ૯૫ | (૮) ૯૩ |
| (૯) ૮૮ | (૧૦) ૮૧ | (૧૧) ૭૬ | (૧૨) ૬૬ |
| (૧૩) ૫૭ | (૧૪) ૫૦ | (૧૫) ૪૩ | (૧૬) ૩૬ |
| (૧૭) ૩૫ | (૧૮) ૩૩ | (૧૯) ૨૮ | (૨૦) ૧૮ |
| (૨૧) ૧૭ | (૨૨) ૧૧ | (૨૩) ૧૦ | (૨૪) ૧૧ |
| ૩૮૧ | ૩૭૭ | ૩૫૪ | ૩૪૦ |

એનો સરવાળો ૧૪૫૨ નો થાય છે. એ ગણુધર પૂજ્ય હોઇ એની પાદુકા પૂજાય છે, પણુ દરેક ગણુધર પગલાંનાં મંદિરોમાં તીર્થંકરની મૂર્તિ તો જરૂર હોય છે. પુંડરીક ગણુધર આદિનાથ ભગવાનના અને ગૌતમ ગણુધર મહાવીરસ્વામીના. એ સિવાય કોઇ ગણુધરની પ્રાચીન મૂર્તિઓ જોવામાં આવતી નથી એ

અર્થસૂચક છે અને હાલ ગમે તેવા સાધુઓની મૂર્તિઓ બનવા લાગી છે તેવા આ યુગમાં વિચારવા લાયક વાત છે.

આ સહસ્રકૂટ અને ગણધર પગલાંની પૂર્વ તરફ આગળ એક લાઈનમાં નાનાં મોટાં સાત મંદિરો છે (નં. ૧૧ થી ૧૭) તેની સંક્ષિપ્ત હકીકત નીચે પ્રમાણે છેઃ-

(૧૪) રાયણ પગલાં. તેની (નં. ૧૨ ની) પછવાડે આવે અથવા આગળથી આવતા હોઈએ તો તેની આગળ આવે. આ રાયણ પગલાંની ફરતી નાની નાની દેરીઓની ભમતી કરવામાં આવી છે તે આધુનિક છે. આવી ત્રેવીશ દેરીઓની વચ્ચે રાયણ પગલાંની છત્રી છે. એ દેરીઓમાં જુદા જુદા આસામીઓ તરફથી પ્રતિમાઓ બેસાડવામાં આવી છે. આ દેરીઓનો પ્રવેશ ભાગ આધુનિક પદ્ધતિએ બનેલ છે, તે ટુંકના સ્થાપત્યથી જુદો પડી જાય છે અને શિલ્પના નિયમને વિકૃત કરનાર હોઈ ટુંકના દેખાવને બગાડે છે અને અતિભક્તિ તેમજ આવકનું સાધન વધારવા જતાં વિવેક રહેતો નથી તેનો નમૂનો પૂરો પાડે છે.

રાયણ પગલાંની સ્થાપના મૂળ મંદિરની સાથે શેઠશ્રી તરફથી કરવામાં આવી છે.

(૧૫) શેઠ દેવચંદ કલ્યાણચંદનું મંદિર પ્રથમ આવે છે. તે સુરતના રહેવાસી જણાય છે. આ મંદિરમાં આરસનાં ૨૨ અને ધાતુનાં ૧ બિંબ છે અને મૂળનાયક શ્રીઅજિતનાથ મહારાજ છે.

(૧૬) મુખ્ય દેરાસરની લગભગ સીધી બાજુએ દક્ષિણ દિશાએ શેઠ અમરચંદ પ્રેમચંદ દમણીનું દેરાસર છે. એ પણ નં. ૫ ની માફક પૂર્વાભિમુખ છે. અને હઠીભાઈના દેરાસરને

મળતો જ એનો ઘાટ છે. તફાવત માત્ર એટલો જ છે કે એમણે શિખર ત્રણ કર્યાં જ્યારે હઠીભાઈએ બે ચોકી પર બે શિખર વધારે કરી પાંચ શિખર બનાવ્યાં છે. આ દેરાસરમાં રત્નના સ્વસ્તિક( સાથીઆ ) છે. આ દેરાસરમાં મૂળનાયક પંદરમા ધર્મનાથ છે, એટલે શેઠ હઠીભાઈ અને આ બન્ને દેરાસરોમાં સામ્ય ઘણું છે. દેરાસરમાં ૪૧ આરસની પ્રતિમા છે, જ્યારે ૭ અણુસ્થાપિત પ્રાહુણા છે અને ૯ ધાતુના બિંબ છે. શેઠ અમરચંદ દમણી મોતીશાહ શેઠના ખાસ સલાહકારક હતા અને તેમના સ્વર્ગગમન બાદ શેઠના પુત્ર ખીમચંદભાઇના અંગત સલાહકાર અને મિત્ર હતા. તેમનો શેઠ મોતીશાહ સાથે વ્યવહાર સંબંધ કેવા પ્રકારનો હતો તેની કાંઈ વિગત મળી શકી નથી પણ એ સાવધાનીપૂર્વક સર્વ બાબતમાં સલાહ આપનાર અંગત મિત્ર હતા એમ તો અનેક પ્રસંગો પરથી જણાય છે. બનવાજોગ છે કે કદાચ તેઓ મોતીશાહ શેઠના મુનીમ અગાઉ હોય અને પછી વ્યાપારમાં ધન મેળવીને નોકરને સ્થાનેથી મિત્ર-સલાહકાર સ્થાને ચઢયા હોય. ગમે તેમ હોય પણ એટલું તો જરૂર જણાય છે કે શેઠ અમરચંદ દમણી બહુ વ્યવહારુ, ધર્મનિષ્ઠ અને ઉદ્યોગી હતા. શેઠના સ્વર્ગગમન પછી ખીમચંદભાઈના તે જમણા હાથ સમાન હતા, એ તો હવે પછી આવવાના અનેક પ્રસંગે જોવામાં આવશે. એમણે આ મંદિર મોટે ખરચે બંધાવ્યું અને બિંબ-પ્રવેશમહોત્સવ પણ મુખ્ય દેરાસરની સાથે જ કર્યો. પણ નોંધવા જેવી બાબત એ છે કે-એમણે પોતાની તરફથી દેરાસરના ખર્ચ માટે બંદોબસ્ત કર્યો, મોટી રકમ તેના ખરચ

માટે કાઢી અને મોતીશાહ શેઠની ધર્મશાળામાં જ તેનો વહીવટ રાખી તે માટે ખાસ ધન અને માણસોની વ્યવસ્થા કરી. મોતીવસહીના ટુંકના તેમના દેરાસરની વ્યવસ્થા હજુ પણ તે વહીવટથી થાય છે. આમાં કાયકરની વ્યવસ્થા વિચારવા લાયક છે. લાખો ખરચીને મંદિર કરાવવામાં આવે અને તેના ભવિષ્યના ખર્ચ-નિભાવ માટે કાંઈ વ્યવસ્થા ન કરવામાં આવે, એનો બોજો કોના ઉપર પડે તે તો સમજી શકાય તેવી વાત છે, પણ દીર્ઘ નજરે આવી વ્યવસ્થા કરી રાખવી અને નિભાવ-ખર્ચ માટે રોકડ કે જમીન અલગ કાઢી રાખવી એ ધર્મની ભાવના અને પોતાની ફરજનો ખ્યાલ જરૂર બતાવે છે.

(૧૭) મુખ્ય મંદિરની લગભગ સીધી લાઇનમાં ઉત્તર બાજુએ અમદાવાદવાળા શેઠ હઠીસીંગ કેશરીસીંગનું પૂર્વાભિમુખ પાંચ શિખરવાળું દેરાસર છે. આ દેરાસરને એક લાઇનમાં ત્રણ ગભારા છે અને તે ઉપર ત્રણ શિખરો છે અને બે શિખરો મંડપની બાજુના ચોકીઓને લગતા છે. આ મંદિરની બાંધણી પણ સરસ દેખાય છે. આ દેરાસરમાં મૂળનાયક ધર્મનાથ મહારાજ છે. દેરાસરમાં ૨૩ અને બે દેરીમાં ૧૪ મળી ૩૭ આરસના પ્રતિમાજી એ દેરાસરમાં છે અને ૭ બિંબ ધાતુના છે. શેઠ મોતીશાહ અને શેઠ હઠીસીંગ કેસરીસીંગનો વ્યાપાર-સંબંધ ઘણો ગાઢ હતો અને ધર્મસ્નેહ આવકાર-દાયક હતો, જે હકીકત આપણે અગાઉ પણ જોઈ ગયા છીએ. આ શેઠ કેશરીસીંગ ભારે સાહસિક અને ભાગ્યવંત કુશળ વ્યાપારી હતા. એમનો પરિચય થોડો અગાઉ આપ્યો છે. નાની વયમાં મહાન્ કાર્ય કરનાર, અસાધારણ કાર્ય કરવાના સ્વપ્નાં

સેવનાર અમદાવાદના એ ધર્મિષ્ટ લક્ષ્મીપતિનું આખું ચરિત્ર વિચારવા યોગ્ય છે. જૈન કોમના વ્યાપારીઓમાં મુંબઈ તથા અમદાવાદમાં અગ્રપદ ધરાવનાર એ કુશળ પ્રભાવિક પુરુષનું ચરિત્ર ખાસ સમજવા અને સંગ્રહવા જેવું છે. આ દેરાસરની પ્રતિષ્ઠા જરા મોડી થઈ હોય એમ જણાય છે. બાકીના સર્વ દેરાસરોના બિંબ પ્રવેશમહોત્સવની તારીખ સં. ૧૮૯૩ ના મહા વદ ૨ ની જ છે, ત્યારે આ દેરાસરનો મહોત્સવ ૧૮૯૩ અને ૧૯૦૦ ના વચ્ચે થયેલ જણાય છે. કદાચ પાટલી નીચેથી ઉલ્લેખ મળી આવશે તો નોટમાં આપવામાં આવશે. આ દેરાસરનો વહીવટ અત્યારે પણ શેઠ હઠીભાઈના કુટુંબીઓ તરફથી ચાલે છે. અમદાવાદ શહેરની બહાર વાડીનું ભવ્ય દેરાસર બંધાવનાર આ જ સખી ગૃહસ્થ હતા અને આબૂનો અસાધારણ મોટો સંઘ કાઢનાર અમદાવાદના ત્રણ શેઠો પૈકી તેઓ એક હતા.

મોતીશાહ શેઠની ટુંકના ગઢની બહાર બેસવાના ધાબા પાસે રામપોળથી દાખલ થતાં જમણી બાજુ બે દેરાસર છે જે મોતીશાહ શેઠની ટુંકમાં જ છે અને તેનો વહીવટ પણ સદર ટુંક સાથે જ થાય છે તે ( નં. ૧૮ અને નં. ૧૯ ) નીચે પ્રમાણે છે.

( ૧૮ ) પાછળના ભાગમાં મૂકેલ ડેલીની દક્ષિણ તરફ સહસ્રકૂટ છે. એની ઉપર શિખર છે અને ચારે તરફ ચોકીઓ છે. મોતીશાહ શેઠની આખી ટુંકમાં ડાઠા પાસે આવેલા કાટકડાનો પથ્થર વાપરવામાં આવેલ છે ત્યારે આ સહસ્રકૂટ– ( લોકમાં જેને ' સેસકુટ ' કહેવામાં આવે છે તે )માં ધ્રાંગધ્રાનો

પથ્થર વાપરવામાં આવ્યો છે. કાટકડાનો પથ્થર સેન્ડસ્ટોન હોય છે, જ્યારે ધ્રાંગધ્રાનો કાળો પથ્થર ખારા પથ્થરના નામથી ઓળખાય છે. આ સહસ્રકૂટ મંદિરનું કામ બહુ બારીકીથી જોવા લાયક છે. શિલ્પની નજરે કારીગરોએ બહુ ચીવટથી એ કામ કર્યું જણાય છે અને ખાસ કરીને એની ચોકીઓ નીરખવા લાયક છે. આ દેરાસર સુરતવાળા શેઠ નવલભાઈએ બંધાવ્યું છે.

સહસ્રકૂટ એટલે એક હજાર ને ચોવીશ પ્રતિમાજીવાળું મંદિર કરવામાં આવે છે. આ મંદિરનાં ઉપર ચાર ચોમુખ છે તે ગણતરીમાં સાથે ગણવાના છે, સહસ્રકૂટમાં નીચે પ્રમાણે તીર્થંકરોનો સમાવેશ કરી અતીત, અનાગત અને વર્તમાન ૩૦ ચોવીશી, વિહરમાન મહાવિદેહના તીર્થંકરો વિગેરેનો સમાવેશ કરવામાં આવ્યો છે, તે આ પ્રમાણે છેઃ—

૭૨૦ પાંચ ભરત અને પાંચ ઐરવત—એ દશ ક્ષેત્રની અતીત, અનાગત અને વર્તમાન એ ત્રણ ત્રણ કાળની ૩૦ ચોવીશીના તીર્થંકર ૭૨૦

૧૬૦ ઉત્કૃષ્ટો કાળ જે અવસર્પિણીમાં ચોથા આરાના મધ્યમાં અને ઉત્સર્પિણીમાં ત્રીજા આરામાં મધ્યમાં આવે છે અને જ્યારે મનુષ્ય સંખ્યા સવિશેષ હોય છે ત્યારે પાંચ ભરત, પાંચ ઐરવતમાં એક એક તીર્થંકર વિચરતા હોય અને પાંચ મહાવિદેહની ૧૬૦ વિજયમાં દરેકમાં એક એક તીર્થંકર વિચરતા હોય છે. ચાલુ ચોવીશીમાં શ્રી અજિત-નાથ ભગવાનને વારે એમ થયું હતું.

૨૦ વિહરમાન તીર્થંકરો. અત્યારે પાંચે મહાવિદેહમાં વિચરે છે તે.

૧૨૦ ભરતક્ષેત્રની વર્તમાન ચોવીશીના ૨૪ તીર્થંકરોનાં પાંચ પાંચ કલ્યાણક–ઉત્પત્તિ( ચ્યવન ), જન્મ, દીક્ષા, કૈવલ્ય–પ્રાપ્તિ અને મોક્ષગમનની ૧૨૦ મૂર્તિઓ. શરૂઆતના ૭૨૦ માં પણ ચોવીશ મૂર્તિઓ આવી ગઇ તે વર્તમાન ચોવીશીના ચોવીશ તીર્થંકરની સિદ્ધાવસ્થાની સમજવી, જ્યારે આમાં પ્રત્યેકની પાંચ પાંચ આવે તે કલ્યાણકની સમજવી. આના દરેકના આકાર જુદા હોવા ઘટે, પણ સહસ્રકૂટમાં તો એક સરખી મૂકાય છે.

૪ શાશ્વતા તીર્થંકરની ચાર પ્રતિમા, ૧ ઋષભાનન, ૨ ચંદ્રાનન, ૩ વારિષેણ અને ૪ વર્ધમાન.

૧૦૨૪

આ રીતે સહસ્રકૂટમાં ૧૦૨૪ મૂર્તિઓ હોય છે. એનાં નામો જાણવાની જિજ્ઞાસા હોય એમણે 'તીર્થંકરોની નામાવળી' નામની પુસ્તિકા શ્રી જૈન ધર્મ પ્રસારક સભા–ભાવનગર તરફથી બહાર પાડી છે તે જોઇ લેવી. આ સહસ્રકૂટનું આરાધન થઇ શકે છે. તેની વિધિ વગેરે માટે સદર પુસ્તક જોવું.

(૧૯) શા. મોહનલાલ વલ્લભદાસ ઔરંગાબાદવાળાને નામે તેમના પુત્ર શા. સાકરચંદના વિધવા પત્ની શ્રીમતી ઓલઝાબાઇએ બહારના ભાગમાં બીજું* મંદિર કરાવ્યું છે. તેનો વહીવટ

* આ બેમાં એક મંદિર પાંચ શિખરવાળું છે. આવું મંદિર આ ગિરિરાજ ઉપર એક જ છે.

શેઠ આણંદજી કલ્યાણજી કરે છે. આ દેરાસરનો પ્રવેશ મહોત્સવ સં. ૧૯૦૭ના મહા શુદ ૧૩ ને રોજ થયો છે. મૂળનાયક શ્રી વિમળનાથ પ્રભુ છે. પ્રતિમાની વિગત મળતી નથી.

આ રીતે મુખ્ય મંદિરોની વાત થઈ. અંદરના લગભગ સર્વ મંદિરો સાથે જ તૈયાર થયા જણાય છે. મંદિરોની ચારે તરફ થઈને ૧૮૭ દેરીઓ છે. તેમાં જુદા જુદા શહેરનાં ભાવિકોએ પ્રતિમા ત્યાર પછી સ્થાપન કર્યાં છે. ઉપલબ્ધ થતી હકીકત પત્રકરૂપે પરિશિષ્ટમાં આપી છે. આ સર્વ દેરીઓમાં મળીને ૧૧૯૭ આરસના બિંબ છે અને ધાતુનાં ૨૫ બિંબ છે. આ ઉપરાંત શેઠ પરતાપમલ જોઈતાશાહના મંદિર (નં. ૪) ને લગતી ૧૩ તેર દેરીઓ છે અને તેની સામે ધોલેરાવાળા વીરચંદભાઈ મુનીમના દેરાસર (નં. ૩)ની સાથે ચોકીઓ સાથે બે દેરી છે.

કુલ બિંબોની વિગત પરિશિષ્ટમાં વિગતવાર આપી છે. બે મોટા કોઠા તૈયાર કરી ત્યાં પ્રતિષ્ઠિત બિંબો રાખ્યા, તેમાંથી પ્રતિમાઓ દેરીઓમાં બેસારવા અપાતી અને નામની રકમ (નકરો) લેવામાં આવતી. અત્યારે પણ એ કોઠાઓમાં સ્થાપન નહિ કરેલા થોડા બિંબો રહેલાં છે. એની વિગત પરિશિષ્ટમાં મળશે. ભમતીની દેરીઓ ધીમે ધીમે તૈયાર થતી ગઈ અને બહારના ભાવિકો એમાં પ્રતિમા પોતાને કે પોતાના વડિલને નામે બેસારતાં ગયાં, એ દેરીઓના પ્રવેશ મહોત્સવની ઉપલબ્ધ થતી તારીખો પરથી જણાય છે.

હજારોની સંખ્યામાં અસાધારણ સૌમ્ય આકારવાળી મૂર્તિઓ

પાલીતાણામાં ઘડવામાં આવી. દરેક મૂર્તિ ઘડનાર કારીગરો સ્નાન કરી, મુખકોશ બાંધી, મુખમાં સુગંધી દ્રવ્ય રાખી પ્રતિમા ઘડતા હતા, પવન છૂટે તો ફરી વાર સ્નાન કરવાનો હુકમ હતો અને કામકાજ દરમ્યાન બીડી, હુક્કો કે ચલમ ન પીવાનો ખાસ હુકમ હતો.

આ રીતે પ્રતિમાઓ તૈયાર થઇ અને આ રીતે મંદિરો તૈયાર થયાં. એની તપાસ કરવા માટે શેઠ પાલીતાણે અવારનવાર આવી જતા પણ ખાસ કરીને શેઠની પાસે ખાસ વિશ્વાસુ નોકરો હતા. એ મુનિમો પડછંદાવાળા, સત્તાશીલ અને પ્રમાણિક તથા વિશ્વાસુ શેઠની ગેરહાજરીમાં શેઠ જેવા જ હતા અને તેનો હુકમ શેઠના હુકમ જેટલો જ અસરકારક ગણાતો હતો. દૂર દેશથી પથ્થર લાવવા, ઘડાવવા અને ડુંગર પર મંદિરો તૈયાર કરવાં એની મુસીબત તો એક મજૂર પંદર શેરના ભારવાળી છ ઇંટ લઇને ડુંગર ચઢતો હોય ત્યારે તેને જોયો હોય અથવા કદંબગિરિની નાની ટેકરી પર પ્રતિમાને ચઢાવતા જોઈ હોય તો આવે. કામ ખરેખર ભારી હતું, અતિ મુશ્કેલ હતું અને તેમાં વરસાદ વગરનું વર્ષ જાય ત્યારે બાંધકામ તો પાણી વગર ચાલે જ નહિ અને ડુંગર પર પાણી પહોંચાડવા માટે શેત્રુંજી નદીથી માણસોની હાર રચવી પડે—એ સર્વ વિશાળતા, ઉદારતા, દૃઢનિર્ણય અને વિશિષ્ટ આત્મશ્રદ્ધા બતાવે છે. એ દેરાસરોના પરથાર, એની આગળના ચોક, એના બાંધકામને સો ઉપરાંત વર્ષો થયાં છતાં એક કાંકરી પણ ખસી નથી એ હકીકત, એના કોખાને સો વરસ પછી તોડવા જતાં ટાંકણાં તૂટે પણ કોબાં મચક ન આપે એ સર્વ હકીકત જોતાં

મનમાં આશ્ચર્ય લાગે તેવી અદ્ભુત ઘટના છે. એ તો અદબદજીએ ઊભા રહીને વિમાન તુલ્ય દેરાસરને જોતાં જણાય, પણ ખાડા-તળાવ પૂરીને એ તૈયાર કરવામાં આવ્યા છે એ વાત મન પર આવે ત્યારે તે પૂરવાનું સાહસ ખેડનાર, પૂરવાની સલાહ આપનાર અને અમલ કરનારની શ્રદ્ધા, ભાવના, ચીવટ અને ઉદારતા માટે મનમાં માન ઉપજ્યા વગર રહે તેમ નથી.





## મનોયોગ :: મુક્તિનું કારણ

મન વશ હોય તો અહીં ઇંદ્રાસન ખડું કરી શકાય, મોક્ષ સન્મુખ કરી શકાય. જેનું મન અસ્થિર છે અને અનેક પ્રકારનાં સંકલ્પ-વિકલ્પ થયા કરે છે તેનું એક પણ કામ સિદ્ધ થતું નથી. અસ્થિરતારૂપી હૃદયગત શલ્ય જો હૃદયમાંથી કાઢી નાખ્યું ન હોય તો પછી ક્રિયારૂપ ઔષધ શું ગુણ કરે ?

મનની વક્રતા, જડતા, શૂન્યતા અને અસ્થિરતા આ જીવને બહુ ફસાવે છે. મનને નિરંકુશ મૂકી દેવાથી અધઃપાત થાય છે. મનને શુભ યોગોમાં પ્રવર્તાવવાથી સ્વર્ગપ્રાપ્તિ અને મનોયોગનો સર્વથા નિરોધ મોક્ષપ્રાપ્તિનું કારણ છે.

—અધ્યાત્મકલ્પદ્રુમ



શેઠ ખીમચંદ મોતીચંદ.

(૧૮)

## આદર્યાં અધવચ રહ્યાં : વસીઅત પર નુકતેચીની.

કુંતાસરનું તળાવ પુરાવી તે પર ભવ્ય મંદિરમાળા (ટુંક) બાંધવાનું કામ ધમધોકાર ચાલતું હતું. હજારો કારીગરો અને મજૂરો પથ્થર ચુનો લાવવામાં રોકાઈ કમાતા હતા, મીસ્રીઓ કામ ચલાવતા હતા, સલાટો પથ્થર ઘડતા હતા અને આખો સિદ્ધગિરિનો ડુંગર કામ કરનારાથી હલમળી રહ્યો હતો. નીચે પાલીતાણાની બહાર સેંકડો પ્રતિમાઓ ઘડાઈ રહેલી હતી, શેઠ પોતે કામ કેટલું ચાલ્યું તેની વારંવાર તપાસ કરતા અને કરાવતા હતા. અનેકવાર જાતે પાલીતાણે આવી દેખરેખ રાખી જતા હતા, સૂચનાઓ આપતા હતા અને કામ જેમ બને તેમ જલ્દી પૂરું કરવાના હુકમો મોકલતા હતા; તેવામાં એક ભારે દુઃખદ ઘટના બની. મોતીશાહ શેઠની ઇચ્છા પ્રમાણે કામ તો પૂર જોસમાં ચાલતું હતું, પણ આરસ તથા પથ્થર દૂરના પ્રદેશોમાંથી લાવવાના હોઈ અને તે વખતનાં લાવવા લઇ જવાનાં સાધનો મર્યાદિત હોઇ વખત તો જરૂર જતો હતો. એકી સાથે ત્રણ હજાર કડિયા–દાડિયા કામ કરતા હતા અને દેશ–પરદેશના મજૂરો હજારોની સંખ્યામાં આવ્યા હતા, છતાં કરાંસીબંધ અને શાસ્ત્રીય પદ્ધતિનાં કામો અને સાધારણ

ઘર બાંધવાનાં કામોમાં ઘણો તફાવત હોવાને કારણે અને મોતીશાહ શેઠની ઇચ્છા અને આજ્ઞા શાસ્ત્ર સંપ્રદાય પ્રમાણે બરાબર નિયમસર કામ કરવાની હોઇ કામમાં વખત જતો હતો. કાર્યની મહત્તાનો ખ્યાલ કરવા માટે એક હકીકત નોંધાયલી જાણવા જેવી છે. ઘડેલા પથ્થરો અને બિંબો ડુંગર પર ચઢાવવામાં એંસી હજારના દોરડાં વપરાયાં. આ પરથી વસ્તુની વિશાળતાનો ખ્યાલ આવશે. મહિનાઓ ગયા, વર્ષો ગયાં અને સં. ૧૮૯૨ નો વૈશાખ માસ આવી પહોંચ્યો.

આ વખતે પાલીતાણામાં મોટા પાયા ઉપર કામકાજ ચાલતું હતું ત્યારે શેઠ મોતીશાહનો વેપાર મુંબઈ અને કલકત્તામાં ધમધોકાર ચાલતો હતો અને તે સર્વ કામ શેઠ જાતે કરતા કરાવતા હતા, તેવામાં તેમની તબીઅત બગડી. શેઠનો જન્મ સં. ૧૮૩૮ માં હોઈ અત્યારે તેમની વય લગભગ ૫૪ વર્ષની હતી. તેમણે તે વખતે શરીરને નશ્વર ધારી વીલ યાને વસીઅતનામું તૈયાર કર્યું. એ વસીઅતનામાનો પાવર (પ્રોબેટ) તા. ૮ સપ્ટેંબર ૧૮૩૭ ના રોજ (સંવત ૧૮૯૬ ભાદરવામાં) સુપ્રિમ કોર્ટ મુંબઈમાંથી તેમના પુત્ર ખીમચંદભાઇએ મેળવેલ હોઈ અસલ વીલ બરાબર છે. તે વીલ ઘણું મહત્ત્વનું હોવાથી પરિશિષ્ટમાં પછવાડે આપ્યું છે. એ વીલની તારિખ સં. ૧૮૯૨ ના વૈશાખ શુદ ૩ ની છે અને અંગ્રેજી તારિખ ૧૮ એપ્રીલ ૧૮૩૬ છે. ભાષા મિશ્ર પારસીસાહી છે અને વીલ પર (૧) શેઠ જમશેદજી જીજીભાઇ, (૨) શેઠ નાનજી જેકરણ, (૩) શેઠ અમરચંદ ખીમચંદ, (૪) શેઠ જાંગીરજી ખુરશેદજી અને (૫) શેઠ વાડીઆ બમનજી હોરમસજીની સાક્ષી છે. આ આખું

વીલ એની અસલ ઢબે વાંચી જવા ભલામણુ છે. એ વીલ ઉપરથી ઘણી હકીકત જાણુવા લાયક પ્રાપ્ત થાય છે. એમાં મોતીશાહ શેઠની હૃદયભાવનાઓના પ્રકાર સમજાય છે, એમાં એમની દાનપદ્ધતિના વહેણુના માર્ગોનો ખ્યાલ થાય છે, એમાં એમના પુત્રની શક્તિના ખ્યાલો કેવા હશે તે સમજાય છે, એમાંથી એમના સગાસંબંધીઓ એમની સાથે કેવો વર્તાવ રાખતા હશે તે સમજાય છે, એમાંથી એમના વેપારનો વિસ્તાર કેટલો હશે તેનો ખ્યાલ થાય છે અને એમાંથી ઘણી ઘણી બાબતો સ્પષ્ટ થાય છે. અહીં તે પર જરૂરી મુદ્દામ નુકતેચીની કરીએ અને બાકીનું વાંચનારની કલ્પના અને સમજ પર છોડીએ.

આ વીલનો પાવર (probate) શેઠ ખીમચંદ મોતીચંદે તા. ૮ સપ્ટેંબર ૧૮૩૭(સંવત ૧૮૯૬)માં મેળવ્યો હતો, અને અસલ વીલ હાઈકોર્ટમાં છે. એ વીલનો મજકુર અને હાઈકોર્ટનો છાપમહોર જોતાં એના પર શંકા લાવવાનું કાંઈ કારણુ નથી. વીલ(વસીઅત) વાંચતાં નીચેની હકીકત પર ધ્યાન ખેંચાય છેઃ—

૧. શેઠ મોતીચંદ અમીચંદની શ્રી ગોડીજી પાર્શ્વનાથ પર અવિચળ શ્રદ્ધા હતી. એ દસ્તાવેજોની શરૂઆત ગોડી પાર્શ્વનાથના નામાભિધાન સાથે કરે છે. જેમ ઘણા વેપારીઓ ગૌતમસ્વામીનું નામ દરરોજના મેળને માથે લખે છે અથવા જૈનેતર વેપારીઓ ગણેશને નમસ્કાર કરી ખાતું શરૂ કરે છે તેમ શેઠ મોતીશાહ ગોડીજી મહારાજનું નામ લઈ સર્વ શુભ કાર્ય શરૂ કરે છે. પારસીશાહી ભાષામાં અને ધારવા પ્રમાણે પારસીને હાથે તૈયાર થયેલા આ દસ્તાવેજમાં ગોડી પાર્શ્વનાથનું નામ

ઘણું અર્થસૂચક છે અને શેઠશ્રીની આસ્થાની અચૂક મર્યાદા બતાવે છે. તે જ પ્રમાણે વસીઅતને છેડે ગોડી પાર્શ્વનાથનું નામ જોડવામાં એ જ ભાવ સવિશેષ દેખાઈ આવે છે. એમાં ખીમચંદભાઈને( પોતાના પુત્રને )શેઠ આશીર્વાદ આપે છે કે– ' મસલત નામ આપેલાં ગૃહસ્થો સાથે કરવી તેમાંથી( તેમ કરવાથી ) શ્રી ગોડીજી સાહેબ તમારું સારું જ કરશે એ જ હમારી દુવા છે.' આ શબ્દોની ભાષા અને સ્થાન ખાસ સૂચક છે અને સ્વાભાવિક રીતે પોતા તરફ મનને આકર્ષે છે. તે જ પ્રમાણે આઠમા પારીગ્રાફમાં પાલીતાણાના સંઘ( જાતરા )તથા પ્રતિષ્ઠાની વાત લખી છે ત્યાં પણ ગોડી પાર્શ્વનાથની મદદની વાત કરી છે અને પોતાનાં સર્વ કાર્ય ગોડીજી મહારાજની ખુશી પ્રમાણે થાય છે એમ બતાવ્યું છે. આ સર્વ શેઠશ્રીની ગોડીજી મહારાજ તરફની અંતરની ભાવના અને શ્રદ્ધા બતાવવા માટે પૂરતાં જણાય છે.

૨. શેઠ મોતીશાહને અનેક મિત્રો અને ભાગીઆઓ હતા, વ્યાપાર-ધંધામાં તેમણે મોટું નામ કાઢયું હતું અને પારસીઓ સાથે સંબંધ ઘણો હતો, છતાં પોતાના વસીઅતના સોલ( એકના એક )એક્ઝીક્યુટર તરીકે તેમણે પોતાના પુત્ર ખીમચંદભાઈને જ નીમ્યા હતા એ વાત તેમનું વ્યવહારકુશળપણું બતાવે છે. તેમણે અવલોકન પરથી જોઈ લીધું હશે કે પોતાનો છોકરો કદાચ માનસિક વિકાસમાં પૂરો સશક્ત ન હોય, તો પણ તેને બીજા ટ્રસ્ટીઓ કે એક્ઝીક્યુટરો નીમી પરાધીન કરવો એ યોગ્ય ન હોતું. ઘણી મોટી મિલકતો બહારના ટ્રસ્ટીઓને સોંપવા જતાં પછવાડે રહે-

નાર વિધવા કે એકના એક પુત્રની કેવી પરાધીન દશા થાય છે તેનો તેમને અનુભવ થયેલો હોવો જોઇએ. કેટલીક વાર તો લાખોની મિલ્કત મૂકી જનાર વસીઅત કરનારની વિધવાઓને ટ્રસ્ટીને ઘેર ભરણપોષણની રકમ લેવા માટે દર માસે આંટા ખાવા પડે છે અને નિઃસાસા મૂકવા પડે છે–એ તેમણે જોયું હશે અને એક પિતા કે પતિને બદલે આઠ કાકા કે પતિ થાય તેમાં પડતી અગવડતા નિહાળી હશે. ગમે તે હોય પણ તેમણે મિત્રો, સ્નેહીઓ અને ભાગીઆઓ તથા મુનીમોની મોટી સંખ્યા હોવા છતાં આખી મિલ્કતના વહીવટદાર તરીકે પોતાના એકના એક પુત્રને કુલ સત્તા સાથે નીમ્યા તેમાં તેમના અવલોકનને પરિણામે પ્રાપ્ત થયેલ વ્યવહારદક્ષતા કારણભૂત હોય એમ જણાય છે.

વીલના છેવટના ભાગ પરથી જણાય છે કે–શેઠ મોતીશાહને શેઠ (સર) જમશેદજી જીજીભાઇ અને શેઠ બમનજી હોરમસજી વાડીઆ સાથે ઘણો સંબંધ હતો. તેમણે પોતાના પુત્રને કુલ સત્તા સાથે નીમીને પછી છેવટે ભલામણ કરી છે કે–તેમના પુત્રે વસીઅતની ગોઠવણ પ્રમાણે વ્યવસ્થા કરવી અને કોઇ સાથે વરવાંધો પાડવો નહિ; છતાં કોઇ વખત કોઈ સાથે વાંધો પડી જાય તો સદર પારસી મિત્રોની સાથે 'મસલત' કરીને તેઓની સલાહ પ્રમાણે વરવાંધાઓ માંડી વાળવા. આવી જાતની સૂચના પોતાના પુત્રને કરતાં શેઠશ્રી પોતાના વીલમાં જણાવે છે કે–જેવો 'ઘરોબો' ઘરસંબંધ પોતે સદર બન્ને શેઠીઆઓ સાથે રાખે છે, તેવો જ સંબંધ પોતાના પુત્રે તેમની સાથે રાખવો અને દોસ્તી

સંબંધ ચાલુ રાખવો. શેઠ સાહેબનો આટલો 'ઘરોબો' હોવા છતાં તેમને એક્ઝીક્યુટર તરીકે નીમતા નથી એ ખાસ નોંધવા લાયક છે અને જરૂર પડે ત્યારે તેમની સલાહ લેવા માટે પોતાના પુત્રને ભલામણ કરે છે. દીર્ઘદૃષ્ટિ કે વ્યવહારકુશળતા આ બાબતને અંગે ધ્યાન ખેંચવા લાયક જણાય છે.

૩. શેઠ મોતીશાહને પોતાના પુત્ર ખીમચંદભાઈની વેપાર-શક્તિ માટે બહુ સાધારણ ખ્યાલ જણાય છે. ચોથી કલમને છેડે શેઠના વડીલના નામના ધંધા તથા શેઠના પોતાના નામના ધંધા બંધ કરવાનું જણાવે છે, અને તે નામે વેપાર ન કરવાનું જણાવે છે અને અમરચંદભાઈ દમણીના ભાગમાં પુત્ર ખીમચંદના નામનો વેપાર ભાગમાં ચાલે છે તે જ ચાલુ રાખવાની સલાહ આપે છે તે પરથી ખીમચંદભાઈની વ્યાપાર કરવાની અને વધારવાની શક્તિ શેઠશ્રી મોતીશાહની નજરમાં સામાન્ય પ્રકારની હશે એમ અનુમાન થાય છે. તે જ પ્રમાણે વહાણો પણ પોતાના નામ પરથી ઉતારી તેની લાગત રકમ ચોપડામાં પોતાને મજરે આપે તે પરથી પણ એ જ અનુમાન થાય છે. અને 'હમારી કજા બાદ હમારે હિસાબેથી દોકડા ૧ ની જીનસ રાખે નહિ' એ વાત સ્પષ્ટ કરવામાં કદાચ ધર્મભાવના પણ હોય. જ્યાં સુધી પોતાના નામે વેપાર ચાલે કે વહાણો ચાલે ત્યાં સુધી આરંભ-સમારંભનો દોષ પોતાને લાગે એવી માન્યતા પણ કારણભૂત હોય. ગમે તેમ હોય, પણ પોતાની હયાતી બાદ વહીવટો સંકેલી લેવાની વાત એકથી વધારે વખત વીલમાં કરી છે તે અર્થસૂચક છે અને પુત્રની વય લગભગ બત્રીશ વર્ષની હોય ત્યારે સાધારણ અનુભવની

વિરુદ્ધની બીના છે. વીમાનું મતું પણ પોતાના નામનું ન કરવાનો હુકમ કર્યો છે ( કલમ ૧૧ ) તેથી પોતાનું નામ ન બગાડવા દેવાની ચીવટ હશે, તેટલી જ ચિંતા પુત્રના સાહસિકપણાને અંગે હોવી સંભવિત લાગે છે.

૪. શેઠ મોતીચંદ પોતાના સગાંવહાલાંથી ખૂબ નારાજ હશે એમ અનુમાન થાય છે. વીલની કલમ ૩ માં ખાસ જણાવે છે કે–પોતાના સગાંવહાલાંની સાથે મસલત કરે નહિ કે વેપાર–ધંધો કરે નહિ. અને વેપાર–ધંધા કે દેવું ૧૩ માસમાં દેવા માટે સલાહની જરૂર પડે તો અમરચંદ દમણીની સલાહ લે, ‘ કોઇ બીજા માણસની સલાહ લીએ નહિ ’ ( કલમ ૧૦ ). આ બન્ને વાત સાથે ઉપર જણાવેલ બે પારસી મિત્રો શેઠ જમશેદજી જીજીભાઇ અને શેઠ બમનજી હોરમસજી વાડીઆજી સાથે લેવડદેવડને અંગે મસલતની સૂચના ઘણી સૂચક છે. પુત્રને શેઠ ભલામણ કરતા જાય છે કે સગાંવહાલાં સાથે ‘ રીત-રિવાજ ’ ચાલતા હતા તે હાથ પહોંચે ત્યાં સુધી ચલાવવા ( કલમ ૩ ) અને સાથે જ ‘ પણ હમારા સગાંવહાલાં મધેથી કોઇની શલા તા. મીશલત લીએ નહિ તા. તે લોકો સાથે વેપાર–ધંધો પણ ભાઈ ખીમચંદ દોકડા ૧ નો કરે નહી. ’ એ કોઇ કડવા અનુભવોનું પરિણામ હોવું જોઇએ. ધનવાન શેઠો સાથે તેમના સામાન્ય સગાંસંબંધી કેવું વર્તન રાખે છે અને તેની ઉન્નતિને અંગે કેવા શબ્દોમાં વાતો કરે છે એ વાતનું અત્ર દિગ્દર્શન હોય કે બીજું ગમે તે કારણ હોય, પણ આ હકીકત ખાસ સૂચક જણાઈ છે તેથી તે પર અત્ર જરા નુકતેચીની કરવાની જરૂરીઆત જણાઈ છે.

૫. વસીઅતનામાની શરૂઆતમાં જ જણાવે છે તે પ્રમાણે શેઠ મોતીશાહની કુલ મિલ્કત સ્વોપાર્જિત હોઈ તેના ઉપર પોતાનું સંપૂર્ણ સ્વામિત્વ અને તેના ઉપયોગનો નિર્ણય કરવાની પોતાની સત્તા છે. એ હકીકત શેઠે પોતાની મિલ્કત ઉત્પન્ન કરી છે, રળી છે અને બહુ નાની વયમાં સંપાદન કરી છે એ હકીકત અગાઉ જણાવી છે તેને ટેકો મળે છે. આ કલમ ૧ લી લખવામાં મોતીચંદ શેઠ કોઈ જાતનું જાત્યભિમાન કરતા હોય કે પોતાની કમાવાની શક્તિનું દિગ્દર્શન કરતા હોય તેમ પ્રથમ દૃષ્ટિએ લાગે તેવું છે. 'જે કાંઈ હમારું છે તેના સરવેના ધણી હમો પોતે છઈએ' આ વાક્ય અથવા આવી મતલબનું વાક્ય હિંદુના વીલની શરૂઆતમાં લખવું જ પડે છે. સંયુક્ત કે વડિલોપાર્જિત મિલ્કત નથી, પણ પોતાની વસ્તુ પોતે રળેલી છે એ બતાવવાની જરૂર હોઈ વકીલે અથવા વીલ ઘડનારે આ કલમ દાખલ કરેલી છે તેમાં શેઠશ્રીના અભિમાનનો પ્રશ્ન જ નથી, પણ કાયદાની જરૂરીઆતને અંગે એ દાખલ કરવાની આવશ્યકતા જણાઈ હોવાનું માત્ર દર્શન છે.

૬. આ વસીઅતનામા પરથી શેઠ મોતીશાહના પોતાના અથવા સહીઆરા(ભાગીદારી)ના નીચે પ્રમાણે ધંધાઓ હતા એવું જણાય છે.

(ક) શેઠ **અમીચંદ સાકરચંદ**ના નામનો ધંધો અસલ ચાલતો હતો તેનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે, તે ધંધો વીલ કરતી વખતે બંધ છે એમ જણાવવા સાથે તેનું દેવું તથા લેણું લેવા પૂરતું; બાકીનું નામ કરવાની સત્તા પોતાના પુત્રને આપી છે. (કલમ ૪)

(ખ) શેઠ **નેમચંદ અમીચંદ**ના નામનો ધંધો અગાઉ ચાલતો હતો તેનું લેણું-દેવું લેવાની તથા દેવાની આજ્ઞા પોતાના પુત્ર ખીમચંદભાઇને કરવામાં આવી છે. સદર વહીવટો વર્ષો પૂર્વે બંધ કરેલા હોવા છતાં તેની લેવડદેવડ બાકી રહી હતી એમ જણાય છે. (કલમ ૪)

(ગ) શેઠ **મોતીચંદ અમીચંદ સાકરચંદ**ના નામનો પોતાનો સુવાંગ વહીવટ વીલની તારીખ વખતે ચાલતો હતો. આ વહીવટ મુંબઇમાં ચાલતો હતો એમ જણાય છે. એ વહીવટની લેવડદેવડ અને ઉથલપાથલ ઘણી મોટી હશે એમ સહજ અનુમાન થાય છે. (કલમ ૪)

(ઘ) શેઠ અઠેશંગ (**હઠીશંગ**) **કેશરીશંગ**ના નામનો મોટો વેપાર મુંબઇમાં ચાલતો હતો અને જે પેઢીની સ્થાપના સં. ૧૮૮૦માં થઇ હતી એમ અન્ય સાધનોથી જણાય છે તેનો મુખ્ય વ્યાપાર શરાફી અને સોદાગરીનો હતો તે પેઢીના અમુક વ્યાપારમાં શેઠ મોતીચંદના નામનો ભાગ હતો. મતલબ એમ જણાય છે કે-અફીણુ ભાગમાં ચીન દેશ ચઢાવ્યું હશે. કદાચ બીજા વ્યાપારમાં પણ ભાગ હોય. આખી પેઢીમાં ભાગ જણાતો નથી, પણ તેના અમુક વ્યાપારમાં હશે. તે પેઢીમાં શેઠના નામ પર રૂપીઆ ૯૦૦૦૦ લગભગ જમે હતા, તે અને વ્યાપારના નફાનો હિસાબ કરવાનો હતો. એ નફો આવે તેમાં ચાર આનાનો ભાગ શેઠ અમરચંદ ખીમચંદના વહીવટનો હતો. તે તે વહીવટને મજરે

આપવાનો હતો. આ હકીકત વીલની કલમ ૪ માંથી જણાય છે.

(ઙ) મુંબઈમાં **મકનજી નાનજી** માંગરોળીના નામથી વેપાર ચાલતો હતો તેમાં શેઠ મોતીચંદનો પોતાના નામથી ભાગ હતો. આ મકનજી નાનજી તે શાહ નાનજી જેકરણના મોટા પુત્ર હતા. નાનજી જેકરણ કલકત્તાના પ્રથમ ગુજરાતી બાબુ અને અસલ માંગરોળના દશાશ્રીમાળી જૈન હતા. એ પ્રથમ દરિયો કાપી ચીન જનારની હકીકત અન્યત્ર આપી છે ત્યાંથી વિચારવા લાયક છે. આ મુંબઈના મકનજી નાનજીના વેપારમાં મોતીશાહ શેઠનો ભાગ આઠ આના હતો, એમ વીલની ચોથી કલમથી જણાય છે.

(ચ) **અમરચંદ ખીમચંદ** કંપનીના નામનો મોટો વેપાર મુંબઈ અને કલકત્તામાં ચાલતો હતો. એ પેઢીમાં શેઠ મોતીચંદનો ભાગ આઠ આના હતો અને તે વહીવટમાં ભાગીદાર તરીકે શેઠના પુત્ર ખીમચંદભાઈનું નામ હતું. પણ તે ભાગ શેઠનો પોતાનો હતો. આ વહીવટનું સર્વ કામકાજ શેઠ અમરચંદ દમણી કરતા હતા. સં. ૧૮૯૦ સુધીનો એ કંપની ભાગીદારીનો હિસાબ થયો હતો અને ત્યાર પછીનો કરવાનો હતો. તેમાં શેઠના સાતથી સાડાસાત લાખ રૂપીયા નફાના જમે હતા એમ વીલની ચોથી કલમ પરથી જણાય છે. આ વહીવટમાં પણ અફીણ અને રેશમનું કામ ચાલતું હતું અને આડતનું કામ પણ મોટા પાયા

પર થતું હતું. કલકત્તાથી બંગાળી અફીણુ ચીન મોકલવામાં આવતું હતું અને મુંબઈથી માળવી અફીણુ ચઢાવવામાં આવતું હતું. શેઠના ભાગીઆ અમરચંદ ખીમચંદ દમણી દમણુના રહેવાસી હતા અને શેઠ મોતીશાહના પ્રધાન સલાહકાર હતા અને શેઠ સાથે ખૂબ સંબંધ રાખતા હતા. શેઠ મોતીશાહના ભરોસાપાત્ર હોઈ એણે વ્યાપારને ખૂબ વધારી દીધો હતો અને સાથે પોતે ધર્મ શ્રદ્ધાવાન અને ક્રિયારુચિ હોઈ શેઠની ધર્મ-ભાવનામાં પણ સાથે રહી વધારો કરનાર હતા. આ વહીવટ ધીકતો ચાલતો હતો અને શેઠ મોતીશાહના અવસાન વખતે એની ઊંચામાં ઊંચી પરાકાષ્ઠાએ પહોંચ્યો હતો.

(૭) શેઠ નાનજી જેકરણુના નામનો કલકત્તામાં વેપાર ચાલતો હતો તેમાં શેઠ મોતીચંદની પાંતિ આના નવની હતી અને તે પાંતિમાં ભાગીદાર તરીકે શેઠના પુત્ર ખીમચંદભાઈનું નામ આપવામાં આવ્યું હતું. મુંબઈમાં મકનજી નાનજીનો વહીવટ ચાલતો હતો તે આ વહીવટથી તદ્દન જુદો સમજવાનો છે. એ વહીવટની વાત ઉપર આવી ગઈ. નાનજી જેકરણુના મોટા પુત્ર મકનજીનો વહીવટ તેના પિતાશ્રીથી અલગ હતો. વીલ પરથી જણાય છે કે આ વહીવટનો હિસાબ સં. ૧૮૮૭ સુધીનો થયો હતો તેના નફાના ૨૨૦૦૦ રૂપીયા તે વહીવટમાં શેઠના પુત્ર ખીમચંદભાઈને નામે જમે હતા અને ત્યારપછીના નફાના ભાગના રૂપીયા

૭૫૦૦૦ થી એક લાખ થાય એટલે ચાર વર્ષની રાશે જોતાં શેઠની આ વહીવટમાંથી સરેરાશ આવક પચીશ હજાર આસપાસની ગણાય.

વીલ ઉપરથી આ પ્રમાણે વહીવટો ચાલુ હતા અથવા સંકેલવાના હતા એમ માલૂમ પડે છે.

૭. શેઠના વહાણવટાના ધંધાને અંગે વીલમાંથી નીચેની હકીકત પ્રાપ્ત થાય છે.

(અ) વહાણ "હોરમસજી બમનજી" અને વહાણ 'ચારલટ'-માં શેઠની પાંતિ–ભાગીદારી હતી. શેઠ વીલમાં જણાવે છે કે–આ વહાણો વેચી નાખવા અને બીજા ભાગીદારો વેચવા ઈચ્છે નહિ, તો તે ખીમચંદભાઈએ ખંડી લેવા અને તેની જે રકમ મોતીશાહ શેઠને નામે આવે તે ખીમચંદભાઈએ મોતીશાહ શેઠના વહીવટમાં તેને મજરે આપવી. અંતે કુલ વારસ તો ખીમચંદભાઈ જ હતા, પણ ધર્મદૃષ્ટિએ પોતાના નામે કોઈ આરંભ–સમારંભ પોતાના મરણ પછી ન થાય એ દૃષ્ટિએ આ સૂચના–આજ્ઞા વીલમાં કરી હોય એમ અનુમાન થાય છે.

અન્યત્ર પ્રાપ્ત થયેલા લેખો પરથી તો એમ માલૂમ પડે છે કે આ 'હોરમસજી બમનજી' વહાણના અસલ માલિક શેઠ વાડીઆ હોરમસજી બમનજી હતા અને તે વહાણ વેચાયું ત્યારે તેના માલેક શેઠ મોતીચંદ અમરચંદ થયા. વહાણ 'ચારલટ' સંબંધી વધારે વિગત મળી શકતી નથી.

(આ) વીલ પરથી વધારે માલૂમ પડે છે કે–મોતીશાહ શેઠે સં. ૧૮૯૧ માં પોતાને હિસાબે 'લેડી ગરાંટ' નામની બોટ બંધાવી અને 'બોંબે' નામની સ્કૂનર બનાવી. આ બન્ને બોટ તથા સ્કૂનરના ખતપત્તરો પોતાના પુત્ર ખીમચંદભાઇને નામે કરાવ્યા. ખીમચંદને પિતાશ્રી જણાવે છે એ વહાણુની લાગટ તથા સફરનો ખરચ થયો હોય તે હવે તે વહાણુના ખાતામાંથી હવાલો નાખી પોતાના નામ પર ખીમચંદભાઇ કરી લે અને તે રકમ શેઠને પોતાને મજરે આપે. આ હિસાબની ચોખવટ અને ભવિષ્યના સમારંભની જવાબદારી ન લેવાની અગમચેતી બતાવે છે. બાકી હવાલા નાંખી અંતે તો વીલ પ્રમાણે કુલ રકમ ખીમચંદભાઇને જ જવાની હતી, પણ આ પદ્ધતિ અને વિચારણા નોંધ કરવા લાયક છે.

આ બન્ને નાના વહાણુ (સ્કૂનર) જણાય છે. 'બોંબે' સ્કૂનર ૯૦ ટનની હતી. 'લેડી ગરાંટ'ની વિગત પ્રાપ્ત થઇ નથી.

૮. ઉપરાંત શેઠ મોતીચંદ અમીચંદ વીમાનો મોટો વેપાર કરતા હતા એમ વીલના ૧૧ મા પારા પરથી જણાય છે. તેની વિગત વાંચતાં સમજાય છે કે–શેઠે પોતાને ત્યાં વીમાની 'ઑફિસ' રાખી હતી. આમાં ખુલાસાની જરૂર જણાય છે.

અત્રે વહાણુના દરિયાઈ વીમાની વાત છે. આખા વહાણુનો અને વહાણુની અંદર જતી ચીજોનો વીમો ઉતારવાનો દેશી ધારા પ્રમાણેનો વીમો તે વખતે શરૂ થઈ ગયો હતો. એક

બંદરથી બીજા બંદર જતાં વહાણુ અને તેની અંદરના માલનો વીમો ઉતારવામાં આવતો હતો. ઋતુ અને જોખમ પ્રમાણે વીમાનો દર ઠરાવવામાં આવતો, તે સેંકડે બે આનાથી બાર આના સુધીનો થતો અને ચોમાસા નજીકના વખતમાં તે બે ટકા સુધી થઇ જતો. વીમો ઉતારવાની પદ્ધતિ બે પ્રકારની હતી. એક તો વીમાના ધંધામાં ભાગીદારીના દોકડા ઠરાવવામાં આવતા અને એક નામે ભાગીદારી કરી દોકડા પ્રમાણે નફો-નુકસાન વહેંચી લેવામાં આવતા અને બીજી રીતે દરેક વીમા વખતે તેના ખત પર મત્તું કરી તેમાં પાંતિ રાખવામાં આવતી. ૧૧ મા પારા પરથી શેઠ મોતીશાહનો વીમાની ઑફિસની વાત જણાવે છે એટલે ભાગીદારીથી ઘણા મોટા પાયા પર ચીન જતા માલનો પંતીઆળામાં વીમો ઉતારવાનો ધંધો કરતા હશે એમ જણાય છે.

વીલમાં જણાવે છે કે-એવી રીતે ઉતારેલા વીમાના હિસાબ દફ્તર-ચોપડામાં દાખલ કરેલા છે. એ પ્રમાણે જેનું લેણુંદેવું હોય તે લઈ દઇને ભાગીદારો સાથે છેવટનો હિસાબ કરી નાખવો અને ભાગીદારોને ભાગે દોકડા પ્રમાણે જે નફો આવતો હોય તે આપી ભાગીદારી બંધ કરવી અને તે નામે-એટલે પોતાના નામે તેમના મરણ બાદ વીમાનો વેપાર કરવો નહિ અને તે નામે મત્તું કરવું નહિ. વીલમાં શેઠ જણાવે છે કે-પોતાની હયાતી બાદ ખીમચંદભાઈનો વિચાર મત્તું મૂકવાનો હોય એટલે કે વીમામાં છૂટક ધંધામાં ભાગ કરવો હોય તો પોતાને નામે કરે, પણ મોતીશાહ શેઠના નામે મત્તું કરે નહિ કે વીમો ઉતારે નહિ.

વીમાના ધંધા ઘણી કુનેહ અને ગણતરી તથા વાદળને પરખવાનું વાયુશાસ્ત્રીય જ્ઞાન માગે છે. આડબંદરે વહાણના માલમ માલ ઉતારી દે અને વહાણ વામવાનો રિપોર્ટ કરે વગેરે ઘણાં જોખમો તેમાં છે, તેથી ખીમચંદભાઈને એ ધંધો કરવાની લગભગ ના પાડતા હોય તેવો ભાવ જણાવી, કદાચ તે ધંધો કરવો હોય તો ખીમચંદભાઈ પોતાને નામે મતું કરે એટલે ચાલુ ધંધો ન કરે, પણ નાની રકમનું મતું કરે એટલે છૂટક વીમો ઉતારવાનો ધંધો કરે અને તે પણ 'જુજ' નજીવી નાની રકમનું મતું કરવા જણાવ્યું છે. આમાં વ્યાપારની દીર્ઘદૃષ્ટિ અને શેઠની પોતાની નજરમાં ખીમચંદભાઈની વ્યાપારશક્તિનો કેટલો અને કેવો ખ્યાલ હશે તે પર ધ્યાન ખેંચાય છે.

૯. હવે કુટુંબી દૃષ્ટિએ જોઈએ તો પોતાની મિલકતના કુલ વારસ તરીકે ખીમચંદભાઈને નીમવામાં આવ્યા છે. વીલમાં વ્યવસ્થાને અંગે પોતાની સ્ત્રી-ખીમચંદભાઈની માતાને માટે તેના નામના રૂપીઆ ૬૦૦૦૦ સાઠ હજાર વ્યાજે ચઢતા પેઢીમાં જમે કરાવેલા છે. આ રકમમાંથી રૂપીઆ દશ હજાર ખીમચંદભાઈની વહુને આપવા અને બાકીની રકમ તથા તેમની પાસે જે કાંઈ ઘરેણું અને ઝવેરાત હોય તે સર્વે કુલ સત્તા સાથે શ્રીમતી ગુલાબબાઈ-ખીમચંદભાઈની માતાને આપ્યું છે. સાષ્ટિમાં( સાલસેટમાં )વિહાર ગામ ઉપર રૂપીઆ ૪૫૦૦૦ અમીચંદ ખીમચંદ દમણીને નામે મારગેજ આપ્યા છે તે રકમ પોતાની પત્ની( ગુલાબબાઈ )ની છે એમ સ્પષ્ટ કર્યું છે. સામાન્ય રીતે ગુલાબબાઈ પાસે ઘરેણું અને ઝવેરાત પણ તેમની સ્થિતિના પ્રમાણમાં એક લાખ રૂપિઆની કિંમતથી

ત્રણસારે રકમના હોવાં જોઇએ. એ જ ગુલાબબાઈના પેટના એક-ના એક પુત્ર ખીમચંદભાઇ હોવા છતાં પોતાની પત્નીને પરાધીન થવું ન પડે એ દૃષ્ટિએ આ પ્રમાણે વ્યવસ્થા કરી મોતીશાહ શેઠે પોતાની વ્યવહારદક્ષતા બતાવી છે.

આખા વીલમાં કોઈ સગાનું નામ નથી, તે માટે કાંઇ વ્યવસ્થા નથી અને શરૂઆતમાં સગાંવહાલાંઓ સાથે સલાહ કે મસલત ન કરવાની અને તેમની સાથે કોઇ ધંધો ન કરવાની ત્રીજી કલમમાં સલાહ–સૂચના ખીમચંદભાઇને કરી છે તે પરથી ઉપરના ચોથા પેટા વિભાગમાં સગાસંબંધી પરત્વે વિચારો જણાવ્યા છે તે પાકા થાય છે.

૧૦. શેઠ મોતીશાહની મુંબઈની સ્થાવર મિલ્કત કલમ ૭ માં બતાવી છે. તે પરથી જણાય છે કે–તેમની મિલ્કતમાં કોટમાં રહેવાનું ઘર બતાવવામાં આવ્યું છે. એ ઘર હાલ બોરાબજારમાં દેરાસર છે તેની બાજુમાં હતું–એમ અત્યારે પણ જોઈ શકાય છે. એ ઘર હાલમાં વેચાઇ ગયું છે અને તેની માલીકી અન્યની છે. તે ઉપરાંત ભાયખલામાં જગ્યા લઈ (લવલેન) ત્યાં દેરાસર બાંધ્યું છે તેનો અને કાવસજી પટેલ સ્ટ્રીટમાં પાંજરાપોળ બાંધી છે તેનો ઉલ્લેખ કરી એ પાંજરાપોળવાળી જગ્યા તેમજ ભાયખલા અને કોટવાળી જગ્યા કોઇથી વેચાય નહિ એમ જણાવ્યું છે. આ સિવાય બાકીની સર્વ મિલ્કત કે વહાણ વેચવાની કુલ સત્તા પોતાના પુત્ર ખીમચંદભાઇને આપી છે.

૧૧. મોતીશાહ શેઠની ગણતરી પ્રમાણે પોતાની મિલ્કત

દશ લાખ રૂપીઆની ગણુંવામાં આવી છે. (કલમ ૯) તેઓ પોતાના આખા એસ્ટેટની કિંમત દશ લાખ મૂકે છે અને તેને અંગે પોતાના કુલ વારસને સર્વ સત્તા આપી, પાલીતાણામાં બંધાતાં દેરાસરને પૂરું કરવાની અને જાત્રા (સંઘ) પ્રતિષ્ઠા ખર્ચની તેને માથે ફરજ નાખે છે. પાલીતાણાનું દેરાસર પૂરું કરી નાખી તેની પ્રતિષ્ઠા કરવાના શેઠના કોડ કેટલા હશે તે આ પરથી ખાસ જણાય છે. ટુંકની બાંધણીનું ઘણું-ખરૂં કામ તે વખતે પૂરું થવા આવ્યું હતું, પણ વીલ કરતી વખતે પ્રતિષ્ઠાનું મુહૂર્ત લેવામાં આવ્યું નહોતું, કારણ કે વીલ વખતે સં. ૧૮૯૨ નો વૈશાખ માસ ચાલતો હતો, પણ શેઠને એ વાત ખાસ ગળે હતી અને તે પૂરું કરવાની તમન્ના હતી એમ જરૂર જણાઇ આવે છે. 'એ પછી બાકી જે કાંઈ રીએ હમારૂં દેવું આપતાં તેનો માલેક તા. (તથા) ધણી હમારો વારસ તા. છોકરો ભાઈ ખીમચંદ વીં. મોતીચંદ છે.' આ શબ્દોમાં વારસને કુલ વારસ નીમવાના ઉલ્લેખ સાથે પણ દેવું દેવાની ખાસ આતુરતા છે. કલમ ૪ માં 'ને સરવે એવેજ માસ ૧૩ અંકે માસ તેરની અંદર એકઠો કરીને કુલ દેવું જે કાંઈ હમારા વડવા શા. અમીચંદ સાકરચંદ તા. ભાઈ નેમચંદ અમીચંદના નામની પેઢીનું તથા હમારા નામની પેઢીનું જે કાંઇ વાજબીની રીતે જેનું નીકળે તેને વીઆજ સુદ્ધાં દોકડે પાએકે હમારો વારસ ભાઈ ખીમચંદ વી. મોતીચંદ આપે.'—આમાં કેટલુંક પ્રમાણિકપણું અને કર્તવ્યબુદ્ધિ નીતરે છે તે ખાસ વિચારવા જેવું છે. પોતાના પિતાના કે ભાઈના નામના વહીવટો તો કયારના બંધ થઇ ગયા

હતા, તેનું દેવું પૂરેપૂરું વ્યાજ સાથે દોકડા પાએકે આપવાની વૃત્તિ જે વ્યકિતમાં હોય, જેણે બાપની પુંજીમાં આગળ જણાવ્યા પ્રમાણે માત્ર દેવું જ મેળવ્યું હોય અને કાયદેસર કે વ્યવહારથી જે દેવું દેવા પોતે બંધાયેલ ન હોય તે આપી વડીલને ઋણમુક્ત કરવા એમાં માનસિક ઉચ્ચ ખ્યાલાત અને કુશળ વ્યવહારબુદ્ધિ દેખાય છે. આવા વ્યવહારુ વિચારના માણસો લાખો રૂપિયા મેળવે તેમાં નવાઈ નથી.

દેવું પૂરેપૂરું પોતાનું અને પોતાના પિતા તથા ભાઈના નામનું આપવાની વાત નાનકડા વીલમાં કલમ ૪ માં ૯ માં અને ૧૦ માં ત્રણ વખત કરી છે તેથી એ વાતની શેઠની ચીવટ અને તેમનો આગ્રહ કેટલો હશે તે બરાબર જણાઈ આવે છે.

૧૨ ખીમચંદભાઈ ' નજરમાં આવે તો થોડો વેપાર પોતાના નામનો ભાઈ અમરચંદ ખીમચંદની કુંપની સાથે ચાલે છે તેમજ ચલાવે.' ત્યારે તેમ ન કરવાનું યોગ્ય જણાય તો તે ભાગ બંધ( મેકુબ ) કરે એમ જણાવી ભાઈ ખીમચંદ અને અમરચંદ દમણી ' બન્ને જણા સાથે એકદીલીથી ધનધો કરે તો ગણું સારૂં ' એમ કલમ ૪ ને છેડે જણાવે છે તે પરથી કદાચ અમરચંદ દમણી સાથે પંતીઆળું ચલાવવામાં મુશ્કેલી આવશે એમ અનુમાન થાય, પણ પ્રતિષ્ઠાનું આખું કાર્ય અમરચંદ દમણીની સલાહ પ્રમાણે શેઠ ખીમચંદભાઈએ કર્યું છે એ જોતાં એ જાતના ભયને સ્થાન રહેતું નથી, પણ ૧૦ મી કલમની આખરે ' ધીરજથી અમરચંદની સલા( સલાહ ) લેવી ગટે તો લઈને કામ કરવું '

એમ જણાવી શેઠ મોતીશાહે પોતાનો મોટો વિશ્વાસ અમરચંદ દમણી પરનો વ્યક્ત કર્યો છે અને 'સારા માણસોની દોસ્તી રાખવી' એવી ભલામણ શેઠે એ જ પેરેગ્રાફમાં કરી છે તે પરથી શેઠને ખીમચંદભાઈની વ્યાપારશક્તિ માટે બહુ ઊંચો ખ્યાલ નહિ હોય એમ લાગ્યા વગર રહેતું નથી. તેર માસમાં સર્વ લેણું દેવું ચૂકવી આપ્યા પછી 'હમારે નામનું વેપાર દોકડા ૧, નો ચલાવે નહિ' એવો આદેશ ચોથી કલમને છેડે કર્યો છે એ સર્વ એક બાબત જરૂર બતાવે છે અને તે એ છે કે–શેઠ મોતીશાહની નજરે ખીમચંદભાઈ વ્યાપારશક્તિમાં મંદ હતા અને મેળવેલ વસ્તુ જાળવી રાખી શેઠની આબરુ જાળવે તો ઠીક એવી ભલામણને યોગ્ય હતા. શેઠ ખીમચંદભાઇના ભોળપણનો તે ખ્યાલ આગળ ઉપર આવશે, તે વાત કર્તવ્ય-શાળી વહેવારુ મોતીશાહ શેઠે સમજી જોઈ ગયા હતા એમ વીલના જુદા જુદા વિભાગમાં દેખાયા કરે છે.

૧૩. શેઠ મોતીશાહને ગળે પાલીતાણાની ટુંકની વાત ખૂબ હતી, કલમ ૮ માં જણાવે છે કે–પાલીતાણાના દેરા-(મંદિર)નું કામ અત્યારે ચાલે છે તેમાં હજુ ૨૫૦૦૦૦ અઢી લાખનું ખરચ બાંધકામ પાછળ બાકી છે–'જો શ્રી ગોડી-પારશનાથજી સાહેબ હમારી ઉમર બખશે છે તો તેની મદતથી હમોને ઉમેદ છે. જે આવતે વરશે હમો તે જાતરા જાઇને કરશું.' આ તો બાંધકામ પૂરતી વાત થઈ. વીલમાં આગળ તે જ કલમમાં જણાવે છે કેઃ–'તે એમ કરતાં તે શાહેબની ખુશી નહી હશે તો તો પછી હમારી કજા બાદ હમારૂં ધારેલું જાતરાનું કામ સરવે પૂરૂં કરવું તે હમારા વારસને ફરજ છે તેથી જરૂર

કરવું.' આમાં 'જાતરા'ની વાત લખી છે તેમાં સંઘ કાઢવો અને પ્રતિષ્ઠા પ્રવેશ મહોત્સવ કરવા એ બન્ને વાતનો સમાવેશ થાય છે. નવમી કલમમાં 'ડેરાનો તા. જાત્રાનો' એમાં બન્ને ખર્ચની ફ્રોડ પાડી તે કર્યા બાદ જે વધે તેનો વારસો ખીમચંદભાઈને આપવાની સ્પષ્ટતા કરી છે. પાલીતાણાની બાબત શેઠના મનમાં બહુ અગત્ય ધરાવતી હતી તે વાતની આ કલમ ૮ અને ૯ થી સ્પષ્ટ થાય છે અને તે કાર્ય પૂરું કરવાની તથા સંઘ પ્રતિષ્ઠાની વાત કરવાની ફરજ બહુ ચોક્કસ રીતે ખીમચંદભાઈને માથે નાખી છે.

આ બાબતમાં દેરાસરના કામમાં 'હજુય કામ રૂ. ૨૫૦૦૦૦) અંકે બે લાખ ને પચાશ હજાર ખરચવા બાકી છે.' એમ કલમ આઠમા જણાવ્યું છે તેના બે અર્થ શકય છેઃ એક તો રાા લાખનું બાકી છે અથવા પોતે પાલીતાણે ખરચવા માટે સંકલ્પ કરીને જે રકમ અલગ કાઢી હતી તે પૈકી અઢી લાખ ખરચવા બાકી છે. અમુક પ્રસંગે શેઠે પાલીતાણામાં મોટી રકમ ખરચવાનો સંકલ્પ કર્યો હતો એવી લોકકથા ચાલે તેનો આમાં કદાચ ઉલ્લેખ હોય. પણ સીધો અર્થ તો બાંધ-કામને અંગે અઢીલાખનું ખર્ચ બાકી હોય તે જ સંભવે છે અને પ્રતિષ્ઠા થઈ ગયા પછી પણ સં. ૧૮૯૮ સુધી ટુંકનું કામ ચાલતું હતું એવી વાત હવે પછી આવશે તે જોતાં એ જ અર્થ વધારે બંધબેસતો જણાય છે. મોતીશાહ શેઠનું આ મહાન અને ભવ્ય જીવનધ્યેય હતું—એ તો ગમે તે અર્થ વિચારતાં ચોક્કસ જણાય છે.

૧૪. જે આસામીના પિતા હયાત હોય તેનું નામ લખતાં તેના નામ અને પિતાના નામ વચ્ચે વિ. લખવાનો રિવાજ હતો. 'વિ.' એટલે વિદ્યમાન-હયાત. જેના પિતા ગુજરી ગયા હોય તેનું નામ લખતાં વિ. લખવામાં નહોતો આવતો. વીલમાં 'ખીમચંદ વી. મોતીચંદ' ત્રીજી તથા ચોથી કલમમાં આવે છે, તેનો ભાવ આ પ્રમાણે સમજવો. ગુજરાતીમાં એ રીતે નામ લખવાની પદ્ધતિ, વિક્રમની વીસમી સદીના મધ્યભાગ સુધી હતી, ત્યાર પછી આધુનિક કેળવણીના પ્રચાર સાથે તે રીત બંધ થઈ ગઈ જણાય છે.

૧૫. 'જો કદીશ અતરેની શુપરીમ કોરટ મધેથી જો પવર લેવો ગટે તો હમારો વારસ ભાઈ ખીમચંદ મોતીચંદ લીયે.' આ પવરની વાત લખી છે તે 'પ્રોબેટ' સમજવો અને ઈસ્વી સન ૧૮૩૬ માં મુંબઈ શહેરમાં સુપ્રીમ કોર્ટ ચાલતી હતી, અને વીલના પવર અપાતા હતા તે વાત ધ્યાન ખેંચનારી છે. સ્વોપાર્જિત મિલ્કતનું વીલ-વસીઅત કરવાની સત્તા હિંદુને હતી અને છે અને વીલનો પવર લેવાની જરૂર પડે તો લેવાની સૂચના કરવામાં આવી છે. આ પવર લેવાની વાત જૂદી છે. બાકી શેઠ ખાસ ભલામણ કરી ગયા છે કે 'ને કોરટમાં ખરાબ પણ થવું નહિ.'—આટલા ઉપરથી કેટલાય એસ્ટેટ કોરટે જઈ ખરાબ થતાં દેખાય છે તેનો તે વખતે પણ પ્રચાર થઈ ગયો હશે એમ વીલ પરથી જણાય છે.

આ રીતે આખા વસીઅતનામામાં વ્યવહારદક્ષતા, દીર્ઘ-

દૃષ્ટિ, વ્યાપારનું કૌશલ્ય, પુત્રપ્રેમ, કુટુંબ વાત્સલ્ય, ધર્મભાવના, ઉત્કટ શ્રદ્ધા અને ભવિષ્ય માટે આશા, ઉલ્લાસ અને શ્રી ગોડી પાર્શ્વનાથ માટે અસાધારણ પૂજ્યભાવ જોવામાં આવે છે. ૫૪ વર્ષની વય એ કાંઇ બહુ મોટી ઉમર ન કહેવાય. આખા વસીઅતનામામાં આદર્શ પુખ્તપણું બતાવ્યું છે. તે પરથી શેઠ મોતીચંદ અમીચંદના જીવનના આદર્શ શા હતા અને તેમની રગેરગમાં પ્રામાણિકતાનો વૈભવ કેવો હતો તે પારદર્શક રીતે જણાઈ આવે છે. એમાં પોતાના પિતાના નામના દેવાથી માંડીને ભાઈનું દેવું વ્યાજ સુદ્ધાં આપવાની વિચારણા કેન્દ્રસ્થાને છે અને શત્રુંજય–પાલીતાણાના દેરાસરની ટુંકની પ્રતિષ્ઠા અંગેનો સંઘ અને મહોત્સવ આદર્શ સ્થાને છે. એમાં પુત્ર તરફનો પ્રેમ એને સર્વાધિકારી બનાવે છે, પણ સાથે એને મોટા સાહસમાં ન ઝંપલાવવાની લાગણી એની શક્તિ, એને માટે શેઠનો પોતાનો ખ્યાલ એની પરીક્ષક શક્તિ બતાવે છે. એમાં જ્ઞાતિ કે જાતિનો આગ્રહ નથી. એમાં પારસીઓ સાથેનો સંબંધ જીવતોજાગતો છે તેને વ્યક્ત કરી એને ચાલુ ટેકો, હૃદયની વિશાળતા અને મનુષ્યની સંબંધ રાખવા વધારવાની ગણતરી માટે બહુમાન થાય તેવું છે અને વ્યાપારની સાહસિકતાના ચિત્રદર્શનથી એ વસીયતનામું ભરપૂર દેખાય છે. દેવાદાર તરીકે જિંદગી શરૂ કરનાર કુશળ વ્યવહારુ માણસની એ યુગમાં વિચારધારા કયા માર્ગે પ્રવાસ કરતી હતી એનો ઉત્તમ દાખલો એ વસીઅતનામું પૂરો પાડે છે.

ઉપર પ્રમાણે વસીઅતનામા( વીલ ) પર સં. ૧૮૯૨ના વૈશાખ શુદ ૩ સોમ–અક્ષયતૃતીયાને દિવસે સહી કરવામાં આવી.

તેની અંગ્રેજી તારિખ ૧૮ એપ્રીલ ૧૮૩૬ હતી. તે વખતે શેઠ મોતીશાહની વય ૫૪ વર્ષની થઇ હતી. વનમાં પ્રવેશેલા એ શેઠશ્રીને શો વ્યાધિ હતો તે સમજાતું નથી. તેની કોઇ સ્થાનકે નોંધ નથી, પણ અગાઉના કરેલા વસીઅતને રદ કરવાનો ઉલ્લેખ તે વસીઅતમાં નથી તેથી આ વીલ તેમનું પહેલું અને છેલ્લું માનવાને કારણ રહે છે. આ પ્રમાણે વીલ પર સહી કરવામાં આવી અને તે પર રીતસર સાક્ષીઓ કરાવવામાં આવી.

આ સાક્ષી કરનારમાં ત્રણ પારસીઓ છે. સર જમશેદજી જીજીભાઈની સાક્ષી મથાળે છે, છેલ્લા બમનજી વાડીયાની છે અને તેની પહેલાં જાંગીરજી ખુરશેદજી છે. આ શેઠનો પારસીઓ સાથેનો ઘરોબો બતાવે છે અને તેમાં બે સાક્ષી કરનાર જૈન છેઃ શેઠ નાનજી જેકરણ માંગરોળવાળા અને અમરચંદ ખીમચંદ દમણવાળા. આ હકીકત પણ ખાસ ધ્યાન ખેંચે તેવી જણાય છે.

ઉપર પ્રમાણે વીલ કર્યા પછી શેઠ મોતીશાહની તબિયત ધીમે ધીમે વધારે બગડી હોય એમ જણાય છે, ગમે તેમ હોય પણ તેમના મનની ઇચ્છા શ્રી શત્રુંજય પરની ટુંકની પ્રતિષ્ઠા અને બિંબપ્રવેશ મહોત્સવ કરી લેવાની હતી. આને માટે તેમણે મોટા વિદ્વાન જોશી(જ્યોતિષી)ઓને સં. ૧૮૯૨ના શ્રાવણ માસમાં બોલાવ્યા અને બન્ને કાર્ય માટે મુહૂર્ત શોધવા નક્કી કર્યું. અનેક જાતની ગણતરીઓ કરી. ચોમાસામાં પ્રતિષ્ઠાનું મુહૂર્ત આવે નહિ અને ત્યારબાદ કાઠિયાવાડમાં ઉત્તરાયણ (ખીહર–મકર સંક્રાંત) પહેલાં એક માસ સુધી

ધન રાશિનો સૂર્ય થાય એમાં મુહૂર્ત હોય નહિ એટલે નજીકમાં નજીકનું મુહૂર્ત સં. ૧૮૯૩ના મહાશુદ ૧૦નું પ્રતિષ્ઠા માટે અને મહા વદ ૨ નું બિંબપ્રવેશ મહોત્સવ માટે નક્કી કરવામાં આવ્યું.

અહીં એક બાબતની સ્પષ્ટતા કરવાની છે. આરસને ઘડીને તેની મૂર્ત્તિ બનાવવામાં આવે ત્યાં સુધી તેને એક વસ્તુ કે રમકડા તરીકે ગણવાની હોય છે. એને રગદોળવામાં કે એના પર ટાંકણા મારીને ઘડવામાં કોઈ જાતની આશાતના ગણાતી નથી. જો કે આગળ જણાવ્યું છે તેમ શેઠ મોતીશાહે તો પ્રતિમા ઘડાવવામાં પણ સ્નાન, શુદ્ધ વસ્ત્ર અને સુગંધી મુખવાસની વ્યવસ્થા કરી હતી, એ પ્રમાણે મૂર્તિઓ તૈયાર થતાં તે પૂજનિક થતી નથી. એના સંબંધમાં સુવિહિત આચાર્યને વરદ હાથે એમાં પ્રાણ–ચૈતન્ય મૂકવામાં આવે ત્યારે તે પૂજનિક થાય છે. એ વિધિમાં અનેક પ્રકારના મહોત્સવ સાથે એક જાતનું અંજન તૈયાર કરવામાં આવેલું હોય છે, તે આચાર્ય પોતે એક સોનાની શલાકા( સળી )વડે આંખમાં વિધિપૂર્વક મંત્રોચ્ચાર સાથે આંજે ત્યારે તે પ્રતિમા( મૂર્તિ ) પૂજનિક થાય છે. આવી રીતે જે પૂજનિકતાનું વિધાન થાય છે તે મહોત્સવને લોકભાષામાં ‘ અંજનશલાકા ’ અથવા ‘ અંજન-શલાખા ’ કહેવામાં આવે છે. તે ખરી પ્રતિષ્ઠા છે. એમાં પથ્થરની અંદર ઈશ્વરત્વના પ્રાણ પૂરવામાં આવે છે અને તેને **પ્રતિષ્ઠાનું** નામ આપવાનાં આવે છે. એ વખતે જે આચાર્યે એ અંજન કર્યું હોય તેના નામનો ઉલ્લેખ મૂર્તિની નીચેની પાટલી પર કરાય છે અને તે વખતે મૂર્તિ ક્યા દેવની છે

તેનું નામાભિધાન જે લાંછન કોતરાવીને મુકરર કરેલું હોય છે તેનો નિર્ણય થાય છે. આ વિધિને પ્રતિષ્ઠાવિધિ શાસ્ત્રકાર કહે છે. આ વિધિને અન્યત્ર 'પ્રાણપ્રતિષ્ઠા'–અંજનશલાકા પણ કહેવામાં આવે છે. એ વિધિનું વિવેચન આગળ જોવામાં આવશે.

કોઈ પણ પ્રતિમાની પ્રતિષ્ઠા થઈ ગઈ હોય એટલે એમાં ઈશ્વરત્વ આમેજ થયું હોય તેની અમુક મંદિરમાં સ્થાપના કરવામાં આવે, તેને દેરીમાં બેસાડવામાં આવે કે ગોખલામાં બેસાડવામાં આવે, તે વખતે જે મહોત્સવ કરવામાં આવે તેને શાસ્ત્રમાં પ્રતિષ્ઠા મહોત્સવ કહેવામાં આવે છે. ઉપર જણાવ્યું તે અંજનશલાકાનો વિધિ બહુ લાંબો, ખર્ચાળ અને આકરો હોઈ અતિ જૂજ પ્રસંગે બને છે, પણ ખરી પ્રતિષ્ઠા તે છે. લોકોક્તિમાં બિંબ સ્થાપના મહોત્સવને પ્રતિષ્ઠા કહેવામાં આવે છે. અત્યારે કોઈ જંગ્યાએ પ્રતિષ્ઠાના મુહૂર્તની કંકોતરી આવે ત્યારે તે બિંબસ્થાપના મહોત્સવની છે એમ સમજવાનું છે. અંજનશલાકા તો બહુ ઓછા પ્રસંગે થાય છે. આ કાળમાં સં. ૧૯૮૮ માં પાલીતાણા પાસે કદંબગિરિમાં એવી અંજનશલાકા થઈ હતી અને તે વખતે સેંકડો જિનબિંબોને પૂજનિક કરવામાં આવ્યા હતા. તેની પહેલાં પાલીતાણા શ્રી શત્રુંજય ગિરિરાજની તળાટીમાં બાબુના મંદિરમાં અંજનશલાકા થઈ હતી. તે વાતને લગભગ પચાસ વર્ષ થયાં છે. આ પ્રતિષ્ઠા મહોત્સવ અને અંજનશલાકાનો તફાવત ધ્યાનમાં રાખવા જેવો છે. કોઈ પણ મૂર્તિની અંજનશલાકા તો એક જ વખત થઈ શકે છે, જ્યારે પ્રતિષ્ઠામહોત્સવ તો કારણપ્રાપ્તિએ એકની એક મૂર્તિનો એકથી વધારે વાર થઈ શકે છે.

આ અર્થમાં અંજનશલાકાનું મુહૂર્ત સં. ૧૮૯૩ના મહા શુદ ૧૦નું અને પ્રતિષ્ઠાનું મુહૂર્ત મહા વદ ૨નું આવ્યું. શેઠ મોતીશાહે એ તારિખો મુકરર કરી. સં. ૧૮૯૨ના શ્રાવણ વદમાં દેશવિદેશમાં પ્રતિષ્ઠાની વાતો પ્રચલિત થઇ ગઈ. છ માસ પહેલાં મુહૂર્ત લેવાયાં અને આનંદનો પાર રહ્યો નહિ. કંકોતરી મોકલાણી કે નહિ તે વાત ચોક્કસ થઇ શકતી નથી, પણ મુહૂર્ત તો નક્કી થઈ ગયાં.

દરમ્યાન શેઠ મોતીશાહનો મંદવાડ વધી ગયો. વ્યાધિનો પ્રકાર સમજાયો નથી, તેમની તબીયત બગડવા સાથે ગિરિરાજ પર પ્રતિષ્ઠા કરવાની વાત તેમના મન પર વધારે સજ્જડ થવા લાગી અને કોઈ રીતે પ્રતિષ્ઠા પોતાને હાથે થાય એની રટના અને તમન્ના જાગી. શ્રાવણ વદમાં પર્યુષણ પહેલાં એમણે સર્વ સગાંસંબંધીઓ વચ્ચે વાત કરી, એમના પુત્ર ખીમચંદભાઇને ભલામણ કરી કે 'મારે પ્રતિષ્ઠા જરૂર કરવી છે, પણ ગોડીજી મહારાજનો હુકમ હશે તેમ થશે. મારું શરીર પડી જાય તો તમારે શોક કરવો નહિ, શોક પાળવો નહિ, લીધેલ મૂરત ફેરવવું નહિ અને દમણી અમરચંદ ખીમચંદની સલાહ લઈ તે કહે તે રીતે ખરચ કરી મારા મનની મુરાદ પૂરી પાડવી અને મારી ખોટ જણાવા દેવી નહિ.' આ વખતે અનેક સંબંધીઓ હાજર હતા, મિત્રો, સ્નેહીઓ અને સગાંઓ હાજર હતા અને આપણી રીત પ્રમાણે સર્વ દિલાસો આપતા હતા કે—શેઠ પોતે સો વર્ષના થશે અને પ્રતિષ્ઠા પોતાને શુભ હાથે કરશે.

સં. ૧૮૯૨ના પજુસણ આવી પહોંચ્યા. શેઠ મોતીશાહે

અધૂરાં રહેલાં કામોની ભરભલામણુ કરી દીધી. પોતાના દેણુદારો હતા તે પૈકી જેની સામાન્ય સ્થિતિ હતી તેને ચોપડા સાથે બોલાવી તેનાં ખાતાં સરખાં કરાવી નાખ્યાં. એમાં ભવિષ્યમાં તેમને કોઇ વારસ તરફથી તકલીફ ન થાય એ તેમની ચિંતા અને દીર્ઘદૃષ્ટિનો વિષય હતો.

શેઠનો વ્યાધિ વધી ગયો. ભાદરવા શુદ ૧ રવિવારના રોજ મહાવીર જન્મવાંચનને દિવસે પ્રભુસ્મરણુ કરતાં અને સર્વની ક્ષમા માંગતાં શેઠ મોતીશાહ આ લોકમાંથી ચાલ્યા ગયા. ચોપન વર્ષની પુખ્ત વયે મોટા સાહસિક વ્યાપારી, વહાણુવટી અને ધર્મધુરંધરની નામના મેળવી આંખ મીંચી ગયા અને સંસાર સાથે મોતીશાહના નામનો સંબંધ પૂરો કરી વિદાય લઈ ગયા.

તે વખતે આખા મુંબઈ શહેરમાં મોટી હડતાળ પડી, વ્યાપારીઓને શોક થયો, મિત્રોને દુઃખ થયું અને ઘરના માણુસોને વિયોગ થયો; પણુ તેમની ઇચ્છા પ્રમાણે કોઇ જાતનો શોક વ્યવહાર કરવામાં ન આવ્યો. ગુલાબબાઇ-(દીવાળીબાઇ) શેઠના ધર્મપત્નીએ પણુ કોઈ પ્રકારનો જાહેર કલ્પાંત કર્યો નહિ, છાજીઆ મરસીઆ કે કૂટવાની પ્રચલિત ક્રિયાઓ બંધ કરી અને લૌકિક વ્યવહાર માટે આવનારને હાથમાં નવકારવાળી આપવા માટેની પ્રથા ચાલુ કરી.

આવી રીતે એક અતિ કુશળ, દક્ષ, પ્રમાણિક, ધર્મરુચિવંત, મહાસાહસિક વ્યાપારીના જીવનનો અંત આવ્યો. જૈન પર્વણી પર્યુષણુમાં અવસાન થવું એ પણુ એક મહત્તાનું કારણુ છે અને શુભ ગતિનું સીમાચિહ્ન છે. આવા અવસાન માટે શોક

વિગેરે મહાન્ ઉપકારીઓનાં નામ જનતા યાદ કરે છે અને અનેક અમરકૃતિઓમાં અમર કરે છે. શેઠ મોતીશાહ આમાં પ્રથમ કોટિમાં આવે. એ તો ગયા અને અંતે સર્વને વહેલા મોડા જવાનું છે, પણ એના નામ રહી ગયા અને અનેક વર્ષો સુધી એને જનતા યાદ કરશે. નામ રાખવાની આ સુરીતિ છે. અત્યંત અધમ કામ કરનાર, જનતાને મહાન્ ત્રાસ આપનાર અને લોકોને દુઃખી કરનાર બહારવટીઆઓનાં નામ પણ રહે છે અને લોકો ભય અને ત્રાસથી એવાને યાદ કરે છે. અને ફાંસીએ જનારાના ફોટોગ્રાફ છાપામાં આવે છે. નામ રાખવાની આ કુરીતિ છે. પ્રથમ રીતિ વર્ણવી—એ દૃષ્ટિએ જોતાં શેઠ મોતીશાહ પોતાનું નામ અમર કરી ગયા છે.

યાદ રાખવાનું કે આ વાત માત્ર સો વર્ષ પહેલાંની છે. એ વખતે અંગ્રેજી રાજ્યનો કાબૂ હજુ જામતો જતો હતો. સુધારામાં લોર્ડ વીલીયમ બેન્ટીકે સતી થવાનો રિવાજ નાબૂદ કર્યો હતો, દેશમાં ધનધાન્યની વિપુળતા હતી, સ્થાનો આબાદ હતાં, ગામડાંઓ સ્વાવલંબી અને સંતોષી હતાં, કુટુંબવાત્સલ્ય અનેરું હતું અને સમાજના આગેવાનોની નજરમાં સ્વધર્મી પ્રત્યે અસાધારણ વાત્સલ્ય હતું. તે યુગનાં સૂત્રો જુદાં જ હતાં, વાતાવરણ તદ્દન અલગ પ્રકારનું હતું અને જનતાની આબાદીના પ્રશ્નો તદ્દન ધોરણ પર હતા. તે વખતના પુરુષોની ગણના કરવાનું ધોરણ પણ જુદું જ હોય. એ ધોરણે તપાસતાં શેઠ મોતીશાહનું જીવન સ્વાવલંબી, ધર્મશ્રદ્ધા અસાધારણ અને દાનરુચિ ઉત્તમ પ્રકારની હોઇ એ યુગની જનતામાં તેઓનું જીવન ધન્ય ગણાય. એમની જીવદયા–વિચારણા જૈનને શોભાવે

તેવી હતી, એમની ભાવનાસૃષ્ટિ ઘણી વિશિષ્ટ હતી અને એમની સાહસિકતા વ્યાપારીઓમાં તેમને પ્રથમ હરોળમાં મૂકી દે તેવી હતી.

આ રીતે શેઠ મોતીશાહ સં. ૧૮૯૨ના ભાદરવા શુદ ૧ના રોજ પર્યુષણને ચાલતે તહેવારે વિદાય લઇ ગયા. છેલ્લાં દિવસો ધર્મવિચારણામાં કાઢયા, પોતાની પાછળ કોઇ જાતનો શોક ન કરવા ભલામણ કરતા ગયા, અને ગિરિરાજ પર પ્રતિષ્ઠા કરવાનું અને તે નિમિત્તે સંઘ કાઢવા માટેનું લીધેલ મુહૂર્ત જરાપણ ન ફેરવવા માટે આગ્રહ કરી ગયા. તેમણે ખાસ ભલામણ કરી કે લીધેલ મુરતે જ પ્રતિષ્ઠા કરવી અને તે માટે સર્વ પ્રકારનો બનતો આગ્રહ ખીમચંદભાઇને કરી સાથે અમરચંદ દમણી વિગેરે પોતાના ભાગીઓ, સ્નેહીઓ અને સંબંધીઓને પાકી ભલામણ કરતા ગયા. ખીમચંદભાઇને સાચી સલાહ આપવાનું અને પ્રતિષ્ઠાનું કાર્ય ધારેલ દિવસે જરૂર આટોપવાનું કહી શેઠશ્રી પરમાત્માના નામોચ્ચારણપૂર્વક ગયા અને આ શરીરે સર્વ સંબંધ વિસરાવતા ગયા.

શેઠ મોતીશાહના અવસાનને દિવસે સમસ્ત મુંબઇ શહેરમાં મોટી હડતાળ પડી, સર્વ બજારો, વ્યાપારો અને ધંધાઓ બંધ રહ્યા, હજારો માણસો અને શેઠ સોદાગરો જ્ઞાતિ કે ધંધાના તફાવત વગર શેઠને ત્યાં કોટના મકાને ખરખરો કરવા આવી ગયા અને ભદ્રિક દીલના ખીમચંદભાઇને એકાએક આવી પડેલી આપત્તિ માટે હિમ્મત આપતા ગયા.

આ રીતે એક મહાન વ્યાપારીની કારકીર્દીનો છેડો આવ્યો.

પિતાએ અને મોટાભાઇએ મૂકેલ દેવું દીધા ઉપરાંત એમણે મોટી પુંજી મૂકી. મનુષ્યના જીવનની ફતેહ કેટલી રકમ તે મૂકી જાય છે તે પરથી થતી નથી એ વાત ખરી છે, પણ એ વાત ધ્યાનમાં રાખવા જેવી તો છે. શેઠ મોતીશાહનો વ્યવહાર પ્રમાણિક, વર્તન ઉચ્ચ, પ્રતિષ્ઠા પ્રથમ પંક્તિની અને લોકરુચિ અત્યંત આકર્ષક હોઇ તેઓ વ્યાપારી તરીકે જેમ પ્રસિદ્ધ હતા, તેમજ વિશ્વાસ કે વર્તનની બાબતમાં પણ ઉચ્ચ સ્થાન ધરાવતા હતા. માત્ર સિદ્ધગિરિ યાત્રા–પ્રતિષ્ઠાની મનની મુરાદ તેમની પૂરી ન થઇ અને એ વાત એમની અંત ઘડી સુધી એમને સાલ્યા પણ કરી. એમણે જીવન પૂર્ણ કર્યું, પણ એમના આદરેલ કાર્યની ઇતિશ્રી ન થઈ, પરંતુ એમણે ધારેલી તેવી સર્વ ગોઠવણ, સૂચના અને વ્યવસ્થા તેઓ કરતા ગયા. એ કાર્ય ત્યાર પછી એમની ઇચ્છા પ્રમાણે કેવી રીતે થયું તે આપણે હવે જોઈએ.



( १८ )

## અધૂરાં પૂરાં કરવાનાં પ્રયાણ : સંઘયાત્રા.

શેઠ મોતીશાહ તો સં. ૧૮૯૨ ના ભાદરવા શુદ ૧ રવિવારે ગયા, પણ એમના જીવનની જમાવેલી સૃષ્ટિ અને કર્તવ્ય ભાવના મૂકતા ગયા. એમના અવસાનને અંગે જનતામાં મોટી અરેરાટી થઈ. એમના પુણ્યશાલી જીવદયાપ્રધાન આત્માની સર્વતોમુખી પ્રશંસા થઇ, વ્યાપારીઓએ એમની સાહસિકતા વખાણી, ગરીબોએ એમના દાનવીરપણાની પ્રશંસા કરી, મિત્રોએ એમના સૌહાર્દને અંજલિ આપી, દેણદારોએ એમની ઉદારતાને ઓપ આપ્યો. આ રીતે સાર્વત્રિક પ્રશંસા પામી દુનિયાની નજરે મહાન્ જીવન-સફળ જીવન જીવી શેઠ મોતીશાહ ગયા.

તેમની ઇચ્છા પ્રમાણે તેમની પાછળ મ્હોં વાળવા કે રીતસર રડવાનો શોક ન થયો. બાકી તેમના પત્ની, તેમના પુત્ર અને તેમના મિત્રો અને નોકરચાકરને આકરો ઘા લાગ્યો.

દુનિયામાં બને છે તે પ્રમાણે ઉઠમણા બેસણાના વિધિ થયા. લોકોએ પ્રશંસા કરી, ઉન્નત જીવનને વિશેષ ઉન્નત બનાવ્યું અને આ રીતે શેઠ મોતીશાહના જીવનનું પ્રકરણ બંધ થયું, પણ ખરી રીતે તેઓ ખીમચંદભાઈ માટે નવું પ્રકરણ ઉ...

ગયા. અવસાન પહેલાં સ્નેહી-સંબંધી સમક્ષ શેઠ મોતીશાહે સિદ્ધગિરિની ટુંકમાં પ્રતિષ્ઠા કરવાનું કાર્ય લીધેલ મુહૂર્તે કરવા ભારપૂર્વકની ઇચ્છા જણાવી હતી. એ ઇચ્છા એવા આકારમાં જણાવી હતી કે એના અંતરમાં હુકમ હતો અને સર્વ સંબંધીઓ તે ઇચ્છાને હુકમ જેવી સમજતા હતા. તે વખતના વ્યવહાર પ્રમાણે દિવાળીબાઈ-મોતીશાહ શેઠના પત્ની-વિધવા જ્યાં સુધી ખૂણામાં હોય ત્યાં સુધી કોઈ મહોત્સવ-મંગળ કાર્ય ન થઈ શકે. દેશના રિવાજ પ્રમાણે છ માસ તો શોક જરૂર પાળવો પડે, તેમાં મોટા મહોત્સવ મંડાય ત્યાં તો વાજાં વાગે, ધામધુમ થાય. એ સર્વ વાતનો વિસંવાદ થતો હતો. આ બાબતની ગૂંચવણ ચાલ્યા કરતી હતી, પણ શેઠ તો મોટા જોશીઓ પાસે જોવરાવી મૂરતની તારિખો નક્કી કરી ગયા હતા.

ખીમચંદભાઈ શેઠના એકના એક પુત્ર ભોળા સ્વભાવના હતા, અને ખૂબ નિખાલસ દિલના હોઈ તદ્દન ભદ્રિક જીવ હતા. એમનામાં મહુંમ શેઠ જેવી સાહસિકતા ન હોતી અને કાર્ય કરવામાં નિશ્ચયબળ જોઈએ તે પૂરતા પ્રમાણમાં ન હોતું. એમનામાં ભક્તિ ભાવના અસાધારણ હતી. એમની ધર્મશ્રદ્ધા અસાધારણ હતી અને એમને પિતાનું વચન એ ઇશ્વરવચન હતું. એને પિતાના વચનને ઉલ્લંઘવું નહોતું, પણ છતાં ચાલુ વ્યવહારથી પણ એ જાણીતા હતા. માતા ખૂણામાં હોય, હજુ દેશપરદેશથી લોકો લૌકિક નિમિત્તે આવતાં હોય, ત્યાં મોટા ઉત્સવનાં પગરણ માંડવા એ વાતમાં એમને ગૂંચવણ દેખાતી હતી. એકાદ માસ તો અનિશ્ચયાત્મક સ્થિતિમાં નીકળી ગયો. શેઠના મરણનો આઘાત પણ આકરો હતો,

ચાલુ વ્યવહારો સંભાળવાના હતા, તેમજ સગાસંબંધીને મ્હોઢે રહેવાનું હતું. પણ વાતનો નિર્ણય કર્યા વગર ચાલે તેમ ન હોતું. એક બાજુ શેઠ મોતીશાહનો હુકમ અને બીજી બાજુ ચાલુ વ્યવહારની વિસંવાદિતા વચ્ચે ગોથાં ખાતાં એ ભોળા શેઠીઆને અંતે એક બુદ્ધિ સૂજી અને તેના અમલની વાતનો નિર્ણય થઈ ગયો.

હકીકત એમ બની કે પ્રતિષ્ઠા અને મહોત્સવ સાથે સંઘયાત્રાનું કામ કયારે કરવું તે બાબતમાં ખીમચંદભાઇના મનમાં આહટદોહટ થતો હતો તેને અંગે દિવાળી પહેલાં તેમણે પોતાના પિતાના સંબંધી સ્નેહી શુભેચ્છકો પૈકી શેઠ અમરચંદ દમણી, શેઠ ફૂલચંદ કપુરચંદ અને માંગરોળી શેઠ નાનજી જેકરણને એકઠા કર્યા અને તેમની પાસે ચર્ચા શરૂ કરી. આ સર્વ સલાહકારોની સલાહ લેવાની મહુંમ મોટા શેઠ ભલામણ વારંવાર કરી ગયા હતા અને અમરચંદ દમણીનું સલાહકાર તરીકેનું નામ તો વીલમાં પણ લખી ગયા હતા. આ સંબંધમાં પારસી સલાહકારોની સલાહ બહુ ઉપયોગી નીવડે તેમ નહોતું, કારણ કે તેઓ જૈનના રીતરિવાજથી બહુધા અજાણ્યા હતા.

આ મંડળીમાં ખૂબ ચર્ચા થઈ. સંઘયાત્રા અને મહોત્સવ માટે તો મોટા પાયા પર તૈયારી કરવી પડે અને ઉત્સવમાં તો વાજાંગાજાં અને જમણની મુખ્યતા હોય એટલે વહેવારમાં ખરાબ ન લાગે એવી પણ ચર્ચા થઇ, પણ અંતે શેઠ મોતીશાહનો હુકમ શિરસાવંદ્ય ગણાયો. શેઠ મોતીશાહની અંતિમ ઇચ્છા એકથી વધારે વખત લીધેલ મુહૂર્તે સર્વ કામ તુરત આટોપવાની હતી. વહેવારકુશળ માણસોએ અંતે ચાલુ વ્યવ-

હાર માનવા કરતાં શેઠના હુકમ અને ઈચ્છાને વધારે માન આપવાની સૂચના સ્વીકારી અને ઘણી તપાસ અને જોશીઓની ગણતરી પછી લીધેલ મુહૂર્તને ફેરવવું નહિ એવા નિશ્ચય પર સર્વ આવી ગયા. શેઠનું વચન અને સારું મુહૂર્ત ફેરવવું નહિ એ વાતનો અંતે નિશ્ચય થયો. શેઠાણી દિવાળીબાઇ મજબૂત વિચારના બાઈ હતા. એમણે એ વિચારને સંમત કર્યો. કોઈ અંદરખાનેથી ગણગણતા હતા કે શેઠને ગત થયાને હજુ બે માસ પૂરા થયા નથી, ત્યાં ઉત્સવ મંડાણની વાત અનુચિત કહેવાય, પણ ઘરના માણસો અને મોટા સલાહકારો એકમત થયા એટલે અંતે વાતનો નિશ્ચય થયો અને લીધેલ સૂરતે કામ આદરવું અને આટોપવું એમ સર્વ એકમત થયા. દિવાળી લગભગમાં અંતે નિર્ણય થઇ ગયો કે શેઠની ઈચ્છાને માન આપી મહા માસમાં બન્ને મુહૂર્તો લીધેલ તારિખે કરી નાખવા.

વાત કાંઇ નાનીસૂની નહોતી. પાલીતાણા જવા માટે સંઘ કાઢવો અને ત્યાં પ્રતિષ્ઠામહોત્સવ કરવો અને બિંબપ્રવેશ મહોત્સવ કરવો એ તે વખતનાં સાધન-સામગ્રી અને અવરજવરનાં સાધનોને અંગે મહાભારત કામ હતું અને ઘણી વિગતવાર ઝીણવટથી તૈયારી માગતા હતા. મોટા શેઠની ઇચ્છા ઠામ ઠામના સંઘોને આમંત્રણ કરી અમુક દિવસે પાલીતાણે પહોંચવાની હતી અને પાલીતાણામાં સર્વ સંઘોની ભક્તિ દિવસો સુધી કરવાની હતી. આ પ્રમાણે વ્યવસ્થા કરવા માટે તો અનેક જાતના ડેરા, તંબૂ, વાસણ, ગાડલાં, ગોદડાં, રાવટીઓ વિગેરેની તૈયારી જોઇએ, વિધવિધ રસોઈઓ માટે અનાજ સંગ્રહ, ઘી, સાકર, માલમસાલા એકઠા કરવા જોઈએ, પહેરવાના

વસ્ત્રો ખરીદવા જોઈએ અને સર્વને રૂબરૂ નોતરાં આપવાં જોઇએ. કેટલી વસ્તુઓ અને ગોઠવણો જોઇએ તેનો ખ્યાલ તો કામ કરનાર કાર્ય આદરે ત્યારે જ તેની સમજ પડે. ' વિવાહ માંડી જુઓ અને ઘર ઉખેળી જુઓ. ' એ લોકોક્તિ પ્રમાણે તો અવસર માંડે કે ઘરના પાયા ઉખેળે ત્યારે કેટલી ચીજો જોઇએ છીએ અને કેવાં કેવાંનાં મ્હોઢાં બોલાવવાં પડે છે તેનો ખ્યાલ આવે. તેમાં પણ ખીમચંદભાઇ ભદ્રિક જીવ હતા. ક્યાં ઊગે છે અને ક્યાં આથમે છે તેની વિશેષ ગતાગમ વગરના હતા અને કુશળ દિવાળીબાઈ શેઠાણી ખૂણે હતા. એવે અવસરે સગાંવહાલાંઓના વેધવચકા જાળવવાનું કામ ભારે આકરું થઈ પડે છે. નાનો સામાન્ય માણસ વધારે પડતો સત્કાર, સન્માનં અને નોતરાં માંગે છે અને સામાન્ય નજીવા માણસને નાની વાતમાં દુઃખ લાગી જાય છે; પણ અમરચંદ દમણી ભારે કુશળ માણસ હતા. એ વેપારી વૃત્તિના અને ખૂબ મીઠા સ્વભાવના વહેવારુ માણસ હતા. એમણે સર્વ કામ પોતાના હાથમાં લઈ લીધું. શેઠ ખીમચંદભાઈ તો જાણે રાજા હોય તેમ તેને મુખ્ય સ્થાનકે રાખ્યા, પણ નાનામાં નાની વાતથી તે હજારોના ખરચ કરવાની સર્વ સત્તા અને વ્યવસ્થા, વસ્તુસંગ્રહ, બનાવટ અને ઝીણી વિગતો પોતે ઉપાડી લીધી અને ખીમચંદભાઇને જણાવી દીધું કે–એણે કોઇ વાતની ચિંતા ન રાખવી, છતાં ખીમચંદભાઈ સર્વ કરે છે એવી એની મુખ્યતા એમણે જાળવી રાખી અને પોતાની ઇચ્છા પ્રમાણે તે હુકમ કરે તેનો અમલ જાણે પોતે કરે છે એવું વાતાવરણ જમાવી

લીધું. કોઈ પણ વાત કરવી હોય ત્યારે તેને પાર પાડવાના વહેવારુ માર્ગો જરૂર હોય છે અને શોધવાથી તે મળી શકે છે, એનો આ બાબતમાં સાક્ષાત્કાર થવા લાગ્યો. સં. ૧૮૯૨ ની દિવાળી આસપાસમાં લીધેલ મુહૂર્તે સંઘ અને પ્રતિષ્ઠાનું કાર્ય પાર પાડવાનો નિર્ણય કરી નાખવામાં આવ્યો.

આ પ્રમાણે નિર્ણય કરવામાં શેઠ મોતીશાહની ઇચ્છાને માન અપાતું હતું, તેમણે લીધેલ મુહૂર્ત ન ફેરવવા ખાસ ઇચ્છા જણાવી હતી અને ચાલુ વ્યવહારને આવા મોટા કામમાં આડે ન લાવવાની વાત પર સર્વેએ ભાર મૂક્યો હતો. શેઠ ખીમચંદભાઈમાં ધર્મશ્રદ્ધા અપરંપાર હતી અને શેઠાણી દિવાળીબાઈ લોકવ્યવહાર કરતાં પૂજ્ય મર્હુમ પતિની આજ્ઞા પાળવાના મતનાં હતાં. એ નિર્ણય કરવામાં શેઠ ખીમચંદભાઈના બીજા સલાહકારો, શેઠ મોતીશાહના ખાસ સ્નેહીઓ અને જૈનેતરોએ પણ સહકાર આપ્યો અને મોટાં કાર્યમાં દેવતાઓને નોતરવાનો વિધિ જાણીતો છે તે પ્રમાણે શેઠ મોતીશાહ દેવતાઓને નોતરવા ગયા છે એવી માન્યતાને પ્રાધાન્ય આપી, સંવત્ ૧૮૯૩ ના પોસ માસમાં સંઘ કાઢવો અને માહા માસમાં અંજનશલાકા અને પ્રતિષ્ઠાનાં કાર્યો કરવાનો ઠરાવ કરવામાં આવ્યો.

આ લીધેલ મુહૂર્તને માટે કોઈ સગાસંબંધી સહજ ગણગણ કરવા લાગ્યા. તેમના મતે દિવાળીબાઈના ખૂણા દરમ્યાન મોટા ઉત્સવ–મહોત્સવો ન થાય એવી ધીમી ધીમી વાત ચાલતી હતી, પણ એકંદરે મર્હુમ શેઠની મહેચ્છા, ખીમચંદ-

ભાઈની ભલમનસાઈ અને સલાહકારોના નિર્ણય આગળ કોઈ બોલી શકયા નહિ અને મોટા માણસોની હામાં સર્વે હા ભળી ગઈ.

દિવાળી બાદ મોટા પાયા પર તૈયારી થવા માંડી. દેશપરદેશ સંઘ કાઢવાના સમાચાર પહોંચી ગયા. આ કાળમાં અસાધારણ મોટા પાયા પર સંઘ કાઢવાની અને જબરો મહોત્સવ કરવાની વાતો ગામેગામ પહોંચી ગઈ અને મારવાડ, રજપુતાના, ગુજરાત વિગેરે અનેક સ્થળોના સંઘો પાલીતાણે, એ અવસર પર આવે–એવી વાતો ચાલવા લાગી. ખીમચંદભાઈને ધર્મકાર્ય અને ભક્તિકાર્ય બહુ પસંદ હતું. પિતાના સ્વર્ગગમનનો શોક તો એના દિલમાં જરૂર હતો, પણ ધર્મકાર્યમાં એ વાત આડી ન લાવવી એ વાતનો એના મન પર ચોક્કસ વિચાર હતો. દિવાળીબાઈની પતિપરાયણ વૃત્તિ જાણીતી હતી અને તેમણે પણ ચાલુ વ્યવહાર છોડી દેવાની વાતનો સ્વીકાર કર્યો એ તે યુગના માણસોનાં રીતરિવાજને માન આપવાની બાબતના વિચારો સાથે સરખાવતાં ભારે વાત કહેવાય, પણ તે મજબૂત મનના અને ઉમરાવ દિલના વિધવા સાથે ખીમચંદભાઈની સાદી ભોળાઈ ભળી ગઈ અને વહેવારુ અમરચંદભાઈ દમણીના નિશ્ચયબળને અંતે સર્વે આધીન થયા. પછી તો અનેક વસ્તુ એકઠી કરવાના મંડાણ મંડાયા, ડેરા તંબૂ, રાવટી, ઠામવાસણનો મોટો સંગ્રહ કરવામાં આવ્યો. પાલીતાણે ખાસ માણસો મોકલી ત્યાં મોટા પાયા પર સર્વ ગોઠવણો કરાવવાની યોજના કરવામાં આવી અને ઘરે દરજીઓની હારોની હારો બેસાડવામાં આવી. નવાં કપડાં, તંબૂઓ અને જરૂરી વસ્તુ તૈયાર કરવા વ્યવસ્થા ચાલી. સ્ત્રીઓની મોટી સંખ્યા દરરોજ અનાજ વીણવા, પાપડ બાંધવા

અને વધુવામાં રોકાઈ ગઇ અને માગશર શુદ એકમથી તો શેઠની હવેલીએ અને દેવસંદિરે સંગળગીતના ધ્વનિ નીકળવા લાગ્યા. શેઠ મોતીશાહ સંબંધી કોઈ પણ પ્રકારના શોકની સર્વ વાતો ત્રણ માસની આખરે બંધ કરી દેવામાં આવી. શોકનાં કપડાં સ્ત્રીઓએ દૂર કરી દીધાં, પુરુષોએ માથાં પરની ધોળી પાઘડી કે ફેંટાઓ કાઢી નાખ્યા અને સર્વત્ર લાલ પાઘડીઓ દેખાવા માંડી. તે યુગના લોકવિચારને બરાબર સમજતાં આ મોટો ફેરફાર કહેવાય, પણ એ સર્વની પાછળ ધર્મભાવના, સાધ્યનો નિર્ણય અને મર્હુમ શેઠશ્રીની આજ્ઞાનું પાલન હોઇ જનતા અને સગાંસંબંધીઓ સર્વ એને અનુકૂળ થઇ ગયા અને ભાગ્યશાળી મોતીશાહ શેઠ જાણે હયાત જ હોય અને દેશ પરદેશ નોતરાં દેવા ગયા હોય અને અવસર પર આવી પહોંચવાના હોય એવી રીતે સર્વ કામ કરવા લાગી ગયા. સંઘ તથા પ્રતિષ્ઠાનું કાર્ય સારામાં સારી રીતે કઇ રીતે પાર પડે તે માટે અનેક પ્રકારની સૂચનાઓ કરવા લાગી ગયા અને તેનો સત્વર અમલ કરવાની ગોઠવણના કામમાં પડી ગયા.

**કંકોતરી:**–સંવત ૧૮૯૩ ના માગશર શુદ ૩ ની સુપ્રભાતે દેશપરદેશ કંકોતરીઓ લખવામાં આવી. પ્રત્યેક ગામના સ્થાનિક સંઘોને આમંત્રણ મોકલવામાં આવ્યા. તેમાં જણાવવામાં આવ્યું કે–મુંબઇથી ઊભી સોરઠનો સંઘ ૧૮૯૩ ના પોસ શુદ ૭ ને રોજ કાઢવાનો નિર્ણય કરવામાં આવ્યો છે. તેમાં દેશપરદેશના સર્વ ભાઇઓ બહેનોએ મુંબઇથી અથવા રસ્તે સંઘને મળવું અથવા પાલીતાણે જેમ બને તેમ જલ્દી પધારવા આમંત્રણો

મોકલ્યાં. કચ્છ, માળવા, સોરઠ, મારવાડ, મેવાડ વિગેરે સ્થળે કંકોતરીઓ મોકલવામાં આવી અને ચારે તરફ હર્ષ અને ઉત્સાહનું વાતાવરણ ફેલાઇ રહ્યું.

લોકોમાં હોંસનો પાર નહોતો. દેશ પરદેશમાં સંઘની વાતો ચાલવા લાગી. હજારો માણસો પાલીતાણે પહોંચવાની તૈયારી કરવા લાગ્યા. બની શકે તો શેઠ ખીમચંદભાઇના સંઘમાં ભળવું અને નહિ તો પોસ વદમાં પાલીતાણા પહોંચવું, અને તે માટે મોટાં મોટાં શહેરોમાંથી સંઘો કાઢવાની વાતો શરૂ થઇ. શેઠ ખીમચંદભાઇનો સંઘ મુંબઇથી પોસ શુદ ૭ ને રોજ નીકળવાનો હતો. તે દરિયા રસ્તે નીકળી ઊભી સોરઠ થઇ પાલીતાણે પહોંચવાનો હતો. આ સંઘને મળવા માટે ગામે ગામથી સંઘ કાઢવાની ગોઠવણ હતી. એમ કહેવાય છે કે આ કાળમાં આવો મોટો સંઘ બીજો નીકળ્યો નથી. મુંબઇમાં અને દેશ–પરદેશમાં સંઘની તૈયારીઓ ચાલી. અમદાવાદમાં શેઠ હેમાભાઇના હરખનો પાર નહોતો. એ પણ સંઘવી બની પોતાનો શેઠ મોતીશાહ સાથેનો નેક સંબંધ અને ધર્મભાવના પોષવા ઉજમાળ થઇ રહ્યા હતા અને એ પ્રમાણે સોરઠમાં, ગુજરાતમાં, માળવામાં, રાજસ્થાનમાં અને મારવાડ–મેવાડમાં પાલીતાણાની સંઘયાત્રાની વાતો ચાલવા લાગી હતી. આવી રીતે કંકોતરી દેશ–પરદેશના સ્થાનિક સંઘો પર જતાં ઉત્સાહનું વાતાવરણ ચારે તરફ માગશર માસમાં જામી ગયું અને નાના પ્રકારની તૈયારીઓ ચોતરફ ચાલવા લાગી.

મુંબઇમાં ખીમચંદભાઇને ઘેર વાતાવરણમાં મહાન પરિવર્તન થઇ ગયું. મોતીશાહ શેઠ માટે રોકકળ કે રીતસર મ્હોં

વાળવા કે છાજીઆ લેવાનું તો શરૂઆતથી જ બંધ રહ્યું હતું, પણ છતાં શેઠ જેવા શેઠ જાય તેની પાછળ શોકનું વાતાવરણ તો જરૂર રહે જ, પણ કંકોતરી લખવાનો નિર્ણય થયો ત્યારથી વાતાવરણ તદ્દન ફરી ગયું. જાણે કે મોતીશાહ શેઠ પરદેશ ગયા છે અથવા દેવતાઓને નોતરવા ગયા છે એવી રીતે સર્વ વર્તવા લાગ્યા અને પછી તો વસ્તુઓનો સંગ્રહ અને ડેરા-તંબૂની સજાવટ અને ઘરેણાંની બનાવટ, વડી પાપડ શેવ ખેરો બનાવવાની રસઝટ અને અનેક પ્રકારની તૈયારીઓ ચાલવા માંડી અને સંઘ પ્રયાણ, પ્રતિષ્ઠા, જમણો, વરઘોડા કેમ કાઢવા? વસ્તુઓ ક્યાંથી મંગાવવી? ક્યાં એકઠી કરવી? એના હુકમ પર હુકમો નીકળવા લાગ્યા. કેંદ્રસ્થાને ખીમચંદભાઈ રાજા જેવા લાગતા હતા. ગૌરવર્ણવાળા રાજવીના જેવા શરીરવાળા ભદ્રિક સ્વભાવના એ શેઠને બહુ લપછપ હતી નહિ. એ પોતાનું સેવાપૂજન કાર્ય કદી ચૂકતા નહિ, પણ એના સર્વ કામનો બોજો અમરચંદ દમણી ઉપાડતા હતા અને ફૂલચંદ કપુરચંદ વિગેરે અનેક મુનીમો, બાલાભાઇ કલાણજી કાનજી વિગેરે મુનીમ સલાહકારો અને નાનજીભાઇ જેકરણ જેવા વ્યાપારીઓ સર્વ કામે લાગી ગયા હતા. આખા દિવસમાં અનેક કામો આટોપાતાં હતાં અને અવનવી સૂચનાઓ પાલીતાણા મોકલવામાં આવતી હતી. તે વખતે તાર હતા નહિ અને ટપાલની શરૂઆત નાના પાયા પર હતી, પણ વહાણ મારફત પાલીતાણા કે કાઠિયાવાડ સમાચાર પાઠવવામાં આવે તેનો ત્યાં તુરત અમલ થાય એવા પાકા સમાચાર મોકલી દેવામાં આવ્યા હતા. પોસ વદ ૧ ની લગભગ સર્વેએ પાલી-તાણા પહોંચવાનું હતું અને બને તેટલાએ મોટી સંખ્યામાં

આવવાનું હતું એની તૈયારીઓ અને એના સંદેશાઓ પાઠવવામાં આવતા હતા અને ઘણી જરૂરી ચીજો મુંબઈથી વહાણુમાં સાથે લઈ જવાની હતી તે એકઠી કરવાની અને તૈયાર કરાવવાની ગોઠવણો ચાલી રહી હતી. આ પ્રમાણે ગોઠવણો આખા માગશર માસમાં ચાલી અને ખાવા પહેરવાની અને ઓઢવા પાથરવાની વસ્તુઓના ઢગલા થઈ ગયા. કેટલીક વસ્તુઓ પાલીતાણે પ્રથમથી વહાણ મારફત મોકલવામાં આવી અને બાકીની વસ્તુઓ ત્યાં એકઠી કરી રાખવા હુકમો અપાઈ ગયા. આવી રીતે ૧૮૯૩ નો આખો માગશર માસ મોટા પાયા પર તૈયારી કરવામાં પસાર થયો.

**સંઘપ્રયાણઃ**–કંકોતરીમાં જણાવ્યા પ્રમાણે સં. ૧૮૯૩ ના પોસ શુદ ૭ ને રોજ મુંબઈ શહેરથી સંઘે પ્રયાણ કર્યું. સુપ્રભાતે મોટા હાથી પર શેઠ ખીમચંદભાઈ બેઠા. અનેક સાંબેલાં શણગારવામાં આવ્યાં. ભવ્ય વરઘોડો કાઢવાની સર્વ તૈયારી કરવામાં આવી હતી. નગારાં, શરણાઈ અને વાજાંઓની ધૂમ ગાજી રહી. સ્ત્રી પુરુષો સારામાં સારાં કપડાં પહેરી વખતસર આવી પહોંચ્યા. ધૂમ્રની ઘટા ચારે તરફ ફરી વળી. લામણ દીવડો શેઠ ખીમચંદભાઈના વહુ ગુલાબબાઈએ લીધો. જૈન અને જૈનેતરોની મોટી સંખ્યા એકઠી થઈ ગઈ. અનેક કુળવધૂઓએ માથા પર મંગળકુંભો મૂક્યા. અષ્ટમંગળ આગળ કરી વરઘોડો ચાલ્યો ત્યારે તેમાં એક લાખ ઉપર માણસ હાજર થયું હતું. એ વરઘોડામાં પારસી, અંગ્રેજી, વલંદા અને હિંદુઓએ મોટી સંખ્યામાં ધર્મના ભેદ વગર અતિ ઉત્સાહથી ભાગ લીધો હતો. વરઘોડાની લંબાઈ દોઢ માઈલ ઉપરાંત થઈ

હતી. આવો ભવ્ય વરઘોડો તે કાળે મુંબઇ શહેરમાં પહેલ-વહેલો નીકળેલો હતો એમ કહેવાય છે.

શેઠ ખીમચંદભાઇને અનેક સ્વજનો અને સંબંધીઓએ શિરપાવ કર્યો—ચાંડલો આપ્યો. એમાં પણ ધર્મ કે જ્ઞાતિનો ભેદ રાખવામાં નહોતો આવ્યો. કહેવાય છે કે તે વખતે શેઠ જમશેદજી જીજીભાઈએ વરઘોડાને પોતાના ઘર આગળથી કાઢવાની ઈચ્છા બતાવી હતી અને તે વખતે લાખ રૂપિયાનો ચાંદલો પોતે કરવો એમ જણાવ્યું હતું, પણ શેઠ ખીમચંદભાઇના સલાહકારોએ ધર્મભેદની વાતને આગળ કરી તેમના ઘર તરફ વરઘોડો ન ચલાવ્યો. પણ શેઠ જમશેદજી જીજીભાઈનો મોતીશાહ શેઠ સાથે નાતો એટલો સારો હતો અને તેઓ જાતે એટલા વિવેકી અને નેકસંબંધ જાળવનાર હતા કે જાતે બંદર પર હાજર થઈ એક લાખ રૂપિયાનો ચાંડલો અને શિરપાવ કર્યા. આ લોકોક્તિ હજુ સુધી ચાલુ છે, તે પરથી જણાય છે કે તે કાળમાં ધર્મભેદ જરા પણ નહોતો એટલું જ નહિ, પણ તે યુગના લોકો અરસપરસ નાતો ઘણો જાળવતા હતા અને તે વાત તેમજ થવી જોઈએ એની ઉચિતતા પણ ઊંડી સમજણપૂર્વક સમજતા હતા.

કોટના શેઠના ઘરેથી વરઘોડો નીકળી બંદર પર આવ્યો. મુંબઈથી સંઘમાં કચ્છ, હાલાર, ગુજરાત, ગોલવાડ, મારવાડ, દક્ષિણ, માળવા, મેવાડ અને પૂર્વના અનેક માણસો જોડાયા. મુંબઇથી સંઘ બીજે દિવસે વહાણ માર્ગે જવાનો નિર્ણય થયો હતો. શેઠનો મુખ્ય સંઘ ઊભી સોરઠનો કહેવાય છે તેથી તેઓ માંગરોળ કે વેરાવળ ઉતરી પાલીતાણે ગયા હશે એમ અનુમાન

થાય છે. સંઘ ઊભી સોરઠનો કાઢવામાં આવ્યો હતો એટલી જ નોંધ મળે છે, વધારે વિગત પ્રાપ્ત થઈ નથી. આ સંઘ પોષ વદ એકમના રોજ પાલીતાણે પહોંચી ગયો. ત્યાં અસાધારણ ભવ્ય સામૈયું થયું અને પોસ વદ એકમને મુહૂર્તે ગિરિરાજને ભેટ્યા એમ ઢાળીઆ પરથી જણાય છે, તેથી સંઘ નજીકને રસ્તે પાલીતાણે પહોંચ્યો હશે એમ જણાય છે. સંઘમાં સ્ત્રી પુરુષો અને બાળકો માટે બરાબર સગવડ રાખવામાં આવી હતી.

તે વખતે પોસ વદ એકમ પર શહેરે શહેરના લોકો સંઘમાં મળીને આવી પહોંચ્યા. અમદાવાદથી શેઠ હેમાભાઇ મોટો સંઘ લઇ આવ્યા. નાના નાના એક હજાર સંઘવીઓ આવ્યા એવો લેખ છે. તેનો અર્થ એમ સમજાય છે કે–તે પ્રતિષ્ઠા–કાર્યમાં ભાગ લેવા માટે દરેક શહેર કે ગામના લોકો પોતાના શહેરના આગેવાનને સંઘવી( સંઘપતિ ) બનાવી પાલીતાણે આવી પહોંચ્યા. આવા સાથોની સંખ્યા લગભગ એક હજારની હતી. તે વખતે પાલીતાણાની યાત્રા દૂરના લોકો સંઘ-પ્રસંગે જ કરી શકતા. જાનમાલની સલામતી માટે સંખ્યા સથવારા સાથે યાત્રાએ જવાતું. ચોકીપહેરાની સગવડ પૂરતી કરવી પડતી હતી અને તે વગર એકલડોકલથી યાત્રા માટે પહોંચવું ઘણું કપરું–મુશ્કેલ હતું, એ યુગમાં સંઘ–સથવારાની બહુ ઉપયુક્તતા હતી. સંઘ–પ્રયાણથી ભાઈચારો, સાધર્મીભાવ અને ભક્તિ ખૂબ જામી જતાં અને સાધ્ય સ્પષ્ટ હોવાથી ગિરિરાજના માહાત્મ્ય ચિંતવનમાં રસ્તો પસાર થતો હતો. જનતાને તે વખતે દ્રવ્યચિંતા અને જીવનકલહ બહુ અલ્પ હતા અને ધર્મનિમિત્તે વખત જાય તે ‘ સારો ઉપયોગ ’ ગણવાની હૃદય-

ભાવના હતી. એટલે આવા સંઘ નીકળે ત્યારે આબાલવૃદ્ધ યાત્રાનો લાભ લેવા તૈયાર થઈ જતા. કારણ કે એવા સથવારા અને અનુકૂળતા વારંવાર મળી શકતા નથી એવી તે વખતના લોકોની અનુભવસિદ્ધ વિચારધારા હતી. સંઘમાં પ્રયાણ સવારે બે ત્રણ કલાક થતું. બાકીનો વખત ભક્તિ, દેહચિંતા, ધર્મ-સ્તવન અને પ્રતિક્રમણાદિ કરવામાં ગાળવામાં આવતો અને આખું વાતાવરણ ધર્મમય અને ગુણગાનમય બની રહેતું.

આવા સંઘોમાં કેટલાક તો છ"રી" પાળતા. આ છ"રી" શી વસ્તુ છે તે ખાસ ધ્યાનમાં રાખવા યોગ્ય છે. ઘણા માણસો આ છ"રી" પાળતા સંઘનો આશય સ્પષ્ટ સમજતા નથી તેથી તેના અર્થભ્રમમાં પડી જાય છે માટે જરા પ્રસ્તુત વાતની સ્પષ્ટતા જનતાની જાણ માટે કરવી ઉચિત લાગે છે. એમાં તે યુગની રહેવા કરવાની રીતિ, શ્રાવક યોગ્ય સંયમ–માર્ગની ભાવના અને દેહદમનના અસાધારણ ઉપયોગી નિયમનોની સ્પષ્ટતા થાય તેમ છે તેથી આ છ"રી" પાળતાં સંઘની વાત જરા વિચારી જઈએ.

છ 'રી' એટલે સંઘના માણસોને પાળવાના નિયમોના છેલ્લા અક્ષરો "રી"માં આવે છે. એટલે એને છ"રી" પાળવાનું નામ આપવામાં આવ્યું છે. છ"રી" નીચે પ્રમાણે છે:—

૧ પાદચારી
૨ ભોંયસંથારી
૩ એકલઆહારી
૪ આવશ્યક દોય વારી
૫ નારીસંગનિવારી
૬ સચિત્તપરિહારી

૧. **પાદચારી** એટલે પગે ચાલવું. ગાડી, ગાડું કે કોઈ જાતના વાહનનો ઉપયોગ ન કરવો, દરરોજ સવારના ત્રણ ગાઉ ચાર ગાઉ લગભગ ચાલવું, એ પ્રથમ "રી" છે. આમાં સ્થૂળ બાહ્ય–શારીરિક ત્યાગને મહત્ત્વ અપાય છે. ત્યાગ હમેશાં બાહ્યથી શરૂ થઈ ધીમે ધીમે માનસિક દશાએ જાય છે એ જાણીતી વાત છે. બાહ્ય ત્યાગ વગર અંતર ત્યાગ અશક્ય તો નથી, પણ દુઃશક્ય તો જરૂર છે અને રાજમાર્ગ તો બાહ્ય ત્યાગથી જ શરૂ કરવાનો છે.

૨. **ભોંયસંથારી** એટલે સંઘપ્રયાણ દરમ્યાન કોઈ જાતના પલંગ, ખાટલા, પાટ કે બાંકડાનો ઉપયોગ ન કરતાં જમીન પર સૂવું. બની શકે તો એક ગરમ કામળી પર જ સૂવું અને તળાઈનો પણ ઉપયોગ ન કરવો. ખાટલા, પલંગનો ત્યાગ તો ચોક્કસ કરવાનો છે. આ પણ સ્થૂળ બાહ્ય ત્યાગનો વિષય છે. સંઘપ્રયાણ દરમ્યાન ગિરિરાજને ભેટવા સુધી જમીન પર સૂવાનો આ બીજો નિયમ છે અને તે બીજી "રી" કહેવાય છે.

૩. **એકલ આહારી** એટલે આખા દિવસમાં એક વખત સ્થિર આસને બેસી ભોજન કરી લેવુ. એમાં સવારે ચા પીવાનો, વારંવાર પાન સોપારી ચાવવાનો કે રાત્રિભોજન કરવાનો તો સવાલ જ રહેતો નથી. એક વખત જમીને ઊઠ્યા એટલે પછી સાંજ સુધી ગરમ પાણી પીવાનો જ સવાલ રહે છે. આથી સવારે ખટપટ રહેતી નથી અને ચોવીશે કલાક મુખ ચાલ્યા કરતું નથી. એમાં પાચનશક્તિને ખૂબ મદદ મળે છે અને જ્યારે ત્યારે મુખમાં નાખવાનું નથી તેથી ચિત્તની સ્થિરતા સુંદર થાય છે. તબિયત બગડવાનું ગમે ત્યારે અને જે તે

ખાધા કરવાનું કારણ આ સંઘપ્રયાણમાં થતું જ નથી એટલે માણસ કદાચ તોલમાં ઘટે તો પણ વૈદક નિયમ પ્રમાણે તંદુરસ્તીમાં એકંદર વધારો જ કરે છે. આખો વખત ખા ખા કરવાથી કાંઈ મજબૂત થવાતું નથી. આહાર અને વિહારની ચોખવટ ઉપર તંદુરસ્તીનો આધાર રહે છે. તેથી આ એક જ વખત જમવાનો નિયમ પણ સંઘ યાત્રાળુના જીવનવ્યવહારમાં ઘણો અગત્યનો ભાગ ભજવે છે.

૪. **આવશ્યક હોય વારી** એટલે સવારે ઊઠીને અને સાંજે એમ બે પ્રતિક્રમણ કરવાં. આખા દિવસમાં જાણતાં અજાણતાં સ્થૂળ કે સૂક્ષ્મ પાપ થયાં હોય, થઈ ગયાં હોય તેની અંતરથી ક્ષમા યાચવી અને ભવિષ્યમાં ન કરવાનો નિશ્ચય કરવો. એમાં ખરું આત્મનિરીક્ષણ થાય છે. આવશ્યકમાં ૧. સામાયિક, ૨. ચોવીશ પ્રભુનું સ્તવન, ૩. ગુરુવંદન, ૪. પ્રતિક્રમણ–પાપની આલોચના, ૫. કાયોત્સર્ગ–કાઉસગ્ગ અને ૬. પ્રત્યાખ્યાન એટલે ત્યારપછીના કલાક માટે ત્યાગનો નિર્ણય. સવારે પચ્ચખાણ કરવામાં આવે તે આખા દિવસ માટે હોય છે અને સાંજે કરવામાં આવે તે આખી રાત માટે હોય છે. આ છ આવશ્યકને પ્રતિક્રમણ કહેવામાં આવે છે. જો કે વાસ્તવિક રીતે તો છ આવશ્યકમાં પ્રતિક્રમણ છ પૈકીનું એક છે. બાર કલાકના પાપની વિચારણા કરી જવી, દિનચર્યા કે રાત્રીચર્યા પશ્ચાત્ નજરે તપાસી જવી–એ અતિ ઉપયોગી વાત છે અને પ્રાણીને મર્યાદામાં રાખે છે, સાધ્ય સન્મુખ રાખે છે અને આત્મવિચારણાની જાગૃતિ કરાવે છે. આ અતિ મહત્ત્વની જૈન ક્રિયા છે અને આધ્યાત્મિક અને યૌગિક નજરે મહામૂલ્યવતી છે.

કેટલીક વાર એ યંત્ર જેવી થઈ જતી જોવામાં આવે છે તે વ્યક્તિગત વાત છે, પણ તેમાં પણ નુકસાન નથી. વચનયોગ અને કાયયોગની પ્રવૃત્તિ તો યંત્રવત્ કામ કરનારને પણ સારી થાય છે અને તેનો સંયમ થાય છે તે પૂરતી તો સારી જ વાત છે. માનસિક યોગની વાત તો મોટી છે, પણ બાહ્ય નજરે ચર્મચક્ષુથી અગોચર છે. આ આવશ્યક ક્રિયામાં ઓછામાં ઓછી ૪૮ મીનિટનો કાળ સવારે અને તેટલો જ સમય સાંજે જાય છે. શુદ્ધ વસ્ત્ર પહેરી, ઊનના ગરમ આસન પર બેસી આ ક્રિયા થાય છે અને તે ખાસ અવલોકન કરવા યોગ્ય છે. એમાં સ્થૂળ ત્યાગ તો જરૂર થાય છે અને તે વ્યક્તિની આવડત પ્રમાણે વિશેષ ઉન્નત માનસિક વિકાસ નીપજાવી શકાય છે.

છ"રી" પાળનાર સંઘયાત્રીઓ સવારે અને સાંજે આ આવશ્યક ક્રિયા બે વખત જરૂર કરે છે તેથી ચોથી "રી" 'આવશ્યક દોય વારી' એમ ગણવામાં આવી છે.

૫. **નારીસંગનિવારી** એટલે પુરુષે સ્ત્રી સાથે કામવિલાસ ન ભોગવવા–ન કરવાં. મતલબ કે બ્રહ્મચર્ય પાળવું. બ્રહ્મચર્યને યોગપ્રગતિમાં ઘણું અગત્યનું સ્થાન આપવામાં આવ્યું છે. ગૃહસ્થ શ્રાવક એના મૂળ વ્રતમાં સ્વદારાસંતોષી તો હોય જ, એટલે એનામાં પરસ્ત્રીગમન કે વેશ્યા, વારાંગના, વિધવા કે કુમારી સાથે સંબંધનો તો ત્યાગ જ હોય, પણ જ્યારે સંઘયાત્રા કરે ત્યારે તો પોતાની પત્ની પૂરતું પણ બ્રહ્મચર્ય પાળે અને એનામાં વિશેષ પ્રગતિ કરવાની તમન્ના હોય તો એ પાંચે ઇન્દ્રિયોના ભોગવિલાસનો બને તેટલો ત્યાગ કરે. બ્રહ્મચર્યને એના વિશાળ અર્થમાં લેતાં એમાં ખાનપાન આદિ અનેક

બાબતોનો સમાવેશ થાય છે, એમાં શિયળની નવ વાડો પાળવાની હોય છે, એમાં સ્ત્રી તરફ જોઇ રહેવાનો કે એની સાથે દૃષ્ટિ મેળવી વાત કરવાનો પણ નિષેધ હોય છે અને એમાં કામ જાગૃત થાય તેવા ખોરાકની પણ મના હોય છે. આ વિશેષ વાત છે, પણ છ"રી" પાળનાર યાત્રાળુ સ્ત્રીસંગનો સ્થૂળ ત્યાગ તો જરૂર કરે એ મૂળગત વાત છે. જેમ પુરુષે સ્ત્રીસંગનો ત્યાગ કરવાનો છે, તેમજ સ્ત્રીએ એ જ પ્રમાણે પુરુષસંગનો ત્યાગ કરવાનો છે. ગ્રંથરચના કરનાર પુરુષો હોવાથી તેઓ સવિશેષે પુરુષને ઉદ્દેશીને નિયમનું સૂચવન કરે છે, પણ સાથે એક સાર્વજનિક નિયમ મૂકી દીધેલ છે કે જ્યાં જ્યાં સ્ત્રી પરત્વે પુરુષની વાત આવી હોય ત્યાં ત્યાં પુરુષ પરત્વે સ્ત્રીની વાતનો નિયમ ઘટતા ફેરફાર સાથે સમજી લેવો. જ્યાં અપવાદ હોય છે ત્યાં જૂદા પાડીને બતાવવામાં આવે છે. એટલે અહીં સ્ત્રીઓએ પુરુષસંગ નિવારવાનો વિધિ સમજી લેવો.

૬. છેલ્લી અને છઠ્ઠી "રી"–**સચિત્તપરિહારી** સંબંધી છે. સચિત્ત એટલે જીવવાળી વસ્તુ–એનો પરિહાર–ત્યાગ કરવો. ઠંડા પાણીના એક બિન્દુમાં જ્ઞાની અસંખ્ય જીવ જોઈ ગયા છે અને અત્યારના વિજ્ઞાને એમાં કરોડો જીવ જોયા–ગણ્યા છે. આવું જળ સચિત્ત ગણાય. એને પરિપૂર્ણ ગરમ કરવાથી એમાં વખતોવખત અનેક જીવોની ઉત્પત્તિ થતી અટકે છે અને જાતે જીવ વગરનું થઇ જાય છે. શાકપાનમાં જીવ છે, તેમજ ફળફળાદિ જીવવાળા સચિત્ત છે તેનો એ ત્યાગ કરે. કંદમૂળ તો અનંતકાય હોઇ શ્રાવકને વર્જ્ય જ છે એટલે એના ત્યાગ માટે ઉલ્લેખ કરવાની આવશ્યકતા ન જ રહે. આવા

જીવવાળા કોઈ પણ પદાર્થનો ત્યાગ કરવો એનો છઠ્ઠી "રી" માં સમાવેશ થાય છે. સંઘયાત્રા કરનાર ઉકાળેલ ગરમ પાણી પીએ.

આ રીતે છ "રી" પાળનાર સવારે વહેલા ઊઠી પ્રતિક્રમણ કરે, પ્રભુસ્મરણ કે તીર્થ-ગુણગાન કરતો ત્રણ ચાર ગાઉ પગે ચાલે, એક જ વાર ભોજન કરે-એકાસણું કરે, જમતી વખત કોઈપણ સચિત્ત ચીજ ખાય નહિ, પીવામાં ગરમ પાણી વાપરે, જમીને જરા આરામ કરે, બપોરે સામાયિક કરે, સ્વધર્મી બંધુઓનો પરિચય કરે, સાથે ગુરુજન હોય તેની સાથે જ્ઞાન-ગોષ્ઠિ કરે, સાંજે પ્રતિક્રમણ કરી જમીન ઉપર સંથારો કરે અને સ્ત્રીનો પરિચય ન કરે. આવા ત્યાગ અને સંયમમાં એ દિવસ રાત્રીની ચર્યા કરતો મનમાં ધર્મધ્યાન કરતો અને મુખેથી ગિરિરાજના ગુણ ગાતો કષાયનો બને તેટલો ત્યાગ કરતો આગળ વધે અને આત્મિક ગુણમાં પણ પ્રગતિ કરી જીવનને સફળ કરે.

આ છ "રી" માં અહિંસા અને તપનો મહિમા છે. જૈન શાસનના નીતિ અને શિસ્ત વિભાગમાં આ ત્રણ શબ્દોમાં આખા જૈન શાસ્ત્રની આજ્ઞાનો સમાવેશ થઈ જાય છે. પાદચારી અને સચિત્તપરિહારમાં અહિંસાને મુખ્યતા છે, ભોંયસંથારી અને નારીસંગનિવારીમાં સંયમને મુખ્યતા છે અને એકલ-આહારી તથા સચિત્તપરિહારીમાં તપને મુખ્યતા છે. આવી રીતે કોઈ "રી" એકથી વધારે ક્ષેત્રમાં પણ જાય છે. અને આવશ્યક દોય વારી એ સર્વના ઉપર દેખરેખ કરવાનું અને થયેલ સ્ખલનાને સુધારવાનું કામ કરે છે. બાકી તો દરેક "રી" માં અહિંસા, સંયમ અને તપ ભરેલા છે, માત્ર એને અમુક દૃષ્ટિએ

જોઈએ ત્યારે એક વિભાગમાં પડે અને એને જ બીજા દૃષ્ટિ-બિન્દુથી જોઈએ ત્યારે તે બીજા વિભાગમાં જાય. કારણ અહિંસા પોતે અમુક નજરે સંયમ છે અને બીજી નજરે તપ છે—એટલે સર્વ એક મહાન આત્મગુણના સાધકો છે. આખી છ "રી" ની યોજના બહુ અનુભવ અને વિશાળ ભાવનાને નજરમાં રાખી આત્મપ્રગતિમાં બહુ અગત્યનો ભાગ ભજવવા માટે નિર્માણ થયેલી હોય એમ જણાય છે. જ્યારે દેશ પરદેશ જવાનાં સાધનો અતિ અલ્પ હતાં, જાનમાલની સલામતી બીલકુલ નહોતી, જ્યારે ઠગારા, લૂંટારા અને બહારવટીઆનો ભય આકરો હતો ત્યારે સંઘયાત્રાની અતિ આવશ્યકતા હતી. મજબૂત સથવારા અને વળાવીઆની મદદ વગર લાંબી તીર્થ-યાત્રા અશક્ય હતી તેવા વખતમાં સંઘમાં જવું એ ખરી મોજનો વિષય હતો. એમાં લોકપરિચય વધતો અને સંયમ-પૂર્વક વર્તનારને ખૂબ આત્મિક પ્રગતિ સાધવાની તક મળતી. એ વખતે તાર, ટપાલ, રેલ્વે કે ઍરોપ્લેનની ધમાલ નહોતી, ખાસ ખેપીઆ વગર ઘરના સમાચાર મળે તેમ નહોતું અને જીવન–વ્યવહાર તેને અનુરૂપ ગોઠવાઈ ગયેલો હતો. એવી શાંતિના સમયમાં નિરંકુશ છૂટનો પ્રાણી દુરુપયોગ ન કરે તેથી તેને સંયમમાં રાખવા માટે સંઘયાત્રામાં આ છ'રી' પાળવાની વાત બતાવવામાં આવી હતી. આ છ'રી' પાળતા સંઘમાં જનારની સંખ્યા પણ સારી રહેતી અને લોકો એવા સંઘોનો લાભ સારી રીતે લેતા, કારણ કે જીવનમાં આવી રીતે મોટી યાત્રા કરવાની તકો જ ઘણી ઓછી મળતી. તે કાળની પરિસ્થિતિ-નો વિચાર કરતાં અને ખાસ કરીને દેશની સમૃદ્ધિ દેશમાં જ

રહેતી એ સર્વ વાત વિચારતાં તે સમયમાં આવા પ્રકારના સંઘો કાઢવાની અને તેને ઉત્તેજન આપવાનો ઉપદેશ કરવાની ખાસ જરૂર હતી.

શેઠ ખીમચંદભાઈએ મુંબઈથી સંઘ કાઢ્યો તેનો અર્થ મને એવો લાગે છે કે-એમણે ગામે ગામના સંઘોને પાલીતાણે પોસ વદ એકમ સુધીમાં પહોંચવા આમંત્રણો મોકલ્યા. પોતે જાતે મુંબઈથી બને તેટલા વિશેષ માણસોને લઈ વહાણ રસ્તે સૌરાષ્ટ્રના કોઈ બંદરે ઉતરી પાલીતાણે પહોંચ્યા અને અમદાવાદ, મારવાડ, મેવાડ, માળવા વિગેરે અનેક સ્થાનોના લોકો સંઘ-સથવારામાં એકઠા થઈ પોસ વદ એકમની આસપાસ પાલીતાણે એકઠાં થયા. વહાણમાં વેરાવળ કે પોરબંદર રસ્તે પહોંચતાં તો પવનની અનુકૂળતા હોય તો ત્રણ દિવસ થાય, પણ ત્યાંથી પાલીતાણે પહોંચતાં સંઘને દશ-બાર દિવસ તો ઓછામાં ઓછા થાય, તેથી બનવાજોગ છે કે કદાચ મહુવા કે ઘોઘા અથવા ભાવનગર તેઓ વહાણમાં ઉતર્યા હોય.

ગમે તેમ હોય પણ એટલી તો નોંધાયલી વાત છે કે-મુંબઈથી સંઘ સં. ૧૮૯૩ ના પોસ સુદ સાતમને રોજ નીકળ્યો, મુંબઈમાં અસાધારણ મોટો વરઘોડો ચઢાવવામાં આવ્યો, ખીમચંદભાઈ હાથી પર બેઠા અને બંદર પર શેઠ જમશેદજી જીજીભાઈએ એક લાખ રૂપીઆનો શિરપાવ કર્યો.

આ રીતે પોસ શુદ સાતમને દિવસે સંઘ મુંબઈથી નીકળ્યો અને પોસ વદ એકમને દિને શત્રુંજય પહોંચી ભગવાનને વંદના કરી. બીજા અનેક મોટા નાના સંઘવીઓ પણ તે વખતે ત્યાં

આવી પહોંચ્યા. રાજનગરથી શેઠ હેમાભાઈ મોટા સંઘ સાથે આવ્યા અને સોરઠ, કચ્છ, હાલાર, ગુજરાત, ગોલવાડ, પૂર્વ, દક્ષિણ, માળવો, મારવાડ અને મેવાડના સંઘો ત્યાં આવી પહોંચ્યા. એમ કહેવાય છે કે–કુલ સવા લાખ માણસો પાલીતાણામાં એકઠા થયા અને નાના મોટા સંઘ લઈને આવનાર સંઘવીઓ એક હજારની સંખ્યામાં હતા.

આ સંઘનું ભવ્ય સામૈયું થયું. સર્વ સંઘોનું એક સામૈયું થયું જણાય છે. પાલીતાણા શહેરની વસ્તી તે વખતે દશ હજારથી વધારે નહોતી અને ધર્મશાળાઓમાં મોટામાં મોટી મોતીશાહ શેઠની હતી. સર્વ ધર્મશાળાઓમાં મળીને પાલીતાણામાં પાંચ હજારથી વધારે માણસો રહી શકે તેવી સગવડ નહોતી, એટલે ડેરા, તંબૂ અને રાવટીઓના ત્યાં ઢગલા થઈ ગયા હતા અને વ્યવસ્થિત રીતે જવા આવવાના માર્ગો રાખી ઊભે માર્ગે અને આડે રસ્તે તંબૂ તાણવામાં આવ્યા. પોસ માસનો કાઠિયાવાડનો શિયાળો સખ્ત હોય છે તેની ગોઠવણ પ્રથમથી ધારી લેવામાં આવી હતી અને ગાડામાં આવનાર લોકો પોતાની સાથે પાગરણ લઈ આવતા અને તે ઉપરાંત જેને જરૂર હોય તેને સારુ ગાડલાં–ગોદડાંનો મોટો સંગ્રહ શેઠ તરફથી કરવામાં આવ્યો હતો.

સર્વથી વધારે અગત્યની વાત પાણી પૂરું પાડવાની અને જંગલ જવાનાં સ્થાનો–નિહારસ્થાનો મુકરર કરી તંદુરસ્તી જાળવવાની બાબતમાં બંદોબસ્ત કરવાની હતી. આવા મોટા મેળામાં જો આરોગ્ય બાબતમાં ચીવટપૂર્વકની પાકી ગોઠવણ કરવામાં આવતી ન હોત તો અનેક જાતના રોગનો ફેલાવો

થઈ જાય છે. એમાં કેટલીકવાર કૉલેરા, તાવ કે કોગળિયું થઈ જતાં વાર લાગતી નથી. આ સંબંધમાં વિચક્ષણ કાર્યકર્તાઓએ પ્રથમથી જ પાકો બંદોબસ્ત કર્યો હતો. લોકોને પાણી પૂરતું મળે અને નિહારસ્થાને જ નિહાર થાય તે માટે અને સાફસુફી માટે બહુ પાકો બંદોબસ્ત કરવામાં આવ્યો હતો અને એ ખાતામાં કામ કરનારના હુકમોને લોકો આધીન થવામાં પોતાની ફરજ સમજતા હતા. પાલીતાણા શહેરથી તળાટી સુધી સીધે રસ્તે અને આડે રસ્તે ડેરા, તંબૂનું મોટું નગર વસી ગયું હતું અને લોકો હળીમળી ગયા હતા. એમાં પણ દેશ અને ગામના વિભાગો પાડવામાં આવ્યા હતા એટલે અમુક જગ્યાએ અમદાવાદ, તો અમુક સ્થાને ઘોઘાનો સાથ, અમુક દિશાએ મારવાડ, તો અમુક સ્થાને માળવા—આથી અરસપરસ મળવા જવામાં અડચણ નહોતી પડતી અને કોઈને શોધવામાં વિશેષ વખત જતો નહોતો.

હાલ તળાટી છે તેની સામે પૂર્વ બાજુએ મોટો ચોતરો છે. તેની આજુબાજુ મોટો માંડવો નાખી ત્યાં પાંચ હજાર પ્રતિમા પધરાવવામાં આવ્યા હતા અને ત્યાં મંડપની ભવ્ય શોભા કરવામાં આવી હતી. ધજાપતાકા, કમાન, તોરણ, ચંદરવા અને ચાંદનીથી મંડપ શણગારવામાં આવ્યો હતો અને તેના અંદરના વિભાગમાં પાટ પર પ્રતિમાનાં સ્થાનો કરી તે પર પ્રતિમાઓ રીતસર ગોઠવવામાં આવી હતી. બહારના વિભાગમાં પૂજા કરવા આવનાર માટે પૂજનિક પ્રતિમાઓ અને તેની આગળ ફળ, નૈવેદ્ય માટેની પાટો ગોઠવવામાં આવી હતી. બહારના મંડપમાં હજારો લોકો સાથે બેસી પૂજા ભણાવી

શકે એની વ્યવસ્થા સારુ વિશાળ જગ્યા ખુલ્લી રાખવામાં આવી હતી અને ત્યાં એકી સાથે હજારો માણુસો અવરજવર કરી શકે એવી વિશાળ વ્યવસ્થા કરવામાં આવી હતી.

યાત્રાળુ સવા લાખ અને વધીને દોઢ લાખ થયું. તેને માટે કામ કરનાર અને મેળો જોવા આવનાર અન્યધર્મી લોક વર્ગ પણ એટલી જ સંખ્યામાં એકઠું થયું અને ચારે તરફ ગેંગેં થઈ રહ્યું. આખા શહેરમાં જય જયનો ધ્વનિ અને લોકોનાં સુખ પરના આનંદનું વર્ણન કરવું મુશ્કેલ છે. જાણે જીવનનો મોટામાં મોટો લ્હાવો લેવા માટે લોકોને આ અપ્રાપ્ય અસાધારણ તક મળી હોય તેમ આ વખતે કોઈના મુખે ગ્લાનિ નહિ, ક્લેશ નહિ અને ચારે તરફ આનંદ-કલ્લોલ પ્રસરી રહ્યો હતો.

લોકોની સુખ-સગવડ પર દેખરેખ રાખનાર પણ ઘણા હતા. આગેવાનો ઉતારે ઉતારે અને તંબૂએ તંબૂએ ફરવા જતા. કોઈને વસ્તુની, ખાવાની કે કપડાની જરૂર હોય તે પર ધ્યાન રાખતા. કોઈ ઉતારા વગરનાં હોય તો તેને તે વિભાગના અન્ય જાત્રાળુઓ સાથે સગવડ કરાવી આપતા. સેવાભાવી માણુસોનો પણ પાર ન હોતો. પાણીથી માંડીને નાની મોટી સગવડ માટે અનેક માણુસો દિવસરાત મહેનત કરી રહ્યા હતા. સફાઈ રાખવા માટે બહુ ચીવટથી સગવડ કરવામાં આવી હતી. નિહારની વસ્તુના સંગ્રહમાંથી બો ફાટી નીકળે એવો પ્રસંગ જ ન આવે તેની પ્રથમથી સગવડ રાખવામાં આવી હતી. લાખો માણુસોને પાણીની જરા પણ અગવડ ન પડે તેવી સગવડ ઉતારે કે તંબૂએ પહોંચતી કરવામાં આવી હતી. અને દરરોજ હજારો જૈનો અને જૈનેતરો આવ્યા

જતા હતા અને સર્વને યથાયોગ્ય સ્થાન માટે વ્યવસ્થા ગોઠવણપૂર્વક થઈ જતી હતી.

ચોકી પહેરા માટે મુંબઇથી પોલિસ પલટનને સાથે લેવામાં આવી હતી. તે ઉપરાંત સ્થાનિક માણસો અને આવેલા સેંકડો સંઘો અને સાથો સાથે પહેરેગીરો અને ચોકીઆતો મોટી સંખ્યામાં આવ્યા હતા. મોટા રાજવી જેવા શેઠીઆઓ મુકામ મુકામ પર જઇ લોકોની સુખાકારીના પ્રશ્નો પૂછતા અને જાણે એક મોટા કુટુંબની જમાવટ થઈ હોય, મોટી અક્ષૌહિણી સેનાની છાવણી પડી હોય, મોટો માઘ મેળો મળ્યો હોય તે પ્રમાણે આખા શહેરમાં નદીથી ડુંગરની તળેટી સુધી મધપુડાની માખીઓની પેઠે ચારે તરફ કીલકીલાટ, ધમાલ, આંતરિક વ્યવસ્થા અને ધર્મપ્રેમના વાયુ વાઇ રહ્યા હતા.

ખાવા–પીવા માટે અનેરી તજવીજ હતી. લોકો ખાઇને ધરાઈ ગયા હતા. લાડવાના ડુંગર ખડકેલા હતા. લોકોને એટલી તૃપ્તિ થઇ ગઇ હતી કે લાડવાના રસ્તા પરના ઢગલા પાસે આવે ત્યારે નાક આડા રૂમાલ રાખવા પડતા હતા. શેઠનો મુખ્ય સંઘ પાલીતાણામાં સં. ૧૮૯૩ ના પોસ વદ ૧ ને રોજ દાખલ થયો અને ફાગણ શુદ ૨ સુધી પાલીતાણામાં રહ્યો. દરમ્યાન અઢાર દિવસ તો શેઠ ખીમચંદભાઇએ ઝાંપે ચોખા મૂક્યા. ઝાંપે ચોખા મૂકવાનો અર્થ એ છે કે–તે દિવસે આખા ગામમાં કોઇ ચૂલો સળગાવે નહિ. અઢારે વર્ણને તે દિવસે સંઘપતિ શેઠ તરફથી જમણ આપવામાં આવે અને જમણ સવારથી સાંજ સુધી ચાલુ રહે. ઘણુંખરું તે સિવાયના દિવસોમાં પણ શ્રાવકોને તો સંઘજમણ ચાલતાં હતાં એટલે ખાવાની

અંગત ગોઠવણુ બહુ થોડી કરવાની રહેતી. પાણી માટે હાલ જયાં ઈંદોરવાળા ફૂલકુંવરની ધર્મશાળા છે તેની પાછળના ભાગમાં એક ઘણી મોટી વાવ ખોદાવવામાં આવી હતી. અત્યારે પણ તે 'મોતીવાવ'ના નામથી ઓળખાય છે. એ વાવનો કોઠો બરાબર ઓરડામાં રાખેલ છે અને વાવ સદર ધર્મશાળાના ઓરડાની વચ્ચે છે. આ ધર્મશાળા સં. ૧૯૮૯ માં થઈ ત્યારે વાવના પગથિયા પૂરી દીધા છે, પણ એનું થાળું અને મંડાણુ હજૂ પણ મોજૂદ છે.

સદર વાવનો ઉપયોગ તો પ્રતિમા બનાવવાના કારીગરો માટે પણ થતો હતો અને મહોત્સવ વખતે ઘણી ઉપયોગી થઇ પડી હતી. હાલમાં કેશવજી નાયકની ધર્મશાળા, ચંપાનિવાસ મોતીસુખીઆની ધર્મશાળા અને પૂરબાઈની ધર્મશાળા છે. એ સર્વ ભાગ તે વખત પાલીતાણાના દરવાજા બહાર હતો. રસોડાં ગામ બહાર રાખવામાં આવ્યાં હતાં. રસોડાના આગલા ભાગમાં સાત ફૂટ જેટલો ઓટલો કરી તે પર ૩૫ ફૂટ જેટલા લાંબા વાંસ પર ધર્મધ્વજ ફરકાવવામાં આવ્યો હતો. એના ઉપર ૧૮ દિવસ સુધી ખીમચંદભાઇએ ધર્મધ્વજા ફરકાવી. અત્યારના વૃદ્ધ માણસોએ એ ધર્મધ્વજનું લાકડું જોયું હતું. પૂરબાઇની ધર્મશાળા થઈ ત્યારે એ ઓટલો અને ધ્વજદંડ જે મોતીશાહ શેઠની પ્રતિષ્ઠાના અવશેષો હતાં તે નામશેષ થઈ ગયાં. આ રીતે વાવ લગભગ પૂરાઈ ગઈ અને ઓટા સાથે ધર્મધ્વજદંડ ખલાસ થઈ ગયો. નામ એનો નાશ સાથે જ જોડાયલો હોય છે. એ ધર્મધ્વજ એટલે શેઠ ખીમચંદભાઈનું ઝાંપે ચોખાનું આમંત્રણ હતું. પરદેશથી આવનારને પણ ખબર પડે કે આજે

ગામમાં કોઇએ ચૂલો સળગાવવાનો નથી, અઢારે વર્ણના લોકોને જમવાનું એ નોતરું હતું. આ ધર્મધ્વજ અઢાર દિવસ ફરકાવવામાં આવ્યો હતો.

શેઠીઆઓના મ્યાના, પાલખી, ઉચ્ચ વર્ગના સીગ્રામ, બહારથી આવનારનાં ગાડાં, વૃદ્ધો માટેની ડોળીઓ આ રીતે આખા ગામમાં અને તેથી પણ વધારે ગામની બહાર ધમાલ થઇ રહી. ચોતરફ અવાજ અને આનંદની છોળો ઊડવા લાગી.

નવાઈની વાત એ છે કે–જનતાનો આટલો મોટો મેળો થયો અને લગભગ દોઢ માસ સુધી જમણવારો ચાલ્યા અને વચ્ચે મહોત્સવના દિવસોમાં તો લાખો માણસ આવી ગયું અને લગભગ આખો વખત દોઢ લાખ ઉપરાંત તો જૈનો ત્યાં ચાલુ વસવાટ કરી રહ્યા છતાં આ સમય દરમિયાન એક પણ મરણ થયું નહિ. કહેવાય છે કે એટલા વખતમાં કોઈની નાકોરી પણ ફૂટી નહીં અને જે ઉમંગથી લોકો આવ્યા હતા તે જ આનંદથી પોતપોતાને દેશ સીધાવ્યા. સાધારણ રીતે આવા જલસા કે મહોત્સવો થાય છે ત્યારે અનેક પ્રકારના વ્યાધિઓ, રોગચાળાઓ અને મરકી થઇ જાય છે. એને કેટલાક દૈવીકોપ માને છે, બીજા આરોગ્ય સંરક્ષણનાં સાધનોની અલ્પતા માને છે, પણ અગાઉ આવા મેળાઓ વખતે ઉપદ્રવો કેટલીક વાર અનિવાર્ય ગણાતાં. શેઠ ખીમચંદભાઇના આ મોટા મહોત્સવ દરમ્યાન કોઈ રોગચાળો થયો નહિ, લોકોને અગવડ ખમવી પડી નહિ અને કાંઇ શારીરિક પીડાઓ સહન કરવી પડી નહિ–એ અભિનંદનનો વિષય છે.

આ સર્વમાં દૈવી હાથ હતો કે કેમ એ સંબંધી માન્યતા બાજુ પર રાખીએ, પણ જનસુખાકારી અચ્છી રીતે જળ-

વાંણી હતી અને આવનારને ખૂબ આનંદ થયો હતો અને ન આવનારને પસ્તાવો થયો હતો એટલી વાત તો વગર-વિરોધે કહી શકાય તેમ છે.

ખાવાપીવાનો મંડપ હાલમાં જ્યાં શેઠ નરશી કેશવજી નાયકની ધર્મશાળા છે, અને તેની બાજુની મોતીસુખીયાની ધર્મશાળા, ચંપાનિવાસ અને પૂરબાઈની ધર્મશાળા છે એ આખા વિસ્તારમાં જમણુ માટે મંડપ બાંધવામાં આવ્યો હતો. જે જગ્યાએ અસલ પ્રતિમાઓ ઘડવામાં આવી હતી, જ્યાં નાહી–ધોઈ મુખમાં સુગંધી દ્રવ્ય રાખી શુદ્ધ વસ્ત્રો પહેરી સલાટો પ્રતિમા ઘડતા હતા તે વિશાળ જગ્યા તે વખતે પાલીતાણા ગામની બહાર હતી. ત્યાં ફેરફાર સાથે મોટો મંડપ નાખવામાં આવ્યો હતો અને ત્યાં હજારો લોકો સાથે જમી શકે તેવી વ્યવસ્થા કરવામાં આવી હતી. પાણી માટે સામે મોટી મોતીવાવ અગાધ જળ સાથેની હતી અને રાતદિવસ પાણીના કોશ ચાલુ હતા. અંજનશલાકા માટે પ્રતિમાઓ તળેટીની સામે પૂર્વદિશાના મંડપમાં ગોઠવવામાં આવી હતી. ત્યાં મહોત્સવ મંડપ થયો અને ગામ નજીક અત્યારની કેશવજી નાયકવાળી જગ્યામાં અને તેની આસપાસ ભોજનમંડપ થયો અને વચ્ચેના ભાગમાં અને ઊભે રસ્તે બંને બાજુએ તંબૂઓની રાવટીઓની કનાતો-ની હારમાળા થઈ ગઈ. નાના મોટા તંબૂઓમાં સગવડનો પાર નહોતો. જમીનને પહેલેથી સાફ કરાવી સરખી કરવામાં આવી હતી. અત્યારે જ્યાં ગુજરાતી સ્કૂલ અને જસકોરની ધર્મશાળા છે ત્યાંથી માંડીને તળાટી સુધી સીધા અને આડા-રસ્તા રાખી ડેરા, તંબૂ નાંખી આખું નગર વસી ગયું હતું.

આડે વગડે જનતાનો કીલકીલાટ અને કુદરતનો મહિમા છાઈ રહ્યો હતો. કાઠિયાવાડનો સુપ્રસિદ્ધ શિયાળો એટલે સંભાળ રાખવામાં આવે તો તંદુરસ્તી સુધારવા યોગ્ય ઋતુ, આરોગ્ય જાળવવાની વ્યવસ્થાસરની ગોઠવણ અને જનતાનો સહકાર સાથે હોઇ આ આખો આલી પ્રદેશ જનતાથી જામી ગયો, હળીમળી ગયો અને ચારે તરફ ધર્મનો જયજયકાર અને અનેક વર્ષ પછી મોંઘા મિલન પ્રસંગે થતો સૌહાર્દનો આવિર્ભાવ ઉછળી રહ્યા અને આવા અતિદુર્લભ આનંદદાયક પ્રસંગનો લાભ આબાલવૃદ્ધ ઉઠાવી રહ્યા.

આવી રીતે સં. ૧૮૯૩ ના પોષ વદ ૧ થી માંડીને પાલીતાણા ગામમાં અને ગામની બહાર ગિરિરાજની તળાટી સુધીમાં આનંદમંગળ વર્તી રહ્યા. આજે અમદાવાદનો સંઘ આવ્યો, તો કાલે ઘોઘાનો આવ્યો, એમ કેટલાક સંઘો તે દિવસ પહેલાં અને કોઈ ત્યાર પછી એમ સેંકડો સંઘો આ મહાપ્રસંગ પર પાલીતાણે પહોંચ્યા. કાઠિયાવાડના લોકોએ સર્વથી મોટી સંખ્યામાં ભાગ લીધો, પણ તેટલી જ સંખ્યા ગુજરાત અને મુંબઈથી આવી અને મારવાડ, મેવાડ, દક્ષિણ સર્વ સ્થાનોએથી મેળો જામતો ગયો, વધતો ગયો, બહલતો ગયો. આ પ્રમાણે અનેક માણસો જુદા જુદા સંઘોમાં, કેટલાક પોતાની સગવડે ત્યાં આવ્યા અને પાલીતાણા ત્યારે કેંદ્રસ્થાન બની ગયું. એ લોકોની સુખ–સગવડની નોકરી કરવા, જનમેળાના દર્શન કરવા અને આવા કવચિત્ મળતા પ્રસંગોનો લાહો લેવા જૈનેતરો પણ મોટી સંખ્યામાં આવવા લાગ્યા અને પાલીતાણા તથ આસપાસનો પ્રદેશ મધપુડાની માફક આનંદના ગુંજારવથી ગાજી રહ્યો.

---

૨૦

## પ્રતિષ્ઠાનો ભવ્ય સમારંભ.

આ વિષય શરૂ કરતાં એક વાતની ચોખવટ કરવાની જરૂર છે. એમાં માત્ર શબ્દોના ઉપયોગની વાત છે, પણ વિચાર-સ્પષ્ટતા માટે એ વાત જણાવવાની ખાસ અગત્ય છે.

પ્રતિમા–મૂર્તિ મુખ્યત્વે કરીને આરસના પથ્થરમાંથી બનાવવામાં આવે છે અને તે ઉપરાંત પંચ ધાતુના ઢાળીને બનાવવામાં આવે છે અને તે વખત દરમ્યાન અને બની રહે ત્યાર પછી પણ જ્યાં સુધી તેમાં ઇશ્વરપણાનું આરોપણ સુવિહિત આચાર્યને હાથે કરવામાં ન આવે ત્યાં સુધી તે પૂજનિક થતી નથી. જ્યારે વિધિપૂર્વક તેના ઉપર પૂજનિકપણાનો–ઇશ્વરત્વનો આરોપ કરવામાં આવે છે ત્યારે તે પૂજ્ય બને છે. આ પૂજ્યપણાના આરોપની વિધિને શાસ્ત્રકારો 'પ્રતિષ્ઠા' કહે છે. પ્રતિષ્ઠા એટલે ઇશ્વરત્વના આરોપનું સ્થાપન. એ સંસ્કૃત સ્થા ધાતુમાંથી શબ્દ આવે છે અને તેને પ્રતિ ઉપસર્ગ લગાડવામાં આવે છે. પ્રતિષ્ઠાની વિધિ ઘણી વિસ્તૃત છે અને સામાન્ય વિધિથી પણ તે કરી શકાય છે. એની વિધિ કેટલા વિસ્તારથી થાય છે તે આપણે હમણાં જોશું. એમાં મુખ્ય

વિધાન 'અંજન' આંજવાનું હોય છે, એટલે પંચકલ્યાણક મહોત્સવ, દેવતાઓની પૂજા વિગેરે થઇ રહ્યા બાદ પ્રતિમાની બાહ્ય શુદ્ધિ માટે અઢાર અભિષેકની વિધિ કરવામાં આવે છે. તે માટે પવિત્ર નદીઓ વિગેરેનું જળ મંગાવવામાં આવે છે અને તે જળમાં સુગંધી દ્રવ્યો નાખી પંચામૃતથી અભિષેકો કરવામાં આવે છે અને શુભ મુહૂર્ત વખતે સુવર્ણની સળી જેને શલાકા કહેવામાં આવે છે અને જેનો આકાર લગભગ દિવાસળી(માચીસ) જેવો પણ મોટો હોય છે તેનાથી અતિ પવિત્ર આચાર્યશ્રીને હાથે પ્રતિમાની આંખમાં અંજન કરવામાં આવે છે. એ અંજન થાય તે વખતથી એ પ્રતિમા–મૂર્તિ પૂજનિક થાય છે, તેનામાં ઇશ્વરત્વના પ્રાણ પૂરવામાં આવ્યા એમ તે સમયથી ગણાય છે, અને ત્યાર પછી તેની નજીકમાં ખોરાક ખવાય નહિ, પાણી પીવાય નહિ, તેને વસ્ત્ર અડવું ન જોઇએ વિગેરે અનેક આશાતનાથી બચવાનું પ્રાપ્ત થાય છે. જ્યાં સુધી આ અંજન-વિધિ ન થાય ત્યાં સુધી બીજી વસ્તુઓથી ભેદ ગણવામાં આવતો નથી. આ વિધિમાં મુહૂર્ત વખતે અંજન આંજવાનો વિધિ અગત્યનો ગણાય છે, અને ઈશ્વરત્વ આરોપની વાતને મુખ્યપણે ઠસાવવાની અગત્ય હોઈ આ વિધિને પ્રતિષ્ઠા–પ્રતિ-ષ્ઠાપન અથવા અંજનશિલાકા કહેવામાં આવે છે. જે આચાર્ય મહારાજના વરદ હસ્તે આ અંજન લગાવવાનું કાર્ય થાય છે તેમણે એ પ્રતિમા પર ઇશ્વરત્વનો આરોપ કર્યો–ઇશ્વરત્વ પ્રતિષ્ઠિત કર્યું એનો તેની પાટલી પર લેખ કોતરવામાં આવે છે અને કેટલીકવાર ધાતુના બિંબમાં પ્રતિમાજીના પરિકરની પાછળના ભાગમાં પણ એવો લેખ કોતરવામાં આવે છે. ૨૫૧

વિધિ થતાં પ્રતિમા પૂજ્ય ગણાય છે. ત્યારપછી સ્નાન કર્યા વગર તેનો સ્પર્શ પણ કરાયે નહિ એટલી પવિત્રતા તેમાં આવી જાય છે. આ પ્રાણપ્રતિષ્ઠાની વિધિને શાસ્ત્રકાર **પ્રતિષ્ઠા** કહે છે. પ્રતિષ્ઠા એટલે ઇશ્વરપણાની–ઐશ્વર્યની સ્થાપના–આરોપણ. આવી વિધિ આટલા વિસ્તારથી કરવી જ જોઇએ કે પ્રતિમા-પ્રતિષ્ઠાપનની સાદી વિધિ છે કે નહિ વગેરે સવાલોને અત્રે સ્થાન નથી. અત્રે કહેવાની હકીકત એ છે કે–આવી વિસ્તૃત-વિધિ કરવામાં આવે તેને શાસ્ત્રકાર પ્રતિષ્ઠા કહે છે અને અમુક મૂર્તિ પ્રતિષ્ઠિત થઇ એમ જ્યારે કહેવામાં આવે ત્યારે તે પૂજ્ય–પૂજનિક, પૂજા કરવા યોગ્ય થઇ એ અર્થ સમજવાનો છે. આ પ્રતિમા–પ્રતિષ્ઠાપન વિધિને લોકભાષામાં ‘અંજન-શલાકા’ કહેવામાં આવે છે.

પ્રતિષ્ઠિત પ્રતિમાને અમુક દેરાસર, મંદિર કે સ્થાનમાં સ્થિર કરવામાં આવે, બેસાડવામાં આવે તે પણ એક રીતે પ્રતિષ્ઠા કહી શકાય, કારણ કે એનાં મંદિરમાં પ્રતિમાની સ્થાપના-ની વાત મુખ્યપણે આવે છે. આરસના પ્રતિમાને અમુક સ્થાને બેસાડ્યા પછી ત્યાંથી તેને ફેરવવામાં આવતા નથી, તેથી તે વિધિને લોકભાષામાં ‘પ્રતિષ્ઠા’ કહેવાનો રિવાજ પડી ગયો છે. એને શાસ્ત્ર પરિભાષામાં ‘બિંબપ્રવેશ’ કહે છે. કારણ પ્રાપ્ત થયે એક શહેરથી બીજે શહેર પ્રતિમાને લઇ જઇ ત્યાંના મંદિરમાં વિધિપૂર્વક બેસાડવામાં આવે છે. તેવે પ્રસંગે જે મહોત્સવ કરવામાં આવે છે તેને પણ લોકો પ્રતિષ્ઠા મહોત્સવ કહે છે. એ મહોત્સવ બહુ વિસ્તૃત વિધિથી અને સામાન્ય વિધિથી થાય છે, પણ અહીં સ્પષ્ટ કરવાની વાત એ છે કે–

લોકો જેને હાલમાં પ્રતિષ્ઠા વિધિ કહે છે તેને શાસ્ત્રીય ભાષામાં '**બિંબપ્રવેશ મહોત્સવ**' કહેવામાં આવે છે. આ બન્ને વિધિ તદ્દન જૂદી છે એટલે આપણે તો આ વર્ણનમાં શાસ્ત્ર-પરિભાષાના શબ્દો વાપરશું જેથી કોઇ પ્રકારની ગેરસમજુતી ન થાય. જ્યાં 'પ્રતિષ્ઠા' શબ્દ આવે ત્યાં લોક પરિચિત 'અંજનશલાકા' અર્થ સમજવો અને જ્યાં 'પ્રવેશ મહોત્સવ' શબ્દ આવે ત્યાં પરિચિત લોકભાષામાં હાલ વપરાતો પ્રતિષ્ઠા શબ્દનો ભાવ સમજવો. આ પ્રતિષ્ઠા મહોત્સવ અને પ્રવેશ મહોત્સવ બહુ વિસ્તારથી પાલીતાણા શહેરમાં ઉજવાયા છે તેની વિગત આપણે જોઇએ.

વિશાળ કુંતાસર જેવા ખાડાને પૂરવાની અશક્ય જેવી ગણાતી વાતને શક્ય કરનાર અને તળાવને પૂરી તે પર દેવ-વિમાનની રચના કરનાર ભવ્ય સાહસિક નર તો ચાલ્યા ગયા, પણ તેની પાછળ તેની ભાવનાને સમજનાર અને ઇચ્છાને માન આપનાર પુરુષો મૂકતા ગયા હતા. શેઠ ખીમચંદભાઈ બહુ સાહસિક નહોતા, પણ ધર્મભાવનામય, ભક્તિભાવરસિક અને પિતાના હુકમને માનનાર અને ઇચ્છાનો અમલ કરનાર હતાં. એમનામાં ભોળપણ અને સાથે રાજવૈભવ માણવાની ભવ્યતા હતી. એમની સલાહમાં શેઠની ભાવનાને બરાબર સમજનાર અને કામને પાર પાડવાની અસાધારણ શક્તિ ધરાવનાર વ્યાપારી ધર્મભાવી પંચાતીઆ–સલાહકાર અને સંબંધીઓનો મોટો સમુદાય હતો. એ આખા સમુદાયને મોતી-શાહ શેઠ તરફ પૂજ્યભાવ હતો, એની ધર્મ ભાવનાનો અમલ કરવાની તમન્ના હતી અને શેઠ જાણે હયાત હોય અને પોતે

કામ કરે એવી રીતે કામ આપવાની આકાંક્ષા હતી. એ સત્રમાં શેઠ અમરચંદ ખીમચંદ દમણીનું નામ અગ્રસ્થાને આવે છે. એમણે શેઠ ખીમચંદભાઈનું પ્રધાનપદ લીધું હતું અને સંઘયાત્રા અને મહોત્સવમાં મુખ્ય કાર્ય તેમની દેખરેખ નીચે થતું હતું. શેઠ ખીમચંદભાઈના નામે હુકમો નીકળતા પણ એ હુકમની પાછળ વિચારણા અને પદ્ધતિની સર્વ ગોઠવણ શેઠ અમરચંદ દમણીની હતી, તે હવે પછી જોવાશે. બાકી તો કલાણજી કાનજીના પુત્ર દીપચંદભાઈ જેઓ બાલાભાઈના નામે મોતીશાહ શેઠની ટુંકની પાછળ ટુંક બંધાવી જાણીતા થયેલા છે તે તેમજ ફૂલચંદ કપુરચંદ ગોધારી (શેઠના મુનીમ) અને બીજાઓ ખૂબ સહાયમાં હતા. શેઠ હેમાભાઈ જાતે આખો વખત હાજર હતા અને શેઠ હઠીસંગ કેશરીસંગ તો પોતાના ઘરનું કાર્ય હોય એ રીતે કામ આપી રહ્યા હતા. એટલે કુંતાસરને પૂરનારની દુઃખદ ગેરહાજરી છતાં આ પાકા વહેવારુ માણસોએ એમની ગેરહાજરી જણાવા ન દીધી અને જાણે શેઠ હાજર હોય તેવી રીતે કામ આગળ ધપાવ્યું. તે વખતે દેશ–પરદેશના સંઘો લઈને લગભગ એક હજાર સંઘવીઓ આવ્યા હતા, તેઓ ખડેપગે સંઘની સગવડ જાળવવા તત્પર રહેતાં હતાં. ઉપરાંત એ યુગમાં સંઘની ભક્તિ કરવામાં મહાપુણ્ય મનાતું હતું. સંઘને પાણી પાવું, તે માટે મોટી કોઠીઓ, માટલાં અને પ્યાલાં બહાર મૂકવાં એ મહત્વનું કાર્ય ગણાતું. પાણીના નળ નહોતા એટલે પાણીની સગવડ ઠામ ઠામ લોકો કરતા અને તેમ કરવામાં સેવા અને પુણ્ય સમજતા હતા. એ ઉપરાંત સંઘ કે નવકારશી-

ના જમણુ વખતે પીરસવાનું કાર્ય કરવામાં યુવકો મોટું સુભાગ્ય સમજતા હતા. એટલે લોકો જાતે સગવડ કરી લેતા અને બીજાઓને સગવડ આપતા અને બીજા સ્વધર્મી બંધુઓને સગવડ આપવાની પોતાની ફરજ સમજવા ઉપરાંત એમાં પુણ્યબંધ સમજતા હતા. એટલે સેવાકાર્ય સામાજિક તથા ધાર્મિક દૃષ્ટિએ અને ઐહિક તથા પારલૌકિક લાભની નજરે કરવામાં આવતું હતું. આજે પીરસનારની અછત છે કે જમનાર લોકોને ચીજ હોવા છતાં પહોંચી નહિ એ વાત તે કામમાં અશક્ય હતી અને પીરસણીઆ ભાડુતી રાખવા પડતા નહોતા. ગળામાં ફૂલની માળા અને માથા પર ફૂલની કલગી નાખી પીરસવાના તાસો ભરી પંગતમાં પીરસવું એને જીવનનો લ્હાવો ગણવામાં આવતો હતો.

દરેક મોટા તંબૂ વિભાગમાં પાણીની કોઠીઓ તંબૂ બહાર લગાવી દેવામાં આવી હતી. ફરતા ફરતા જ્યારે જોઈએ ત્યારે પીવાને પાણી મળી શકતું હતું.

એ ઉપરાંત દવા માટે વૈદ્યોની ખાસ સગવડ કરવામાં આવી હતી એટલે જરાપણ શારીરિક અગવડ થાય તેનો ઉપાય તુરત કરવામાં આવતો હતો. કહેવામાં આવે છે કે–લગભગ દોઢ લાખ માણસ પાલીતાણા શહેરમાં એકઠું થયું તેમાં એકની [1]નાકોરી પણ ફૂટી નહિ, એક મરણ થયું નહિ અને આખો વખત આનંદ-મંગળમાળા વર્તી રહી. આટલા ઉપરથી ખીમચંદભાઈની તહેનાતમાં અને સંઘની સેવામાં સેંકડો નહિ, પણ હજારો સ્વયંસેવકો હાજર થઈ ગયા હતા એમ જે ઉલ્લેખ

૧ અથવા 'નાખોરી' નસકોરી, નાકમાંથા લોહી જવું તે.

છે તે વાત સમજાય તેમ છે. માત્ર 'સ્વયંસેવક' શબ્દનો તે વખતે ઉપયોગ નહોતો થતો, પણ એને 'સાધર્મી સેવા'નું નામ આપવામાં આવતું હતું. એ સેવાકાર્યમાં ગરીબ તવંગરનો ભેદ નહોતો, નાના મોટાનો ભેદ નહોતો, મારવાડ ગુજરાતનો ભેદ નહોતો, સ્ત્રી પુરુષનો ભેદ નહોતો—દરેક વ્યક્તિ પોતાથી બની શકે તેટલું બીજા માટે કાંઇ કરવામાં આનંદ માનતો હતો અને એમ કરીને પોતાને ધન્ય માનતો હતો. સેવાકાર્ય કરવામાં સામા પર ઉપકાર કરવાની ભાવના નહોતી, સામો માણસ આભાર માને એવી ઇચ્છા નહોતી, 'થેંક યુ' શબ્દ લગભગ અપરિચિત હતો અને સેવાભાવમાં રહેલ ધર્મભાવનાને પ્રાધાન્ય હતું. આથી લોકોની સગવડો જળવાવામાં વાંધો ન આવ્યો અને કદાચ કોઇને સહજ અગવડ પડી જાય તો તે વાતને મુખ્યતા આપવાની તે વખતે રીતિ પણ નહોતી. 'હોય!' 'કાંઇ નહિ!' 'પર્વના દહાડા સાંકડા જ હોય,' વિગેરે સુમેળસૂચક શબ્દોનો ઉપયોગ કરી જરા સહજ અગવડ હોય તો લોકો ચલાવી લેતા. મોટો સમુદાય મળે ત્યારે એમ જ ચાલે—એમ માની લોકો ચલાવી પણ લેતા. શેઠ ખીમચંદભાઇને આ રીતે પોતાના સલાહકારો ઉપરાંત અન્ય અનેકોની સહાય વગર-માગ્યે મળી અને એને લઇને મહોત્સવ કાર્ય આગળ ધપવા માંડયું. આવી રીતે વ્યવસ્થિત ગોઠવણ અને આવનારના સુનિર્ણીત સેવાભાવી સહકારથી કામ ખૂબ દીપ્યું અને લોકો જરા પણ અગવડ ભોગવ્યા વગર ધાર્મિક દૃષ્ટિએ અનુમોદના કરી પ્રગત થયા અને વ્યવહાર દૃષ્ટિએ વગર અગવડે સુખ-સગવડ અને ચેનમાં રહ્યા.

શ્રી સંઘનું પાલીતાણામાં આગમન થયું, સામૈયાનું કાર્ય પૂરું થયું, ત્યાર પછીની હકીકતમાં ડેરા, તંબૂ, રાવટી, સમિયાણાની હકીકત ખાસ ધ્યાન ખેંચે છે. કેટલાક સમિયાણા તો રાજવૈભવી હતા, ઝરીના હતા, માથે ધ્વજાપતાકા ફરકાવી પોતાની ઓળખાણ આપે તેવા..હતા. નાની રાવટીયો, નાના મોટા તંબૂઓ અને કેટલાક સમિયાના તો ઘર જેવી સગવડવાળા હતા. કેટલાક લોકો ગાડાંને શણગારી લઈ આવ્યા હતા અને ગાડાંમાં જ ઉપયોગી ચીજોની વ્યવસ્થા કરી તેની આજુબાજુ સગવડ કરીને રહ્યા હતા. માઈલોનો ઘેરાવો હતો છતાં ચાલવા ફરવાની ગલીઓ, રસ્તાઓ અને ગાડાઓને જવાના માર્ગો બરાબર રાખવામાં આવ્યા હતા. રાત્રે દરેક તંબૂવાળા પોતાને હિસાબે દીવા કરતા એટલે ચારે તરફ ઝાકઝમાળ થઇ રહેતું હતું. એનું વર્ણન કરતાં કવિ લખે છે કે–હજારો દીવાઓ એટલા ઝગમગી રહ્યા હતા કે જાણે વીજળી થોડો વખત વિસામો ખાઈ ગઈ હોય તેવો દેખાવ લાગતો એટલે વીજળી જેવો પ્રકાશ ચોમેર ફેલાઇ રહ્યો હતો. આટલા ઉપરથી રાત્રીને વખતે પ્રકાશને અંગે પણ કોઈ પણ પ્રકારની અગવડ નહોતી પડી અથવા પૂરતી સગવડ થઈ ગઈ હતી એમ જણાય છે.

અંજનશિલાકા માટે ગિરિરાજની તળેટી હાલ છે તેની સામી બાજુએ પૂર્વ દિશાએ આવેલ ખેતરમાં ભવ્ય મંડપ નાંખવામાં આવ્યો હતો. તે મંડપમાં પહેલી પીઠિકા બનાવી તે પર પાંચ હજાર આરસની સુંદર મૂર્તિઓને પધરાવવામાં આવી હતી. પ્રતિમાઓ એવી સરસ રીતે ગોઠવવામાં આવી હતી કે

તેની વચ્ચેની કેડીમાંથી સ્નાન કરી શુદ્ધ વસ્ત્ર પહેરી પૂજકો અવરજવર કરી શકે. એક મોટી પીઠિકા પૂજન અને અભિષેક માટે રચવામાં આવી હતી. એ પીઠિકા પર ચતુર્મુખ ધાતુના બિંબો પધરાવવામાં આવ્યા હતા. આ સ્નાત્રપીઠ ઉપર ચાર બિંબ ચાર દિશાએ નહિ, પણ એક બીજાને–લાગી સીધી હારમાં સ્થાપવામાં આવે છે. આ મંડપ એટલો મોટો હતો કે એમાં પાંચ હજાર ઉપરાંત પ્રતિમાજી માટેની પીઠિકાઓ ઉપરાંત પૂજનવિધિ કરનાર, કરાવનાર અને જોવા આવનાર હજારો માણસો તેમાં બેસી શકે તેટલી સગવડ હતી. એ સ્નાત્રપીઠિકા હજી પણ જળવાઈ રહેલી છે અને તળેટીની સામી બાજુએ પૂર્વ દિશાએ જોઇ શકાય છે. જે ખેતરમાં મંડપ નાખવામાં આવ્યો હતો તે પણ તળેટીની સામી બાજુએ છે. એ ખેતરમાં ત્યાર પછી ખેડ કરવામાં આવી નથી અને અત્યારે પણ એ ખેતર વગર ખેડાયલું રાખવામાં આવે છે. અમુક સ્થાન પર આવો ભવ્ય બનાવ બને તેની યાદગીરી રાખવાની આ ચાલતી રીતિ છે. વરસાઈના કરાર પર સહીઓ થઇ ત્યાં અને સ્વીટઝરલાંડના લોસેન ( Lousenna ) શહેરમાં સુલેહ પર મોટા રાજ્યોના પ્રધાનોએ સહી કરી ત્યાં તેમની ખુરશીઓ હજુ જાળવી રાખવામાં આવી છે અને એક ચાલુ ભીંતા ઘડિયાળ( ક્લૉક )ને તે વખતે ચાલતી બંધ કરવામાં આવી, તે હજુ વગર ચાવી દીધેલ સ્થિતિમાં સહી કરવાનો સમય બતાવી રહેલ છે. જે ખેતરની જગ્યામાં આ શુભ કાર્ય થયું તેની યાદગીરીમાં હવે પછી એ ખેતરને અનાજ પકાવવાની અને તેને અંગે ખેડાવવાની તસ્દીમાંથી મુક્ત કરવું ઘટે–એવો કોઇ ખ્યાલ

આ વસ્તુસ્થિતિની પાછળ હશે એમ અનુમાન થાય છે. એ વિશાળ ક્ષેત્ર અત્યારે પણ અણખેડાયલું રહે છે એ હકીકત છે.

આટલી મોટી પ્રતિષ્ઠાવિધિ કરવાની, આટલાં બિંબોને અંજન કરવાનું, બિંબપ્રવેશ મહોત્સવ માટે ગિરિરાજ પર સર્વ વિધિ ફરીવાર કરાવવી અને વિધિઓ વિસ્તારપૂર્વક સંપૂર્ણ અંશે કરાવવાની ઇચ્છા હોવાથી ત્રણ ગચ્છના ધુરંધર આચાર્યોને તે વખતે આમંત્રણ કરી પાલીતાણે બોલાવવામાં આવ્યા હતા. શેઠ ખીમચંદભાઇએ ખરતર ગચ્છના આચાર્ય શ્રી જિનમહેન્દ્રસૂરિને અત્યંત આગ્રહભરેલું આમંત્રણ કરી બોલાવ્યા હતા, શેઠ અમરચંદ ખીમચંદ દમણીએ તપગચ્છના આચાર્ય (મૂળપાટે–શ્રીપૂજ્ય) શ્રી ધનેશ્વરસૂરિને આમંત્રણ કરી બોલાવ્યા હતા. તપગચ્છના સંવેગી પક્ષમાં તે વખતે આચાર્યની સ્થાપના કરવામાં નહોતી આવતી એટલે આચાર્ય સ્થાન તો શ્રીપૂજ્યનું રહ્યું હતું અને ગણિ, પંન્યાસ પદવી બહુ મર્યાદિત સંખ્યામાં સંવિજ્ઞપક્ષીમાં આપવામાં આવતી હતી. આ પ્રતિષ્ઠા વખતે તપગચ્છના અનેક સાધુઓ આવ્યા હતા. પંડિત વીરવિજય હાજર હતા એ તેમના રચેલા ઢાળિયા પરથી જણાય છે. શ્રીમદ્ પદ્મવિજયજી તે વખતે હયાત હતા. તેઓ અને તેમના શિષ્ય પંડિત રૂપવિજયજી આ પ્રતિષ્ઠા વખતે હાજર હતા કે નહિ તેનો કાંઈ ઉલ્લેખ મળતો નથી. જેનાથી બની શકે તે ઘણાખરા સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકાઓ પાલીતાણે આવ્યા હતા એમ બરાબર જણાય છે. અને શેઠ હઠીસંગ કેશરીસંગના આગ્રહ અને આમંત્રણથી સાગરગચ્છના આચાર્ય શાંતિસાગર પાલીતાણે તેમના (હ. કે.ના)

થતું જતું હતું. મુંબઈથી ખીમચંદભાઈ શેઠને લશ્કરી પલટણની સહાય મળી હતી અને નોંધ પરથી જણાય છે કે તેમને પાદશાહી કોરટે પરવાનો કરી આપ્યો હતો. કંપની સરકારનો વાવટો તેઓ ફરકાવતા હતા એટલે એ સંયોગોમાં દેશી રયાસત તો કેવો આદર આપે તે અનુમાનથી સમજી શકાય તેવું છે. ખાસ વાત તો એ છે કે–ખીમચંદભાઈ પોતાની સાથે એટલી સગવડ મુંબઈથી લેતા આવ્યા હતા અને મહિનાઓથી એટલી મોટી તૈયારી કરવામાં સ્થાનિક વસ્તુ આદિનો સંગ્રહ કરી રાખવામાં આવ્યો હતો કે જેથી સહાયની અપેક્ષા જ ન રહે. વળી ચોકી–પહેરા અને રક્ષણ માટે મોટી સંખ્યામાં માણસોની વ્યવસ્થા કરવામાં આવી હતી અને ખાસ વિશ્વાસુ માણસોને સાથે પણ લાવવામાં આવ્યા હતા, તેથી આખા મહોત્સવ દરમ્યાન અને સંઘના લગભગ પાલીતાણાના દોઢ માસના વસવાટ દરમ્યાન એક પણ ચોરીનો બનાવ બન્યો નહિ, એક પણ ગુન્હો નોંધાયો નહિ અને લોકો જેવા આનંદથી આવ્યા હતા તેવા ઉત્સાહથી પાલીતાણામાં રહી શકયા. આવી જ ગોઠવણ પ્રત્યેક નાનાં મોટાં સંઘ–સથવારાને અંગે વ્યવસ્થિત રીતે કરવામાં આવી હતી તેથી લગભગ એક હજાર સંઘો પાલીતાણે આવ્યા તેમને રસ્તામાં પણ ચોરી, ધાડ કે લૂંટનો એક પણ બનાવ બન્યો નહોતો. જાનમાલની પરિસ્થિતિ, જવા આવવાના સાધનો અને સડકોની અલ્પતા, રેલ્વેની ગેરહાજરી, એરોપ્લેનની સગવડની પણ ગેરહાજરી અને લૂંટારા–બહારવટીઆની હયાતીનો એ યુગ હતો, એવે વખતે ચોકી–પહેરાનો પાકો બંદોબસ્ત કરવાની ભારે જરૂર

હતી. એને અંગે ઠાકોર પ્રતાપસિંહે પણ પોતાથી બનતી સહાય કરી હશે એમ માલૂમ પડે છે.

અહીં મહોત્સવની તૈયારી વખત એક ખેદકારક બનાવ બની ગયો. શેઠ મોતીશાહના પત્ની-વિધવા દિવાળીબાઇ માંદા પડી ગયા. તેઓ મહોત્સવની તૈયારી જોઈ રાજી થયા, પણ તેમનું શરીર ટક્યું નહિ. તેઓ કુંભસ્થાપના કરવા પણ રહ્યા નહિ. પોસ વદમાં તેમનું શરીર પડી ગયું. લોકોએ એમનો અગ્નિ-સંસ્કાર કર્યો, તેમના તરફ યોગ્ય ભકિતભાવ બાતાવ્યો, પણ મહોત્સવમાં જરા પણ વિક્ષેપ પડવા દીધો નહિ. લોકોએ માન્યું અને કહ્યું કે મોતીશાહ શેઠ દેવતાઓને નોતરવા ગયા હતા, તેને વધામણી દેવા માટે દિવાળીબાઇ શેઠાણી સ્વર્ગે ગયા, કારણ કે તેમને પોતાના પતિને જણાવવું હતું કે જેવી તેમની ઇચ્છા હતી તે પ્રમાણે મહોત્સવ કરવાની સર્વ તૈયારીઓ તેમના પુત્ર ખીમચંદભાઈએ કરી હતી. આવો સવળો અર્થ લીધો અને દેવગતિ યોગ્ય સન્માન દિવાળીબાઈના મૃતદેહને આપી તેનો અગ્નિસંસ્કાર પાલીતાણાની બહાર નદીની પાછળના ભાગમાં કરવામાં આવ્યો. એમ કહેવાય છે કે-શેઠાણી દિવાળી-બાઇની પ્રેરણાથી મોતીશાહ શેઠના દેવ થયેલ જીવે ગોભદ્ર દેવે જેમ પોતાના પુત્ર શાળિભદ્રને ઋદ્ધિ પૂરી હતી, તેમ ખીમ-ચંદભાઇને અઢળક ધનની પૂરવણી કરી હતી. નહિ તો આવો સમારંભ અને આવો મોટો ખર્ચ અશક્ય થઇ પ[illegible] લોકોની મોટી સંખ્યાનું દરરોજનું આગમન અને હિસાબ [illegible] ખરચ કરતાં ખીમચંદભાઇએ પાછું [illegible] યું [illegible] મોતીશાહ શેઠે દેવ તરીકે [illegible] હ [illegible]

રિક ઉપમા કવિએ આપી છે એટલું જ નહિ, પણ જનતા પણ તે પ્રમાણે તે વખતે માનતી હતી અને મુખેથી આનંદપૂર્વક વાતો કરી રહી હતી. શાસ્ત્રપ્રસિદ્ધ શાળિભદ્રની વાત છે. એના પિતા ગોભદ્ર દેવ થયા હતા તે પુત્રપ્રેમથી દરરોજ શાળિભદ્રને તેની સ્ત્રીઓ માટેની જે તેત્રીશ પેટી ઉતારતા હતા અને તેમાં ખાવાની વપરાશ અને ઉપયોગની સર્વ ચીજો પૂરી પાડતા હતા એટલે શાળિભદ્રને ધન કમાવાની કે તે માટે ચિંતા કરવાની જરૂર પડી નહોતી. આ અલંકારિક વાતને બાજુ પર રાખીએ તો તેમાંથી એ વાત નીકળે છેઃ ખીમચંદભાઈએ ખરચ કરવામાં સંકોચ કર્યો નહિ અને માતા દિવાળીબાઈના અવસાનથી પ્રતિષ્ઠાકાર્યને જરાપણ લંબાવ્યું કે મુલતવી રાખ્યું નહિ અને શોકને નિમિત્તે જમણ આદિમાં સ્ખલના આવવા દીધી નહિ અને એ વાતને આગળ કરી ચાલુ માન્યતાને પ્રાધાન્ય આપી જમણ વિગેરે અટકાવ્યાં નહિ.

**વ્યવસ્થા.**—એક બાજુએ મંડપ બાંધવાની ધમાલ ચાલી રહી હતી, બીજી બાજુએ નવાં નવાં તંબૂઓ તણાતાં જતાં હતાં, રસોડાની ધમાલ શરૂ થઈ હતી, દરરોજ વધારે વધારે સંઘો આવ્યા કરતા હતા, તેમના સ્થાન નિયત કરવાનું અને તેમને તંબૂઓ વિગેરે સગવડની વ્યવસ્થા થતી જતી હતી અને એમાં જવા આવવાની અગવડ ન આવે તેવા રસ્તાઓ તથા ગાડાંની અવરજવર રહે તે રીતે કામ લેવાની ગોઠવણ કરવામાં આવતી હતી. અને ત્યાં સુધી પ્રાંતવાર સગવડો પણ કરવામાં આવી હતી એટલે મારવાડનો વિભાગ, મેવાડનો વિભાગ એમ તંબૂ રાવટી નાખવામાં આવતા હતા એટલે એક વિભાગના

બીજા લોકો આવે તે આગળથી આવનારને શોધી શકતા હતા. મોટો મેળો એકઠો થયો હતો અને જામતો જતો હતો એટલે સ્થાનની ગોઠવણુ પણુ મોટા પાયા ઉપર અને વ્યવસ્થાસર કરવાની હતી. આ કાર્ય જૂદા જૂદા નિષ્ણાતો અને કાર્યરસિકોને સોંપવામાં આવ્યું હતું. એ કાર્ય એટલી સારી રીતે થયું હતું કે લોકોને પોતાનું સ્થાન મેળવવાની અને અન્યને મળવામાં અગવડ પડતી નહોતી. એક સ્થાને તપાસ કરવાની જગ્યા-(ઇન્કવાયરી ઑફિસ)ની પણુ વ્યવસ્થા રાખી હતી, એટલે કોને કયાં શોધવા તેનો પત્તો મળી જતો હતો. લાખો માણુસો એકઠું થયું, છતાં જેમ આવતા જાય તેમ દૂધમાં સાકર ભળી જાય તેમ અંદર અંદર વ્યવસ્થા થઇ જતી હતી. અત્યારનાં અવરજવરનાં સાધનોના પ્રમાણુમાં તે વખતે તે બાબતમાં ઘણી અલ્પતા હતી, તે વખતે મોટર લોરી કે રેલ્વે, મોટર કે ટેકસી હતાં નહિ, છતાં કોઇ પ્રકારની સગવડમાં ખામી આવવા દીધી નહિ, એ વ્યવસ્થાશક્તિની ખૂબી બતાવે છે. સ્થાન–ગોઠવણુ માટે વ્યવસ્થા કરનાર અમુક માણુસો હતા, દિવાબત્તીની વ્યવસ્થા માટે જૂદા માણુસો હતા, રસોડાની વ્યવસ્થા એક વગદાર વર્ગના હાથમાં સોંપવામાં આવી હતી, ધર્મક્રિયા મંડપો બાંધવાનું કામ અન્યના હાથમાં હતું અને આવેલા સાધુ, સાધ્વીની વૈયાવચ્ચ કરનારા અનેરા હતા. લોક-સુખાકારી અને આરોગ્ય માટે શરૂઆતથી ખૂબ ચીવટ રાખ-વામાં આવી હતી અને તેને માટે તો એક આખો વર્ગ ખડે પગે કામ કરી રહ્યો હતો. કોઈ પણુ ઠેકાણે કચરો, પૂંજો કે મેલું એકઠાં થવા દેવામાં આવતાં ન હોતાં અને એ રીતે બની

શકતી સર્વ રીતે આવનાર સંઘોની, યાત્રાળુઓની, સાધુ સાધ્વીઓની સગવડ જળવાઈ જાય તે માટે ગોઠવણ ચીવટપૂર્વક કરવામાં આવી હતી. લોકોની જમાવટ આ રીતે થઈ, તેમને સ્થાન પર લઈ આવવામાં આવ્યા, લાખો લોકો આવી ગયા અને વધારે આવતા ગયા. હવે તે પ્રસંગે પ્રતિષ્ઠાવિધિનો મહોત્સવ કેવી રીતે થયો તેની વિગતો જોઈએ.

જળયાત્રા–ચારે તરફ લોકમેદની જામતી રહી હતી, દરરોજ હજારો નવીન યાત્રાળુઓ અને ભક્તજનો આવ્યા જતા હતા, ઉતારા તંબૂ અને જમણની ધમાલ ચાલી રહી હતી અને આડે હથરાણ લોકો પડ્યા હતા. તે વખતે સર્વના મુખ પર આનંદ અને જીભમાં પ્રશંસા છવાઈ રહ્યા હતા. મહોત્સવની શરૂઆત જળયાત્રાના મોટા વરઘોડાથી થઈ. જૈનશાસ્ત્રનો નિયમ છે કે–આવા મહાન પ્રસંગ માટે તીર્થનાં જળ એકઠાં કરવાં. તીર્થભૂમિમાં ચમત્કારિક પરમાણુઓ હોય છે. જ્યાં મહાન પુરુષો નિર્વાણ પામ્યા હોય ત્યાં તેમનાં પરમાણુઓનાં અવશેષો રહી ગયાં હોય તેમાંથી એકાદનો સંબંધ કે સંસર્ગ થઈ જાય તો શાંતિ જામી જાય છે. અન્ય ક્ષેત્રમાં કરેલાં કર્મો તીર્થભૂમિમાં નાશ પામે છે. એ પવિત્ર જળમાં પણ શાંતિ હોય છે, ઠંડક હોય છે, શમભાવ હોય છે. ખાસ માણસો મોકલી અનેક તીર્થનાં જળ આવા મહોત્સવ પ્રસંગોએ મંગાવવામાં આવે છે. ૧૮ (અઢાર) સ્નાત્રમાં જુદી જુદી ઔષધિઓ પાણીમાં નાખીને સ્નાત્ર કરાય છે. શેઠ ખીમચંદભાઈએ અનેક તીર્થનાં જળ એકઠાં કર્યાં હતાં. ગંગા જેવી નદીનાં પાણી, સમેતશિખર, ગિરનાર, આબૂ, તારંગાનાં જળ અને એમ

ખૂબ મોટી સંખ્યામાં પરિમિત જળ એકઠાં કરવાં ઉપરાંત બહુ સારી કોટીના પૂરમાં મહાપવિત્ર શ્રી શત્રુંજય નદીનું જળ લાવવા જળયાત્રાનો વરઘોડો પોસવદ ૧૦ ને રોજ ચઢાવ્યો. શત્રુંજયા નદી તો પાંચ છ માઈલ દૂર છે, ત્યાં સ્નાન કરી ત્યાંથી પવિત્ર જળ લાવવામાં આવ્યું અને તળાટીની લગભગથી વરઘોડો ચઢાવી એ જળને મંડપમાં લાવવામાં આવ્યું. સધવા સ્ત્રીઓને માથે પાણીના કુંભો શોભી રહ્યા. ભગવાનના રથની પાછળ પવિત્ર જળથી ભરેલા હજારો કુંભો અને સુંદર વસ્ત્રાલંકારમાં સજ્જ થયેલ યુવતીઓના મસ્તક પર એનો ઝળકાટ અતિ આકર્ષક હતો અને આ રીતે જળયાત્રાના વરઘોડાથી વદ દશમીને રોજ મહોત્સવની શરૂઆત થઈ. જળયાત્રાનો વરઘોડો આવા મહાન મહોત્સવનું અગત્યનું અંગ ગણાય છે અને એમાં સ્ત્રી પુરુષોને તેમજ બાળક બાલિકાઓને સર્વને ભાગ લેવાનો હોઇને ખૂબ આનંદ આવે છે. उत्सवप्रियाः खलु मानवाः મનુષ્યોને ઉત્સવ બહુ પ્રિય હોય છે અને આખી મનુષ્ય જાતિની એ ખાસીઅત છે. આકાર ફરતા જાય છે, પણ અંદરનો મુદ્દો એ જ રહે છે. અસલ રથમાં બેસતા હોય તો અત્યારે મોટરમાં બેસે, અસલ પીતળપાનાની કમાનો થતી હોય તો અત્યારે લીલોતરીના મંડપ નંખાય, અસલ ઢોલ તાંસાં વાગતાં હોય તો અત્યારે બેન્ડવાજાં વાગે–પણ ઉત્સવની અંદરનો મુદ્દો તો એક જ હોય છે. આવી રીતે જળયાત્રાનો ભવ્ય વરઘોડો નીકળ્યો. ખીમચંદભાઈ રથમાં પ્રભુને લઈને બેઠા અને લામણ દીવડો તેમના પત્નીએ લીધો. આ જળયાત્રાના વરઘોડાથી મહોત્સવની શરૂઆત થઈ.

**કુંભસ્થાપના.**–પોસ વદ બારસને દિવસે કુંભસ્થાપના કરવામાં આવી. બિંબપ્રતિષ્ઠા વિધિમાં કે બીજી કોઈ પણ વિધિમાં કુંભસ્થાપન વિધિ અગત્યની ગણાય છે. સ્વચ્છ કરેલા મૃત્તિકાના કુંભમાં પવિત્ર જળ ભરી કુંભ ઉપર નાળીએર મૂકી, તેની બાજૂમાં નાગરવેલના પાન રાખી લીલા રેશમી કપડાથી ઢાંકી તેને સુતરથી બાંધવામાં આવે છે. આ કુંભસ્થાપન મહોત્સવ સ્થાને થાય છે. કુંભને ચોખાના ઢગલા પર સ્થાપવામાં આવે છે. એમાં જળ ભરતી વખતે મંત્રોચ્ચાર થાય છે. એની બાજૂમાં અખંડ દીપક રાખવામાં આવે છે. મહોત્સવના પ્રારંભથી તે આખર સુધી સવાર, બપોર અને સાંજ તેની પાસે સાત સ્મરણના જાપ થાય છે. સાત સ્મરણમાં નવકાર, ઉવસગ્ગહરં, સંતિકરં, નમિઊણ, અજિતશાંતિસ્તવ અને ભક્તામર ને બૃહત્શાંતિનો સમાવેશ થાય છે. તે સ્થાને ત્રિકાળ જાપ અને પ્રભાત સાંજ પ્રભાતીઆં અને ગીતગાન સુવાસણ સ્ત્રીઓ કરે છે. આ કુંભસ્થાપનથી મહોત્સવની શરૂઆત થાય છે. પ્રતિષ્ઠાવિધિમાં અખંડ દીવાને ઘણી અગત્ય અપાય છે. એને અખંડ જાળવવો પડે છે અને એ ઓલવાઈ ન જાય તેટલા માટે ખૂબ ચીવટ રાખવાની હોય છે. તે દીવી ઉપર મોટું ફાનસ રાખવામાં આવે છે, કુંભ સ્થાપનથી વિસર્જન સુધી તેની પવિત્રતા જાળવી રાખવાની વ્યવસ્થા કરવામાં આવે છે. આવી રીતે પોષ વદ બારસ ( સં. ૧૮૯૩ ) ને રોજ કુંભસ્થાપનાથી પ્રતિષ્ઠા મહોત્સવની શરૂઆત કરવામાં આવી.

તીર્થજળ લાવવા માટે ખાસ માણસો મોકલવામાં આવે છે. ગંગા, યમુના વિગેરે નદીનાં જળ મંગાવાય છે. પવિત્ર

ગિરિરાજ પરના સૂર્યકુંડના, શત્રુંજય નદીનાં જળ મંગાવાય છે. સત્તાવીશ કે ૧૦૮ કૂવાનાં જળ મંગાવાય છે. તેટલા કૂવા ન મળે તો નદીમાં વીરડા કરીને તેની સંખ્યા ૧૦૮ કરવામાં આવે છે અને તેનાં જળ વિધિપૂર્વક મંગાવવામાં આવે છે. જળ લાવનાર સ્નાન કરી પવિત્ર વસ્ત્ર પહેરી બહુમાન અને શુદ્ધિપૂર્વક જળને લાવે છે અને જળને ખૂબ પવિત્ર રાખવા માટે ખાસ વ્યવસ્થા કરવામાં આવે છે.

શેઠ ખીમચંદભાઇએ સર્વ વિધિ ઉત્કૃષ્ટ રીતે કરી હતી. એમણે સંક્ષેપ વિધિનો કોઇ જગ્યાએ આશ્રય લીધો નહોતો. એમને વિધિ કરાવનાર પણ તે કામના ત્રણ મોટા આચાર્યો મળી ગયા હતા અને કોઈ પણ વાત ચલાવી લેવાની ન હોવાથી વિધિ માટે સુંદર વસ્તુઓ સારી રીતે સંગ્રહ કરવામાં આવ્યો હતો.

તળેટી આસપાસ જે વિધિ કરવામાં આવી અને જેનું હાલ વર્ણન ચાલે છે તે બિંબપ્રતિષ્ઠા મહોત્સવની વિધિ સમજવાની છે. વ્યવહારમાં એને અંજનશિલાકા કહેવાય છે. આ આખી વિધિ પાલીતાણા શહેરમાં તળેટી પાસે થઈ છે, એ વાત લક્ષમાં રહે. આની પછી બિંબપ્રવેશ મહોત્સવની વિધિની હકીકત આવશે, તે સર્વ વિધિ ગિરિરાજ પર થશે.. તેને લૌકિક વ્યવહાર ભાષામાં ‘પ્રતિષ્ઠા’ કહેવામાં આવે છે. હાલ તે વિધિની વાત નથી એ વાત ધ્યાનમાં રાખવાની છે.

**રાત્રિ જાગરણાદિ.**–આ કુંભસ્થાપન વિધિ થયા પછી દરરોજ સવારે પ્રભાતિયાં અને રાત્રે રાત્રિજાગરણ થવાની શરૂ-

આત થઇ. પ્રભાત રાગમાં સુમધુર કંઠે સ્ત્રીઓ મંગલનાં પ્રભાતિયાં મંડપમાં ગાય અને વિદાય થાય ત્યારે ખાલી હાથે ન જતાં સુંદર ચીજો જે લાખોની સંખ્યામાં એકઠી કરવામાં આવી હતી તે લેતી જાય. આને પ્રભાવના કહેવામાં આવે છે. રાત્રે રાતિજગા સ્ત્રીઓના પણ થાય અને પુરુષોના પણ થાય. પુરુષો દાંડિયારાસ લે અને નૃત્ય પણ કરે. આ જૈનોની અને ખાસ કરીને કાઠિયાવાડની વિશિષ્ટતા છે કે ત્યાં પુરુષો પણ દાંડિયારાસ જાતે લે છે. એમની કાંસીની ઝૂક સાંભળી હોય તો મુગ્ધ થઇ જવાય. એમના હાથમાં જોર એટલું કે નરઘું તો તાલ માટે સંભળાય નહિ, તેથી કાંસીની ઝૂક ચાલે ત્યારે નોબત રાખવામાં આવે છે. આ રીતે સવાર સાંજ મંડપમાં આનંદમંગળ થાય. ત્રિકાળ સ્મરણ પાઠ થાય અને આંગી, પૂજા, રોશની થાય. લોકોના મુખ પર આનંદ અને નેત્રમાં પ્રેમની જ્યોતિ ઝળહળતી દેખાય. એ રીતે કાર્યારંભ મોટા પાયા ઉપર પોષ વદ ૧૨ થી શરૂ થયો અને ભવ્ય મહોત્સવનાં મંડાણ મંડાયાં.

**બાહ્યશુદ્ધિ.**—પ્રતિષ્ઠાવિધિ કરતી વખતે બાહ્યશુદ્ધિ ખૂબ જળવાય છે. તે કરનાર સ્નાત્રીઓને પૌષ્ટિક, પણ પવન ન છૂટે તેવો ખોરાક આપવામાં આવે છે. તેઓ સ્નાન કરે ત્યારે તેમની શુદ્ધિ માટે સ્નાન કર્યા અગાઉ આખે શરીરે પીઠી ચોળવાની વ્યવસ્થા કરવામાં આવેલી હોય છે. માથામાં ચંબેલીનું તેલ નાખવામાં આવે છે. કંકોડીથી માથાના બાલ સાફ કરવામાં આવે છે. પહેરવા માટે તદ્દન શુદ્ધ નવાં સફેત ધોતીઆં અને ઉત્તરાસંગ તૈયાર રાખવામાં આવે છે અને કોઇ વગર ન્હાયેલાનો અથવા ચર્મ કે જાનવરનો સ્પર્શ થઈ જાય તો ફરીવાર

સ્નાન કરવું પડે છે. વિધિસ્થાન પર આખો વખત ચાલુ ધૂપ કરવામાં આવે છે. અને અડચણવાળી(રજસ્વલા) સ્ત્રીનો સંપર્ક તે સ્થાન પર ન થાય તે માટે ચીવટ રાખવામાં આવે છે. મંડપસ્થાનને લીંપણુંપણુથી પવિત્ર રાખવામાં આવે છે અને તેની ઉપર સુગંધી જળ, ગુલાબજળ વિગેરેનો વારંવાર છંટકાવ કરવામાં આવે છે.

આ ઉપરાંત વાતાવરણુની સુંદરતા અને રસિકતા માટે સવાર સાંજ નોબત, શરણાઈ અને પ્રસંગે ઢોલ-તાંસાંનો ગડગડાટ તાલસૂરમાં કરવામાં આવે છે અને પાંચે ઇંદ્રિયોને શાંતિ મળે અને સાથે આનંદ થાય એવું ભવ્ય વાતાવરણુ તૈયાર કરવામાં આવે છે અને એ બાહ્યશુદ્ધિ જેમ વધારે સરસ રીતે જળવાય તેમ પ્રતિષ્ઠાવિધિની સફળતા થઇ ગણાય છે એવી માન્યતાને પરિણામે એની નાની મોટી દરેક બાબતમાં ખૂબ ચીવટ રાખવામાં આવે છે. એમાં જ્યારે પ્રતિષ્ઠા કરાવનાર નેતાને ખરચનો હિસાબ ન હોય ત્યારે તો નંદનવનની બીજી આવૃત્તિ-પ્રતિષ્ઠામંડપ બની જાય છે. એની શોભા અનેક રીતે વધારવામાં આવે છે. તે વખતે ઉપલબ્ધ હાંડી, ઝુમ્મર, તખતા અને ગાલીચાથી મંડપની શોભામાં વધારો કરવામાં આવે છે અને નૂતન પ્રકારની કમાનો પર પીતળપાના અને વાસણોથી તેને ભરી દેવામાં આવે છે. પીતળનાં વાસણોની કમાનો ખાસ જોવા લાયક બને છે. આંખને શાંતિ આપે એ રીતનું વાતાવરણુ જમાવવામાં આવે છે. મંડપની વચ્ચે સમવસરણુંની રચના કરવામાં આવે છે, કોઇ વખત નંદીશ્વરદ્વીપ, કોઈ વખત ગિરનાર, કોઈ વખત શત્રુંજય, મેરુપર્વત કે ચંપાપુરી ને પાવાપુરીનો દેખાવ

ખડો કરી તેમાં ફુવારા બનાવવામાં આવે છે અને અવનવી રચના કરી મહોત્સવના મંડપને શોભાવવામાં આવે છે.

આ રીતે તૈયાર થયેલા મંડપમાં કુંભસ્થાપના કરવામાં આવી. તેની પાસે અખંડ દીપક સ્થાપવામાં આવ્યો. તેની પાસે શુદ્ધ ઉચ્ચાર સાથે સાત સ્મરણના ત્રિકાળ જાપની વ્યવસ્થા થઈ ગઈ. એ જ દિવસથી શેઠ મોતીશાહને નામે ઝાંપે ચોખાની ધ્વજા ચઢાવવામાં આવી. અઢાર વર્ણના લોકો ઘરમાં ધૂમાડો ન કરે પણ શેઠને ખરચે જમે એવી વ્યવસ્થા થઈ ગઈ અને દરરોજ આવી પહોંચતા હજારો યાત્રાળુઓના ઉતારાની સોઈ થતી ચાલી. ધર્મક્રિયા ચાલે તેની સાથે જ સુખસગવડ અને આરોગ્ય માટે જરાપણ કચાશ ન રહે તેને માટે ખાસ ધ્યાન આપવામાં આવ્યું અને આખું વાતાવરણ આનંદમય બની ગયું. જ્યાં જુઓ ત્યાં લોકોના મુખ પર આનંદ, મિલનસુખ અને વ્યવસ્થાની પ્રશંસાના ઉદ્ગારો સંભળાય.

પ્રતિષ્ઠાવિધિને અંગે અનેક પ્રકારની નાની મોટી વિધિઓ થઈ તેમાં અગત્યની વિધિ નીચે સંક્ષેપમાં જણાવી છે. હજારો પ્રતિમાની પ્રતિષ્ઠાની વિધિ ગિરિરાજની તળેટીની સામેના ખેતરમાં તૈયાર કરેલા ભવ્ય મંડપમાં એક જ સ્થાને થઈ—એ ખાસ નોંધવા જેવું છે. એને કરાવનાર વિદ્વાન શ્રાવકો હતા, પણ એમાં મુખ્ય નિશ્રા તપગચ્છ, ખરતરગચ્છ અને સાગરગચ્છના આચાર્યોની હતી. (તપગચ્છના વિજયધનેશ્વરસૂરિ, ખરતરગચ્છના જિનમહેંદ્રસૂરિ અને સાગરગચ્છના શાંતિસાગરસૂરિ) આ ત્રણે આચાર્યો પરસ્પર પ્રેમથી સાથે રહી ક્રિયા

કરાવતા હતા અને અગ્રસ્થાન ખરતરગચ્છના આચાર્યને આપવામાં આવ્યું હતું, કારણ કે શેઠ મોતીશાહનો અસલ ગચ્છ ખરતર હતો; પણ ત્રણે કુશળ આચાર્યોએ એવા મેળથી વાત લીધી કે એમાં કોઇની મુખ્યતા કે ગૌણતા કરવાનો કે ગણવાનો પ્રસંગ જ આવતો નહોતો. જ્યાં પરસ્પર મેળથી વાત થાય ત્યાં પછી નાના મોટાનો સવાલ જ રહેતો નથી. ત્યાં તો એક બીજાને આગળ થવા કહે, એટલે બીજો સ્વાભાવિક વિવેકથી પહેલાને મુખ્ય થવા કહે. જ્યાં આગળ પડવાની ભાવના ન હોય, પરસ્પર મેળ બેસતો હોય અને લોકપ્રશંસા કરતાં આત્મદૃષ્ટિએ કામ લેવાની હૃદયવૃત્તિ જાગી હોય ત્યાં અમીના વરસાદ વરસે છે, પ્રેમનાં નગારાં વાગે છે અને અંતરની ઊર્મિઓ ઉછળે છે. આવા સુમેળથી થતી વિધિ–ક્રિયા, લોકોની મેદની, સાધુ સાધ્વીનો સહકાર, વાતાવરણની વિશિષ્ટતા, સોરઠનો ભલો શિયાળો અને હિસાબ વગરનો ખર્ચ કરવાની પરવાનગી હોય પછી ત્યાં દેવગતિના આનંદ ઉછળે એમાં નવાઈ નથી અને એને લોકો ચોથા આરાની વાનકી ગણે તો તે તદ્દન સમજાય તેવી વાત છે.

બીજે દિવસે **નવગ્રહ તથા દશદિક્પાળનું પૂજન થયું.** એમાં એક સેવનના પાટલા ઉપર નવગ્રહની સ્થાપના કરવામાં આવે છે. પાટલા ઉપર કોરેલા તેમજ ચિત્રામણ કરી વાહન સાથે નવે ગ્રહનું સુંદર દૃશ્ય પણ કરવામાં આવે છે. ગ્રહો નવ છે. ૧. આદિત્ય, ૨. સોમ (ચંદ્ર), ૩. ભોમ (મંગળ), ૪. બુધ, ૫. બૃહસ્પતિ, ૬. શુક્ર, ૭. શનિ, ૮. રાહુ અને ૯. કેતુ.

ખડો કરી તેમાં ફુવારા બનાવવામાં આવે છે અને અવનવી રચના કરી મહોત્સવના મંડપને શોભાવવામાં આવે છે.

આ રીતે તૈયાર થયેલા મંડપમાં કુંભસ્થાપના કરવામાં આવી. તેની પાસે અખંડ દીપક સ્થાપવામાં આવ્યો. તેની પાસે શુદ્ધ ઉચ્ચાર સાથે સાત સ્મરણના ત્રિકાળ જાપની વ્યવસ્થા થઈ ગઈ. એ જ દિવસથી શેઠ મોતીશાહને નામે ઝાંપે ચોખાની ધ્વજા ચઢાવવામાં આવી. અઢાર વર્ણના લોકો ઘરમાં ધૂમાડો ન કરે પણ શેઠને ખરચે જમે એવી વ્યવસ્થા થઈ ગઇ અને દરરોજ આવી પહોંચતા હજારો યાત્રાળુઓના ઉતારાની સોઇ થતી ચાલી. ધર્મક્રિયા ચાલે તેની સાથે જ સુખસગવડ અને આરોગ્ય માટે જરાપણ કચાશ ન રહે તેને માટે ખાસ ધ્યાન આપવામાં આવ્યું અને આખું વાતાવરણ આનંદમય બની ગયું. જ્યાં જુઓ ત્યાં લોકોના મુખ પર આનંદ, મિલનસુખ અને વ્યવસ્થાની પ્રશંસાના ઉદ્‌ગારો સંભળાય.

પ્રતિષ્ઠાવિધિને અંગે અનેક પ્રકારની નાની મોટી વિધિઓ થઇ તેમાં અગત્યની વિધિ નીચે સંક્ષેપમાં જણાવી છે. હજારો પ્રતિમાની પ્રતિષ્ઠાની વિધિ ગિરિરાજની તળેટીની સામેના ખેતરમાં તૈયાર કરેલા ભવ્ય મંડપમાં એક જ સ્થાને થઇ—એ ખાસ નોંધવા જેવું છે. એને કરાવનાર વિદ્વાન શ્રાવકો હતા, પણ એમાં મુખ્ય નિશ્રા તપગચ્છ, ખરતરગચ્છ અને સાગરગચ્છના આચાર્યોની હતી. ( તપગચ્છના વિજયધનેશ્વરસૂરિ, ખરતરગચ્છના જિનમહેંદ્રસૂરિ અને સાગરગચ્છના શાંતિસાગરસૂરિ ) આ ત્રણે આચાર્યો પરસ્પર પ્રેમથી સાથે રહી ક્રિયા

કરાવતા હતા અને અગ્રસ્થાન ખરતરગચ્છના આચાર્યને આપવામાં આવ્યું હતું, કારણ કે શેઠ મોતીશાહનો અસલ ગચ્છ ખરતર હતો; પણ ત્રણે કુશળ આચાર્યોએ એવા મેળથી વાત લીધી કે એમાં કોઇની મુખ્યતા કે ગૌણુતા કરવાનો કે ગણવાનો પ્રસંગ જ આવતો નહોતો. જ્યાં પરસ્પર મેળથી વાત થાય ત્યાં પછી નાના મોટાનો સવાલ જ રહેતો નથી. ત્યાં તો એક બીજાને આગળ થવા કહે, એટલે બીજો સ્વાભાવિક વિવેકથી પહેલાને મુખ્ય થવા કહે. જ્યાં આગળ પડવાની ભાવના ન હોય, પરસ્પર મેળ બેસતો હોય અને લોકપ્રશંસા કરતાં આત્મદૃષ્ટિએ કામ લેવાની હૃદયવૃત્તિ જાગી હોય ત્યાં અમીના વરસાદ વરસે છે, પ્રેમનાં નગારાં વાગે છે અને અંતરની ઊર્મિઓ ઉછળે છે. આવા સુમેળથી થતી વિધિ–ક્રિયા, લોકોની મેદની, સાધુ સાધ્વીનો સહકાર, વાતાવરણની વિશિષ્ટતા, સોરઠનો ભલો શિયાળો અને હિસાબ વગરનો ખર્ચ કરવાની પરવાનગી હોય પછી ત્યાં દેવગતિના આનંદ ઉછળે એમાં નવાઈ નથી અને એને લોકો ચોથા આરાની વાનકી ગણે તો તે તદ્દન સમજાય તેવી વાત છે.

બીજે દિવસે **નવગ્રહ** તથા **દશદિક્પાળનું** પૂજન થયું. એમાં એક સેવનના પાટલા ઉપર નવગ્રહની સ્થાપના કરવામાં આવે છે. પાટલા ઉપર કોરેલા તેમજ ચિત્રામણ કરી વાહન સાથે નવે ગ્રહનું સુંદર દૃશ્ય પણ કરવામાં આવે છે. ગ્રહો નવ છે. ૧. આદિત્ય, ૨. સોમ (ચંદ્ર), ૩. ભૌમ (મંગળ), ૪. બુધ, ૫. બૃહસ્પતિ, ૬. શુક્ર, ૭. શનિ, ૮. રાહુ અને ૯. કેતુ.

પાટલા ઉપર સ્થાપના નીચે પ્રમાણે થાય છે.

ॐ નમઃ બુધાય. ૪ ॐ નમઃ શુક્રાય. ॐ નમઃ સોમાય. ૨
ॐ નમઃ ગુરવે. ૫ ॐ નમઃ સૂર્યાય. ૧ ॐ નમઃ ભૌમાય. ૩
ॐ નમઃ કેતવે. ૯ ॐ નમઃ શનૈશ્ચરાય. ૭ ॐ નમઃ રાહવે. ૮

શરૂઆત **આદિત્ય**( સૂર્ય )પૂજાથી થાય છે. તેનું સ્થાન વચ્ચે છે. પ્રથમ એના સ્થાનની ચારે બાજુએ ચંદનવડે અઘેડાની કલમથી આળેખ થાય. ત્યારપછી એમને પરિવાર સાથે પધારવા વિજ્ઞપ્તિ થાય. ( એને આવાહન કહેવામાં આવે છે. ) અષ્ટ દ્રવ્યોથી ત્યારપછી એની પૂજા થાય છે. પરવાળાની નવકારવાળીથી 'ॐ ह्रीँ रत्नांकसूर्याय सहस्रकिरणाय नमो नमः स्वाहा' એનું ધ્યાન કરાય છે. એક આખી માળા ગણવાની હોય છે. છેવટે હાથની પસલીમાં વાસ–ચોખા અને જળ લઈ મંત્રોચ્ચારવડે એને અર્ઘ્ય આપવામાં આવે છે અને હાથ જોડી તેની પ્રાર્થના કરવામાં આવે છે.

અષ્ટ પ્રકારી પૂજામાં પ્રથમ પૂજા ગંધ( ચંદન )ની, પછી વસ્ત્રની આવે. તેનો રંગ બદલાયા કરે છે. સૂર્યને માટે લાલ વર્ણનું વસ્ત્ર રાખવાનું હોય છે. ફૂલ કણવીરનાં, ફળમાં દ્રાક્ષ મૂકવાની અને નૈવેદ્યમાં ગોળધાણા કે ચૂરમાનો લાડવો મૂકવાનો હોય છે.

આ રીતે નવે ગ્રહોની પૂજા ખૂબ વિસ્તારથી ચાલે છે. એના ધ્યાનની માળા ગણવામાં આવે ત્યારે સુંદર સંગીત સાજ સાથે કરવામાં આવે છે. બાકીનો વખત મંત્રોચ્ચાર થાય છે ત્યારે નિરવ શાંતિ રાખવામાં આવે છે અને છેવટે અર્ઘ્ય

આપી આવાહન કરવામાં આવે ત્યારે ઢોલ, શરણાઇ, નગારા, નોબતનો ગડગડાટ થાય છે. આ પૂજનનું દૃશ્ય બહુ ભવ્ય થાય છે અને ખાસ જોવાજેવું હોય છે.

પૂજનના પાટલાની ઉપરની જમણી બાજુએ ત્યારપછી ચંદ્રનું આવાહન થાય છે. એનો આળેખ એકલી સુખડનો થાય છે. પૂજન બરાસયુક્ત સુખડનું થાય છે. એને માટે શ્વેત નૈવેદ્યમાં મમરાનો અથવા ઘેંસીદળનો લાડવો ચઢાવવાનો હોય છે. જાપ ધોળા સ્ફટિકની નવકારવાળીથી કરવાનો હોય છે.

જમણી બાજુ ચંદ્રના સ્થાનની નીચે મંગળનું સ્થાન આવે છે. એનો આળેખ રતાંજલિથી થાય છે. પૂજા કેશરથી, પુષ્પ જાસુદનું, વસ્ત્ર લાલ, ફળમાં રાતી સોપારી અને નૈવેદ્યમાં ગોળધાણીનો લાડવો. જાપ રાતા પરવાળાની નવકારવાળીથી કરવાનો હોય છે.

ડાબી બાજુએ મથાળે ત્યાર પછી ચોથું સ્થાન બુધનું આવે છે. એનો આળેખ સુખડ કેસર કસ્તૂરીથી થાય છે. વાસચૂર્ણથી એની પૂજા થાય છે. ફૂલ ચંપકનું, વસ્ત્ર નીલવર્ણનું, ફળ નારંગી કે સીતાફળ અને નૈવેદ્યમાં મગદળનો લાડવો મૂકવાનો હોય છે. અર્ઘ્ય—આવાહનના મંત્રો જૂદા પણ પૂર્વવત્ પ્રત્યેક સ્થાને કહેવાના હોય છે. બુધનો જાપ કેરબાની માળાથી કરવાનો હોય છે.

બુધની નીચે ડાબી બાજુ પ્રથમ વિભાગમાં પાંચમું સ્થાન ગુરુનું—બૃહસ્પતિનું આવે છે. એનો આળેખ ગોરોચંદનથી; પૂજા વાસચૂર્ણથી, પુષ્પ ચંબેલીનું; વસ્ત્ર પીળા રંગનું, ફળ જંબીર

અને નૈવેદ્યમાં ચણાની દાળનો લાડવો મૂકવાનો હોય છે. દેવ-ગુરુનો જાપ કેરબાની કે સોનાની માળાથી કરવાનો હોય છે.

સૂર્યના મધ્ય સ્થાન ઉપર વચલા વિભાગમાં મથાળે શુક્રનું છઠ્ઠું સ્થાન આવે છે. એનો આળેખ સુખડથી દોરવાનો, પૂજા પણ સુખડથી કરવાની, પુષ્પમાં મોગરા અથવા જાઈનું, વસ્ત્ર ધોળું, ફળમાં બિજોરું અને નૈવેદ્યમાં ઘેંસીદળનો લાડુ મૂકવાનો હોય છે. શુક્રનો જાપ સ્ફટિક કે રૂપાની માળાથી કરવાનો હોય છે.

સાતમો ગૃહ **શનિ** આવે છે. એનું સ્થાન વચ્ચે સૂર્યની નીચે હોય છે. એનો આળેખ ચૂવા કસ્તુરીના મિશ્રણથી કરી, પુષ્પમાં બોલસીરી કે દમણો, વસ્ત્ર આસમાની રંગનું, ફળમાં ખારેક, લાડુ અડદનો અને માળા અકલબેરની ગણવાની હોય છે.

એની જમણી બાજુએ આઠમા ગૃહ **રાહુનું** સ્થાન આવે છે. આળેખ શનિ પ્રમાણે, પુષ્પ મચકુંદનું, કપડું કાળું, ફળમાં શ્રીફળ, લાડુ અડદદાળનો અથવા તલવટનો અને માળા અકલબેરની.

શનિની ડાબી બાજુએ નીચે **કેતુનું** સ્થાન આવે. એનો આળેખ યક્ષકર્દમથી, પુષ્પ પંચવર્ણનાં, વસ્ત્ર શ્યામ-સોસની રંગનું, ફળમાં દાડમ અને અડદની દાળનો લાડુ પૂજન માટે ધરાય છે. આ રીતે નવગ્રહ પૂજન થાય. છેલ્લે ગૃહશાંતિ સ્તોત્ર બોલાય. આખો વખત ધૂપ ચાલ્યા કરે. ચારે તરફ શાંતિ હોય અને વાતાવરણમાં રસની જમાવટ વધે એવા સર્વ આદ્યોપચારો રચાયલા હોય છે.

**દશ દિક્પાળ પૂજન**—નવગ્રહના પૂજન સાથે જ દશ

દિક્પાળોનું પૂજન બીજા પાટલા ઉપર થાય છે. આં પૂજન વખતે પ્રારંભમાં મધ્યચોકમાં આવી સર્વ દિક્પાળોને આમંત્રણ કરવાનું હોય છે. દિક્પાળો નીચે પ્રમાણે હોય છે.

| | |
|---|---|
| પૂર્વ દિશામાં-ઇંદ્ર | અગ્નિ ખૂણામાં—અગ્નિ |
| દક્ષિણ દિશામાં-યમ | નૈઋત્ય ખૂણામાં—નૈઋંત |
| પશ્ચિમ દિશામાં—વરુણ | વાયવ્ય ખૂણામાં—વાયુ |
| ઉત્તર દિશામાં—ધનદ | ઇશાન ખૂણામાં-ઇશાન |
| ઊર્ધ્વ દિશામાં—બ્રહ્મન્ | અધો દિશામાં—નાગ |

આ પૂજનમાં પણ આળેખ, મંત્ર, વસ્ત્ર, પુષ્પ, નૈવેદ્ય અને માળા અલગ અલગ હોય છે તે વિધિ જાણનાર પાસેથી જાણી લેવા તેમજ બિંબપ્રતિષ્ઠાવિધિ છપાયેલ છે તે વાંચવી.

જ્યારે નવગ્રહ કે દશદિક્પાળના પૂજનમાં માળા ગણવામાં આવે છે ત્યારે સુમધુર સંગીત પદ્ધતિસર ચાલે છે અને સ્તુતિ થઈ રહે છે ત્યારે નોબત, વાજાં વિગેરેનો સમૂહ ધ્વનિ કરી આવાહન કરવામાં આવે છે. આ નવગ્રહ અને દશદિક્પાળનાં પૂજન ભવ્ય હોઈ આકર્ષક બને છે અને જરૂર જોવાલાયક છે.

**અષ્ટમંગળ પૂજન.** ૧ સ્વસ્તિક ( સાથીઓ ), ૨ કળશ, ૩ શરાવળાનું યુગળ. ૪ બે મત્સ્ય. ૫ નંદાવર્ત સ્વસ્તિક. ૬ ભદ્રાસન. ૭ શ્રીવત્સ અને ૮ દર્પણ. આ આઠ મંગળ છે. એને ખરી રીતે તો હાથે ચીતરવાના હોય છે. એના પાટલા પર પૂજન દ્રવ્યો મૂકાય છે અને એના પાટલાને સફેદ વસ્ત્રથી બાંધી એને નવગ્રહ અને દશદિક્પાલના પાટલાની વચ્ચે મૂકવામાં આવે છે.

**નંદ્યાવર્ત પૂજન.** આ પૂજન ખૂબ વિસ્તારથી કરવામાં આવે છે. બિંબ ચળ હોય તો આવર્ત વિધિ કરીને તેના ઉપર બિંબની સ્થાપના કરવામાં આવે છે અને બિંબ સ્થિર હોય તો તેની સન્મુખ અથવા વેદી ઉપર નંદ્યાવર્તનું પૂજન થાય છે. એની વિધિ ખૂબ જોવા જેવી હોય છે. એમાં શ્રીવર્ણીના પાટલા ઉપર કપૂર અને ચંદનથી સાત વાર લેપ કરવામાં આવે છે. એના ઉપર નવ ખૂણાવાળો નંદ્યાવર્ત આળેખવામાં આવે છે. એની જમણી બાજુ સૌધર્મેંદ્રની અને ડાબી બાજુ ઇશાનેંદ્રની સ્થાપના કરવાની હોય છે અને નીચે શ્રુતજ્ઞાનની સ્થાપના કરવામાં આવે છે. વચ્ચેના ભાગમાં ગોળ વલય કરવાનું અને તેની ફરતા આઠ ગૃહ રચવાના હોય છે. આ આઠ દળમાં અર્હંત્, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય, સર્વ સાધુ, જ્ઞાન, દર્શન અને ચારિત્રની સ્થાપના કરવામાં આવે છે.

આ આઠ વલયની પરિધિમાં વલય કરવું. તેની ચારે દિશામાં ચોવીશ દળની સ્થાપના કરવી. તેમાં મરુદેવી, વિજયા, સેના, સિદ્ધાર્થા, મંગલા, સુસીમા, પૃથ્વી, લક્ષ્મણા, રામા, નંદા, વૈષ્ણવી, જયા, શ્યામા, સુયશા, સુવ્રતા, ચિરા, શ્રીદેવી, પ્રભાવતી, પદ્માવતી, વપ્રા, શિવા, વામા અને ત્રિશલાની સ્થાપના કરવામાં આવે છે. પરિધિમાં મંડળ કરી તેમાં સોળ દળ રચી તેમાં રોહિણી, પ્રજ્ઞપ્તિ, વજ્રશૃંખલા, વજ્રાંકુશી, અપ્રતિચક્રા, પુરુષદત્તા, કાલી, મહાકાલી, ગૌરી, ગંધારી, મહાજ્વાલા, માનવી, અચ્છુપ્તા, વૈરોટ્યા, માનસી અને મહામાનસીની સ્થાપના કરવી.

તેની બહાર પરિધિ કરીને ચોવીશ દળ કરવા, તેમાં ૨૪ દેવોની સ્થાપના કરવાની હોય છે. ચોવીશ દેવો—સારસ્વત,

આદિત્ય, વહ્નિ, વરુણ, ગર્દતોય, તુષિત, અવ્યાબાધિત, અરિષ્ટ, અગ્ન્યાભ, સૂર્યાભ, ચંદ્રાભ, સત્યાભ, શ્રેયસ્કર, ક્ષેમંકર, વૃષભ, કામચાર, નિર્વાણુ, દિશાંતરક્ષિત, આત્મરક્ષિત, સર્વરક્ષિત, મારુત, વસુ, અશ્વ અને વિશ્વ.

એની ફરતી પરિધિ કરી તેમાં ચોસઠ દળ કરી તેમાં નીચેના દેવોની સ્થાપના કરવામાં આવે છેઃ ચમર, બલિ, ધરણ, ભૂતાનંદ, વેણુદેવ, વેણુદારી, હરિકાંત, હરિસહ, અગ્નિશિખ, અગ્નિમાનવ, પૂર્ણ, વશિષ્ટ, જલકાંત, જલપ્રભ, અમિતગતિ, અમિતવાહન, વેલંબ, પ્રભંજન, ઘોષ, મહાઘોષ, કાલ, મહાકાલ, સુરૂપ, પ્રતિરૂપ, પૂર્ણભદ્ર, મણિભદ્ર, ભીમ, મહાભીમ, કિન્નર, કિંપુરુષ, સત્પુરુષ, મહાપુરુષ, અતિકાય, મહાકાય, ગીતરતિ, ગીતયશા, સન્નિહિત, મહાકાય, ધાતૃ, વિધાતૃ, ઋષિ, ઋષિપાલ, ઈશ્વર, મહેશ્વર, સુવક્ષા, વિશાલ, હાસ, હાસરતિ, શ્વેત, મહાશ્વેત, પતગ, પતગરતિ, સૂર્ય, ચંદ્ર, સૌધર્મેન્દ્ર, ઈશાનેન્દ્ર, સનત્કુમાર, માહેન્દ્ર, બ્રહ્મેન્દ્ર, લાન્તકેન્દ્ર, શુક્રેન્દ્ર, સહસ્રારેન્દ્ર, આનતપ્રાણતેન્દ્ર અને આરણાચ્યુતેન્દ્ર.

અને બહારની પરિધિ કરી તેમાં ચોસઠ દળ કરી તેમાં આ પ્રમાણે દેવીઓની સ્થાપના કરવીઃ ચમરદેવી, બલીદેવી, ધરણદેવી, ભૂતાનંદદેવી, વેણુદેવી, વેણુદારીદેવી, હરિકાંતદેવી, હરિસહદેવી, અગ્નિશિખદેવી, અગ્નિમાનવદેવી, પૂર્ણદેવી, વશિષ્ટદેવી, જલકાંતદેવી, જલપ્રભદેવી, અમિતગતિદેવી, અમિતવાહનદેવી, વેલંબદેવી, પ્રભંજનદેવી, ઘોષદેવી, મહાઘોષદેવી, કાલદેવી, મહાકાલદેવી, સુરૂપદેવી, પ્રતિરૂપદેવી, પૂર્ણભદ્રદેવી, મણિભદ્રદેવી, ભીમદેવી, મહાભીમદેવી, કિન્નરદેવી, કિંપુરુષદેવી, સત્પુરુષદેવી,

મહાપુરુષદેવી, અહિકાયદેવી, મહાકાયદેવી, ગીતરતિદેવી, ગીતયશોદેવી, સન્નિહિતદેવી, સન્માનદેવી, ધાતૃદેવી, વિધાતૃદેવી, ઋષિદેવી, ઋષિપાલદેવી, ઇશ્વરદેવી, મહેશ્વરદેવી, સુવક્ષોદેવી, વિશાલદેવી, હાસદેવી, હાસરતિદેવી, શ્વેતદેવી, મહાશ્વેતદેવી, પતગદેવી, પતગરતિદેવી, સૂર્યદેવી, ચંદ્રદેવી, સૌધર્મેન્દ્રદેવી, ઇશાનેંદ્રદેવી, સનત્કુમારેન્દ્રપરિજન, માહેંદ્રપરિજન, બ્રહ્મેંદ્રપરિજન, લાંતકેંદ્રપરિજન, શુક્રેંદ્રપરિજન, સહસ્રારેંદ્રપરિજન, આનતપ્રાણુતેંદ્રપરિજન અને આરણ્યાચ્યુતેંદ્રપરિજન.

તેની બહાર પરિધિ કરી તેમાં ચોવીશ દળ કરી ચોવીશ દેવો (યક્ષો)ની તેમાં સ્થાપના કરવામાં આવે છે, તેનાં નામો આ પ્રમાણે: ગોમુખ, મહાયક્ષ, ત્રિમુખ, યક્ષનાયક, તુંબરવ, કુસુમ, માતંગ, વિજય, અજિત, બ્રહ્મા, યક્ષ, કુમાર, ષણ્મુખ, પાતાલ, કિન્નર, ગરુડ, ગંધર્વ, યક્ષેશ, કુબેર, વરુણ, ભૃકુટ, ગોમેધ, પાર્શ્વ અને માતંગ.

તેની બહાર પરિધિ કરી તેમાં ચોવીશ દળ કરવાં, તે દળોમાં ગોમુખાદિકના ક્રમ પ્રમાણે ૨૪ દેવીઓ (યક્ષિણીઓ)ની સ્થાપના કરવી તેનાં નામ આ પ્રમાણે: ચક્રેશ્વરી, અજિતબલા, દુરિતા, કાલિકા, મહાકાલિકા, શ્યામા, શાંતા, ભૃકુટા, સુતારિકા, અશોકા, માનવી, ચંડા, વિદિતા, અંકુશા, કંદર્પા, નિર્વાણી, બલા, ધારિણી, ધરણપ્રિયા, નરદત્તા, ગાંધારી, અંબિકા, પદ્માવતી અને સિદ્ધાયિકા.

તેની બહાર પરિધિ કરીને દશ દળ કરીને તેમાં અનુક્રમે આ પ્રમાણે સ્થાપના કરવી: ઇંદ્ર, અગ્નિ, યમ, નૈઋંતિ, વરુણ, વાયુ, કુબેર, ઇશાન, બ્રહ્મન્ અને નાગ.

તેની ઉપર દશ દળ કરી તેમાં સૂર્યાદિક દશની સ્થાપના કરવી તેનાં નામ આ પ્રમાણેઃ સૂર્ય, ચંદ્ર, ભૌમ, બુધ, ગુરુ, શુક્ર, શનૈશ્ચર, રાહુ, કેતુ અને ક્ષેત્રપાલ.

તેની ઉપર પરિધિ કરી તેના પર ચાર ચાર વજ્રનાં ચિહ્નવાળું ચાર ખૂણાંવાળું ભૂમિપુર કરવું. તેના દરેક ખૂણામાં લ, ક્ષ-વર્ણનું ચિહ્ન કરવું અને તેની મધ્યમાં વૈમાનિક, ભુવનપતિ, વ્યંતર અને જ્યોતિષ્ક દેવોની સ્થાપના કરવી.

આ રીતે નંદ્યાવર્તની સ્થાપના કરવામાં આવે છે. મંત્રોચ્ચાર કરી તે સ્થાપના પર પુષ્પાંજલિ કરવામાં આવે છે. અને અનુક્રમે અર્ઘ્ય, પાદ્ય, ગન્ધ, પુષ્પ, ધૂપ, દીપ, અક્ષત અને નૈવેદ્યનું દાન કરવામાં આવે છે.

આ આખી સ્થાપના બહુ જોવા લાયક તૈયાર થાય છે. અને વિધિ પણ બહુ વિસ્તૃત, આકર્ષક અને હૃદયંગમ થાય છે. એને ધ્યાનપૂર્વક સમજવાથી, જોવાથી અને એનો અભ્યાસ કરવાથી અનેક પ્રકારના સવાલો ઉપસ્થિત થાય છે. પ્રતિષ્ઠાવિધિમાં આ પૂજન સર્વથી વધારે આકર્ષક હોવાથી તેનું અહીં વિસ્તારથી વર્ણન કર્યું છે. જૈન વિધિવાદમાં દેવ-દેવીઓને મહત્ત્વનું સ્થાન ક્યારથી મળ્યું, તેને આર્યાવર્તના મધ્યયુગીન દેવીપૂજનના પ્રચાર સાથે કેટલો સંબંધ છે તે ઈતિહાસનો વિષય હોઈ એ બાબતમાં આપણે અહીં ન ઊતરી શકીએ અને વિષય અપ્રસ્તુત થઇ જાય. એમાંથી ઘણું જાણવા જેવું મળે તેમ છે તે પર ધ્યાન ખેંચી બિંબપ્રતિષ્ઠાવિધિના મહોત્સવનું વર્ણન આગળ ચલાવીએ.

પોસ વદ બારસના રોજ કુંભસ્થાપના પ્રથમ દિવસે થઈ, બીજે દિવસે નવગ્રહ દશદિક્પાલનું અને અષ્ટમંગળનું પૂજન થયું. પ્રતિષ્ઠા પ્રસંગે તેમને આહ્વાન કરી નોતરવામાં આવ્યા. ત્રીજે દિવસે નંદ્યાવર્ત પૂજન કરી દેવોને પધારવા વિજ્ઞપ્તિ કરવામાં આવી.

**ચોથે દિવસે**–ખેતરપાળ–શાસનના રખવાળ દેવ દેવીઓને નોતરવામાં આવ્યા. આ વિધિ પણ આકર્ષક છે. તેમાં બલિ-બાકળા ઉડાડવામાં આવે છે અને સર્વ દેવો અને ખાસ કરીને પ્રતિષ્ઠાસ્થાનને લગતા ક્ષેત્રપાળ દેવો અને દેવીઓને પધારવા માટે નોતરાં દેવામાં આવે છે, તેની સાથે તે જ દિવસ ચોસઠે ઇંદ્રોને આ મહાન્ પ્રસંગ માટે નોતરવામાં આવ્યા. ચોસઠ ઇંદ્રનો નોતરવાનો અલગ વિધિ જોવામાં આવતો નથી, તેથી એમ માલૂમ પડે છે કે દેવોને નોતરવાના વિધિ પ્રમાણે તેમાં દશદિક્પાળ કે નવગ્રહને સ્થાને ચોસઠ ઇંદ્રોનાં નામોનું ઉચ્ચારણ કરવામાં આવતું હશે. એ ચોસઠ ઇંદ્ર સંબંધી હકીકત અગાઉ નંદાવર્તપૂજનમાં અપાઈ ગઈ છે. ચોથા દિવસના વિધિમાં ખેતરપાળ અને ચોસઠ ઇંદ્રના આવાહનની વિધિ કરવામાં આવી એમ હકીકત પ્રાપ્ત થાય છે. બહારની ભૂમિમાં બલિબાકળાં આપવામાં આવે અને ઇંદ્રોને આ મહોત્સવ પ્રસંગે પધારવાનું આમંત્રણ કરવામાં આવે.

**પાંચમે દિવસે**—સિદ્ધચક્રનું આરાધન કરવામાં આવ્યું. અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ એ પાંચ ગુણી અને દર્શન, જ્ઞાન, ચારિત્ર અને તપ એ ચાર ગુણ એ સિદ્ધ-ચક્ર–નવપદની પૂજાનો વિધિ બહુ વિસ્તારથી કરવામાં આવે

છે. એમાં નવેના વર્ણ પ્રમાણે સુકા અનાજથી વિસ્તૃત મંડળ પૂરવામાં આવે, નવપદની પૂજા ભણાવવામાં આવે અને સિદ્ધચક્રના જાપ જપવામાં આવે. આ પૂજનવિધિ બહુ આકર્ષક થાય છે અને તે કરતી વખત ખૂબ આનંદ થાય છે.

તીર્થંકર મહારાજના પાંચે કલ્યાણકનો મહિમા વિસ્તારથી બતાવવાનો વિધિ આ પ્રતિષ્ઠા મહોત્સવ પ્રસંગે ખૂબ ઠાઠમાઠથી ઊજવવામાં આવે છે, તેની પહેલાં વીશ સ્થાનકની આરાધન વિધિ કરવામાં આવે છે, વીશ સ્થાનકોનાં નામ આ પ્રમાણે છેઃ– ૧. અરિહંત, ૨. સિદ્ધ, ૩. પ્રવચન, ૪. સૂરિ, ૫. સ્થવિર, ૬. પાઠક, ૭. સાધુ, ૮. જ્ઞાન, ૯. દર્શન, ૧૦. વિનય, ૧૧. ચારિત્ર, ૧૨. બ્રહ્મચર્ય, ૧૩. ક્રિયા, ૧૪. તપ, ૧૫. દાન, ૧૬. વૈયાવૃત્ય, ૧૭. સમાધિ, ૧૮. અભિનવજ્ઞાન, ૧૯. શ્રુત અને ૨૦. તીર્થ. એ વીશ સ્થાનકમાંથી કોઈ પણ એક અથવા વધારે સ્થાનકની પરિપૂર્ણ અનન્ય આરાધના તીર્થંકરના ભવથી આગલા ત્રીજા ભવમાં તીર્થંકરનો જીવ કરે છે. એ પ્રત્યેક સ્થાનક હૃદયશુદ્ધિપૂર્વકની આરાધનાથી તીર્થંકરત્વની પ્રાપ્તિ કરાવે છે. એમાં દ્રવ્ય અને ભાવ બન્નેની નિર્મળતા પરિપૂર્ણતયા કરવામાં આવે છે. આ હકીકતનું સ્વરૂપસંધાન કરવા અને તેનું વિવક્ષિત પ્રદર્શન કરવા માટે વીશ સ્થાનકોના ગુણગ્રામની પૂજા ભણાવવામાં આવે છે. તેમાં દરેક પૂજન વખતે અષ્ટ-દ્રવ્યથી પ્રભુપૂંજન થાય છે. આ સંબંધમાં વિજયલક્ષ્મીસૂરિકૃત વીસસ્થાનક પૂજા ભણાવાય છે. એ પૂજાનો વિધિ પાંચમે દિવસે કરવામાં આવ્યો. આ વીશસ્થાનક પૂજનનું રહસ્ય ઘણું ઊંડું છે. જેના એક એક પદના આરાધનથી તીર્થંકરનામકર્મ

ત્યાર પછી ઊર્ધ્વલોકની આઠ કુમારી વરસાદ વરસાવે, તે સ્થાને પાણી છાંટવાનો વિધિ કરવામાં આવે. રસ્તા અને મંડપમાં પાણી છાંટવાનો વિધિ સુંદર રીતે થઇ શકે છે અને તે પ્રસંગ પણ ભારે દીપી નીકળ્યો હતો એમ જણાય છે. અને આ કાર્ય માટે છપ્પન કુમારિકાઓને પસંદ કરવામાં આવેલ. તે કુમારિકાઓ શરીરે નિરોગી, સુલક્ષણી અને કોઈપણ અવયવ જેનું હીન ન હોય તેવી ને સુંદર વસ્ત્રોમાં સજ્જ કરવામાં આવી હતી. આવી રીતે પ્રથમ ભૂમિકાની શુદ્ધિ થાય એટલે ત્યાં કચરો કે ગંદકી ન રહે. ત્યારપછી આઠ કુમારી વરસાદ વરસાવે એટલે પાણીના છાંટણા કરે. વરસાદને સ્થાને બગિચામાં પાણી પાવાની છિદ્રવાળી ઝારીનો ઉપયોગ કરવામાં આવ્યો હતો. પ્રસૂતિઘર કેવું હોવું જોઇએ અને ત્યાં સ્વચ્છતા કેટલી રાખવી જોઈએ તેનો પણ અહીં બરાબર ખ્યાલ આપવામાં આવે છે.

આટલી પવિત્રતા થઇ રહ્યા પછી પૂર્વરુચકપ્રદેશની આઠ કુમારીઓ હાથમાં દર્પણ ધરીને પૂવ દિશામાં ઊભી રહે. દક્ષિણ દિશામાં આઠ કુમારીઓ કળશો ધારણ કરીને ઊભી રહે. પશ્ચિમ દિશામાં આઠ કુમારી હાથમાં પંખા ધારણ કરીને ઊભી રહે અને ઉત્તર દિશામાં આઠ કુમારી ચામર ધારણ કરી ખડી રહે.

આ રીતે ચોખૂણુ (સ્કવેર) બનાવીને અતિ સુંદર આકર્ષક બત્રીશ કુમારીઓ આઠ આઠની હારમાં પ્રભુની ચારે બાજુ ઊભી રહે. વિદિશાની ચાર કુમારીઓ હાથમાં દીવા લઇ ચારે ખૂણે

ઊભી રહે. એટલે દરેક હારમાં નવ નવ થઈ. રુચકદ્વીપમાં તેમનાં સ્થાનો પણ એ જ દિશાએ હોય છે. છેવટે ચાર રુચકદ્વીપની કુમારિકાઓ કેળનું ઘર બનાવે એટલે કેળોને બાંધી ઘર બનાવી દે, તેમાં પ્રભુને સ્નાન કરાવે; અને પ્રભુને ત્યાર પછી માતાને ઘેર પધરાવે. આ છપ્પન દિક્કુમારીનો મહોત્સવ ખૂબ આકર્ષક થાય છે. તે કુમારીઓ પ્રભુને શરીરે મર્દન કરી, સ્નાન કરાવે, અલંકાર પહેરાવે અને પ્રભુને હાથે રક્ષાપોટલી બાંધે. પછી ત્યાં રાસડા લે, પ્રભુની સ્તુતિ કરે, પ્રભુની માતાને કહે કે 'તમારા પુત્ર ખૂબ જીવો અને હે પ્રભુમાતા! તમે ખરેખર જગતની માતા છો! તમે જગતના દીપકને ધારણ કરનાર છો! જગત ઉપકારી નંદનને ધારણ કરનાર તમે ખરેખર ધન્ય છો!' આટલું કહી રાસ રમી પોતાને સ્થાનકે જાય.

આ મહોત્સવ સાતમા દિવસની રાત્રે થયો. એમાં લોકોને ખૂબ રસ જામ્યો, એમાં છપ્પન કુમારીઓનો વેશ, અલંકારો અને સ્વચ્છતા ખાસ ધ્યાન ખેંચનારી નીવડી હતી. એમણે રાસ લીધા એમાં તો હદ કરી નાખી અને તે વખતનું વાતાવરણ ભારે આનંદદાયક બની ગયું હતું એમ તે વખતના લખાયલા વર્ણન પરથી સમજી શકાય છે.

આ જન્મ કલ્યાણક મહોત્સવની શરૂઆત હતી. છપ્પન કુમારીનો મહોત્સવ થયા પછી દેવો તરફનો મહોત્સવ થાય. આ મહોત્સવમાં નવીન રીતિ ધારણ કરવામાં આવી. પ્રથમ આઠ ઇંદ્રાણીઓ—જૈન બહેનો સુંદર વસ્ત્રાભૂષણ પહેરી આવે, તેમના હાથમાં કંકાવટીઓ હોય, તેઓ પ્રતિષ્ઠા કરવાનાં નવાં

બિંબોને કંકુથી તિલક કરે. ત્યાર પછી ચોસઠ ઇંદ્રો વરઘોડા સાથે આવે. તેઓ શેઠ ખીમચંદભાઇને ઘેર (ઉતારે) જાય. ત્યાંથી વરઘોડો ચઢાવવામાં આવે. કેટલાક ઇંદ્રો ઘોડે ચઢે, કેટલાક મ્યાનામાં બેસે, કેટલાક પાલખીમાં બેસે. દરેક ઇંદ્રને માથે મુકુટ પહેરેલાં હોય, કોઈ કોઇ મુગટમાં તો હીરા મોતી જડેલાં હોય અને પીતાંબર, ઉત્તરાસન અને મુગટ સાથે સજ્જ થઈ શોભામાં વૃદ્ધિ કરે. ત્યાંથી વરઘોડો આગળ ચાલે. રસ્તે મંડળીઓ ગાન કરે, પ્રભુનાં ભજન ગાય, કાંસીની ઝૂક વાગે, ઢોલ, શરણાઇ, નગારાંના ગડગડાટ થાય અને ધૂપ દીપની ઘટા ચાલે. તેમાં વચ્ચે અંગ્રેજી વાજાં (બેન્ડ) પણ વાગે. આવો અદ્‌ભુત વરઘોડો એ જ સાતમા દિવસની રાત્રે ચઢયો. શેઠ ખીમચંદભાઇને ઉતારેથી વરઘોડો ચાલી મંડપ સુધી આવ્યો. ત્યાં મેરુપર્વતની રચના કરવામાં આવી હતી. તેના મથાળા ઉપર ભગવાનને ખોળામાં લઇ ખીમચંદભાઇ બેઠા. ત્રેસઠ ઇંદ્રો કળશ કરી ગયા. બીજા શ્રાવકો અને શ્રાવિકાઓ દેવ દેવીની ધારણાએ કળશ કરી ગયા. પછી શેઠ હેમાભાઇએ પ્રભુને ખોળામાં લીધા અને ખીમચંદભાઇએ હાથમાં બળદ સ્વરૂપના ચાર કળશો લઇ આઠ ધારાથી અભિષેક કર્યો. ગંગાજળ, શેત્રુંજી જળ અને બીજાં અનેક તીર્થનાં જળો એકઠાં કરવામાં આવ્યાં હતાં તેનાથી સ્નાત્ર કરી આરતી ઉતારી સોના રૂપાના ફૂલથી પ્રભુને વધાવ્યા અને પછી જેવા ઠાઠમાઠથી ઇંદ્રો આવ્યા હતા તેવા જ ઉલ્લાસથી સર્વ પોતપોતાને સ્થાનકે વરઘોડામાં વિદાય થયા અને દેવો પણ પોતપોતાને ઉતારે ગયા. આવી રીતે સાતમા દિવસની રાત્રીએ જન્મમહોત્સવ થયો.

**આઠમે દિવસે**–એ જ પૂજામંડપમાં અષ્ટોત્તરી સ્નાત્રનો વિસ્તારથી વિધિ કરવામાં આવ્યો, તેમાં ચાર પ્રતિમા( પીઠિકા ઉપર ). સ્થાપન કરી, ઘૃત–દીપનું સ્થાપન કરવામાં આવ્યું, મંગળકળશની સ્થાપના કરવામાં આવી, દશદિક્પાળનું આવાહન કરવામાં આવ્યું, આઠ દક્ષ શ્રાવક પાસે શકલીકરણ કરાવવામાં આવ્યું, વજ્રપંજર કવચ કરવામાં આવ્યો, ગ્રીવાસૂત્રને ચાર પાયે બાંધવામાં આવ્યું, અને ૧૦૮ સ્નાત્ર વિસ્તારથી કરવામાં આવ્યા. એનો વિધિ બહુ સુંદર અને આકર્ષક હોય છે. એમાં દરેક સ્નાત્ર વખતે ચાર ગાથા બોલી ઋદ્ધિ, વૃદ્ધિ, કલ્યાણની સ્તુતિ કરવામાં આવી અને દરેક પૂજન વખતે અષ્ટપ્રકારી પૂજા, અનેક જાતિના પકવાનો, મીઠાઇઓ અને ફળાદિકથી મંડપનું મધ્ય સ્થાન ભરી દેવામાં આવ્યું. શાંતિજળથી શાંતિકુંભ ભરી દશદિક્પાળનું વિસર્જન કરવામાં આવ્યું. આ રીતે દેવતાઓને બળિ આપી વિસર્જન કર્યાં.

**નવમે દિવસે**–પ્રભુનું નિશાળગરણું કરવામાં આવ્યું. તે દિવસે પ્રભુ નિશાળે જાય તેનો વરઘોડો કાઢવામાં આવ્યો, મંડપમાં ઉતર્યો. ત્યાં છોકરા છોકરીઓને પેન, પાટી, કાઠા, કાગળ સ્લેટ આપવામાં આવ્યાં, મીઠાઇ વહેંચવામાં આવી અને તે વખતના મહેતાજીઓને પાઘડી બંધાવવામાં આવી.

**દશમે દિવસે** પ્રભુના વિવાહનો વરઘોડો કાઢવામાં આવ્યો, તેમાં સામસામા બે વેવાઇ થયા. શેઠ ખીમચંદભાઈ પ્રભુના ઘરવાળા એટલે ‘ જાનૈયા ’ થયા અને અમરચંદ દમણી કન્યા પક્ષના એટલે ‘ માંડવીઆ ’ થયા. લગ્નનો વરઘોડો ખીમચંદ-

ભાઈને ઉતારેથી ચઢાવવામાં આવ્યો. સાજનમાજનમાં મોટી સંખ્યામાં લોકો મળ્યા અને પાર વગરનાં સાંબેલાં તૈયાર કરવામાં આવ્યાં. ખીમચંદ શેઠે નહાઈ ધોઈ સુંદર વસ્ત્રો ધારણ કરી પ્રભુને પોતાના હાથમાં લીધા એટલે થાળમાં જિનબિંબ રાખી પોતે ચાલ્યા. વરઘોડો અટકે ત્યારે ચાલતી છૂટક પીતળની ઘોડી પર પ્રભુને થાળ સાથે મૂકે અને ચાલે ત્યારે ઉપાડીને પોતે ચાલે. આ પ્રસંગે મોંઘી વહુએ રામણ દીવડો હાથમાં લીધો.

ખીમચંદ શેઠને ત્યાંથી આ વરઘોડો નીકળ્યો અને અમરચંદ શેઠને ત્યાં ઊતર્યો, ત્યાં પ્રભુને પોંખણાં કરવામાં આવ્યા. ચોરી નાખવામાં આવી અને લગ્ન કરવામાં આવ્યા. વરકન્યાને અનેક નજરાણાં કરવામાં આવ્યા, વેવાઈઓએ સામસામી મોટી રકમની પહેરામણી કરી, શાલદુશાલા, સાડીઓ અને ઘરચોળાંઓની પહેરામણી કરવામાં આવી અને લગ્નપ્રસંગને અનુરૂપ ગીતો ગાવામાં આવ્યાં, વેવાઈઓએ એક બીજાને મ્હેણાં–ટોણાં પણ માર્યાં. 'મારા વેવાઈની શેરી સાંકડી, અથડાયા જાનૈયા ન માય રે–જાદવ વરનું ઝુમણું' વિ૦ ગવાયું, ઊંઘતી વેવાણને જગાડવાનાં મ્હેણાં સંભળાવાયાં અને 'નહોતાં નાગરવેલનાં પાન, ત્યારે શીદ તેડાવી જાન–મ્હારા નવલા વેવાઈઓ.' આવા અનેક આનંદ પ્રસંગો આવ્યા, ભજવ્યા અને ખરેખર ઘરે લગ્ન હોય ત્યારે જેમ વેવાઈઓનો સત્કાર થાય, ગાવામાં મ્હેણાં સંભળાવાય અને ભેટ–પહેરામણીઓ થાય. એ પ્રમાણે સર્વ કરવામાં આવ્યું. ત્યારબાદ વરવહુને પરણાવી પોંખવામાં આવ્યા અને મંડપમાં પધરાવવામાં આવ્યા. આ દશમા દિવસની વિધિમાં વ્યવહાર અને ધર્મભાવનાનું મિશ્રણ હોવાથી જનતાને

અને વિધિ કરનાર કરાવનારને ખૂબ ગમ્મત પડી. છેવટે પ્રભુબિંબને ક્રિયામંડપમાં પધરાવવામાં આવ્યા.

**અગિયારમે દિવસે** રાજ્યકારભાર કરી પ્રભુ સંસારમાં વિચરતા હોય છે ત્યાં એક સવારે (તે સવારે) લોકાંતિક દેવો પ્રભુ પાસે આવે છે—તે માટે આગેવાન શેઠીઆઓ દેવરૂપે પ્રભુમંડપમાં આવી કહી ગયા કે 'भयवं! तीथ्थं पवहेहि'—ભગવાન્! તીર્થ પ્રવર્તાવો.

તે જ બપોરે દીક્ષાનો વરઘોડો નીકળ્યો અને વરસીદાન એ જ વરઘોડામાં આપવામાં આવ્યું. ખીમચંદભાઈએ ખોબા-મોઢે પૈસા રૂપીઆ આની પાવલી અર્ધો આખે રસ્તે ઉછાળ્યા અને લોકો આશ્ચર્ય પામી ગયા એટલું દાન દીધું. આ વરઘોડામાં દીક્ષાના ઉપકરણોની છાબ શેઠાણીએ લીધી. શેઠે પોતાની ખાંધ પર પ્રભુની પાલખી લીધી, અને વરઘોડો અદ્ભુત નીકળ્યો. આ દીક્ષાનો વરઘોડો [1]નવમો હતો એમ લખવામાં આવ્યું છે. પ્રભુની ખાંધે શેઠ ખીમચંદભાઈએ દુશાલો મૂક્યો

---

૧ આ નવમો વરઘોડો હતો એમ ઉલ્લેખ છે. અનુમાન પ્રમાણે આ રીતે વરઘોડા ગણી શકાય—

૧. સામૈયું. ૨. જળયાત્રા. ૩. બિંબને મંડપમાં પધરાવવાનો વરઘોડો. ૪. કુંભ સ્થાપન.૫. જન્મોત્સવ (૫૬ દિક્કુમારીકૃત તેમજ ચોસઠ ઇંદ્રોકૃત) ૬. ઇંદ્ર ઇંદ્રાણી મહોત્સવ. ૭. નિશાળગરણાંનો વરઘોડો. ૮. લગ્નનો વરઘોડો. ૯. દીક્ષાનો વરઘોડો. કદાચ અહીં નવમો વરઘોડો શબ્દ નોમને દિવસ ચઢાવવામાં આવ્યો એ અર્થમાં પણ હોય એ વાત બેસતી નથી. હિસાબે દિવસ અગિયારમો થાય છે અને નવ વરઘોડા ચઢાવવામાં આવ્યા હતા એવી લોકોક્તિ પણ પ્રચલિત છે.

એટલે ઇંદ્ર જેમ દેવદૂષ્ય વસ્ત્ર પ્રભુની જમણી ખાંધ પર મૂકે તેનું પ્રતીક બતાવ્યું. આ રીતે દીક્ષા કલ્યાણકનો વિધિ થયો. આ વરઘોડો બગીચામાં ઉતારવામાં આવ્યો અને પ્રભુએ ત્યાર બાદ અશોકવૃક્ષ નીચે દીક્ષા લીધી એનું પ્રતીક સામાન્ય રીતે રજૂ કરવામાં આવ્યું.

**બારસે દિવસે** સવારે પ્રભુના શરીરને સુગંધી જળથી સ્નાન કરાવી, તેની સુવાસિત દ્રવ્યથી પૂજા કરવામાં આવી. સ્નાત્ર મહોત્સવ કરવામાં આવ્યો, પ્રભુના હાથ પર કંકણ પહેરાવી મીંઢાળ અને મરડાસીંગી બાંધવામાં આવ્યા. પીઠિકા ઉપર ધૂપ અને દીપકની શ્રેણી શરૂ કરવામાં આવી અને ગુરુમંત્રનો વિધિ-પૂર્વક ઉચ્ચાર કરવામાં આવ્યો અને બળિબાકળા નાખી અધિષ્ઠાયક દેવની સ્થાપના કરવામાં આવી. આ રીતે કેવળ-જ્ઞાનનો અને મોક્ષગમનનો ઉત્સવ કરવામાં આવ્યો. પંચકલ્યાણક-નો મહોત્સવ પૂરો થયો.

મહા શુદ ૧૦ બુધવારે બાર ઘડી અને એકવીશ પળે સોનાની સળીથી પ્રભુના બિંબને અંજન કરવામાં આવ્યું. આ અંજન વિધિ કેવળજ્ઞાનના મહિમા સાથે થાય છે અને તે વખતે બિંબમાં ઇશ્વરત્વનો આરોપ કરવામાં આવે છે. સુવિહિત આચાર્યને હાથે એ ક્રિયા થાય છે અને એની પવિત્રતા એટલી હદ સુધી જળવાય છે કે ત્યારપછી બિંબની સર્વ બાહ્ય શુદ્ધિ જાળવવાનો ક્રમ શરૂ થાય છે. એ વિધિ અતિ આકર્ષક થાય છે અને મુહૂર્ત બરાબર જાળવવા માટે ખાસ ગોઠવણ કરવામાં આવે છે. અત્યારે તો ઘડિયાળનો જમાનો છે એટલે મિનિટ અને સેકન્ડ જાળવવામાં મુસીબત પડતી નથી, પણ તે યુગમાં

તો ઘટિકાયંત્રથી સમય લેવામાં આવતો હતો અને એક પળનો પણ ફેરફાર ન થાય તે માટે પૂરી ચીવટ તે યુગના યંત્રથી કરવામાં આવતી હતી.

આ વખતે આંતર જ્યોતિ પ્રકટ થાય છે, કૈવલ્યજ્ઞાનથી જગતને પ્રકાશ મળે છે, તે વખતે આ વિમળાલોક અંજન આંજવામાં આવે છે. એ અંજન પણ ખાસ સુગંધી દ્રવ્યોનું તૈયાર કરવામાં આવે છે. આ રીતે મૂળનાયક આદિ પાંચ હજાર બિંબની અંજનશલાકા–પ્રાણપ્રતિષ્ઠા કરવામાં આવી, પ્રભુને પોંખણા કરવામાં આવ્યા અને પ્રતિષ્ઠામહોત્સવ પૂરો કરવામાં આવ્યો.

આ રીતે મહોત્સવ પોસ વદ ૧૨ થી મહા શુદ ૧૦ સુધી ચાલ્યો. તેર દિવસના મહોત્સવમાં દરરોજ સ્નાત્રપૂજન, અનેક વરઘોડા, સવારે પ્રભાતિયા, બપોરે પૂજાઓ, રાત્રે ભાવના, વચ્ચે દાંડિયારાસ અને બીજા અનેક અવાંતર પ્રસંગો યોજાતા હતા અને અનેક વસ્તુઓની પ્રભાવના ચાલુ હતી. પ્રભાતીઆ ગાનારને કે રાસડા લેનારને ખાલી હાથે જવાનું ન હતું. પતાંસાં, બદામ, નાળીએર અને બીજી ચલાણા, ચમચા જેવી અનેક વસ્તુઓ હજારોની સંખ્યામાં લાવવામાં આવી હતી. કેટલીક તો ખૂદ મુંબઇથી લાવવામાં આવી હતી અને કેટલીક સ્થાનિક ખરીદવામાં આવતી હતી. વચ્ચે વરઘોડા ચાલતા અને એક એક વરઘોડા એવા ભવ્ય ચઢાવવામાં આવતા હતા કે ત્યારબાદ વર્ષો સુધી એ પ્રત્યેક વરઘોડાના ઠાઠમાઠની વાતો લોકમાં ચાલુ રહી હતી. આ આખો પ્રતિષ્ઠા મહોત્સવ પાલીતાણા

શહેરમાં તળેટી નજીક સામેના ખેતરમાં મંડપ નાંખી ત્યાં કરવામાં આવ્યો હતો અને વરઘોડા પાલીતાણા ગામમાં અને બહારના ઉતારાઓના વચગાળેના માર્ગેથી પસાર થતા હતા. આ મહોત્સવમાં ભાગ લેવા હાથીઓ પણ લાવવામાં આવ્યા હતા અને ગાડી, સીગરામ અને ઘોડાઓનો તો પાર ન હોતો. એક એક વરઘોડો દોઢથી બે માઇલ લાંબો થતો અને લોકોને ધનસંપત્તિનો લાહો લેવાનો આ એક અવસર પ્રાપ્ત થયો હતો. અને લોકો પણ એનો યથારુચિ યથાશક્તિ પૂરતો ઉપયોગ કરી રહ્યા હતા.

એક રીતે આ મહોત્સવ પંદર દિવસ ચાલ્યો કહી શકાય. પોસ વદ દશમના રોજ જળયાત્રાનો વરઘોડો ચઢાવવામાં આવ્યો ત્યારથી ગણીએ તો અંજનશલાકાનો દિવસ પંદરમો થાય, કારણ પ્રાણપ્રતિષ્ઠા મહોત્સવ મહા શુદ ૧૦ ને રોજ થયો. આ રીતે લોકોને એ આખું પખવાડિયું ખૂબ આનંદમાં પસાર થયું. મહા શુદ ૧૦ બુધવારના રોજ મુહૂર્ત વખતે હજારો જિનબિંબને અંજન કરવામાં આવ્યું, તેની પ્રતિષ્ઠા થઇ, તેને ચાર રાણીઓએ પોંખણા કર્યાં, તે જ બપોરે અષ્ટોત્તરી સ્નાત્ર ભણાવવામાં આવ્યું અને દેવોને વિસર્જન કરવામાં આવ્યા.

આ ચાર રાણીઓ કોણ હશે તે વિચારવા જેવું છે. અનુમાન થાય છે કે તેમાં એક તો શેઠ ખીમચંદભાઈના પત્ની ગુલાબબાઈ હોવા જોઇયે, બીજા શેઠ અમરચંદ દમણીના પત્ની હોવા જોઇએ, ત્રીજા શેઠ કીકાભાઈ ફુલચંદના પત્ની હોવા જોઇએ, કારણ કે શેઠે કીકાભાઇને પોતાના એકઝીકયુટર અને

ટ્રસ્ટી નીમ્યા છે અને તેમની પત્નીનું નામ મોંઘીબાઈ હતું અને ચોથા શેઠના મામાના દીકરા વમલચંદ પરતાપરાય-(ખંભાતવાળા)ના પત્ની હોવા જોઇએ.

આ મહોત્સવ ઘણો આકર્ષક બન્યો. લોકોને ખાવાપીવાનો તથા સગવડોનો પાર ન હોતો. ખાઇ ખાઇને લોકો અકળાઈ ગયા હતા. આખા મહોત્સવ દરમ્યાન એક પણ મરણ થયું નહિ, કોઈ જાતનો રોગનો ઉપદ્રવ થયો નહિ, કોઈનું માથું દુઃખવા આવ્યું નહિ અને કોઇની વસ્તુઓ કે દાગીનાની ચોરી થઈ નહિ. લોકો આ શુભ વાતાવરણ મુહૂર્તશુદ્ધિને આભારી છે એમ કહેતા હતા, કોઈ વિધિ કરાવનારની વિશિષ્ટતાને આભારી છે એમ કહેતા હતા અને કેટલાક વિધિ કરાવનારની પવિત્રતા અને ઘણા તે વખતે લોકોની બ્રહ્મચર્ય વૃત્તિને આધીન છે એમ કહેતા હતા. એ ગમે તે હોય, પણ હજારો લોકોને જમાવવા, તેઓને જમાડવા અને આરોગ્ય જાળવવાની ગોઠવણ કરવી એ નાનીસૂની કે સાધારણ વાત નથી. આ રીતે પંદર દિવસનો મહોત્સવ પૂરો થયો. મહા શુદ એકમથી દરરોજ જમણ ચાલતા હતા. અઢાર દિવસ તો ઝાંપે ચોખા મૂકવામાં આવ્યા હતા એટલે તે દિવસ આખા ગામનો ધૂમાડો–ચૂલો બંધ કરવામાં આવ્યો હતો. લોકવર્ણ કોળી, અસ્પર્શ્ય, ઘાંચી, તેલી, તંબોળી સર્વને જમવાની વ્યવસ્થા કરવામાં આવી હતી અને આ રીતે પ્રતિષ્ઠા મહોત્સવ પૂરો થયો. દરરોજની નોકારશી અને ઝાંપે ચોખાનો ખર્ચ રૂપીઆ ૪૦૦૦૦ ચાલીશ હજારનો થતો હતો એમ ઉલ્લેખ છે. અઢાર દિવસ સળંગ ઝાંપે ચોખા મૂકાયા હતા. રસ્તા પર લાડવાના ગંજ એટલા મોટા કરવામાં

આવ્યા હતા કે લોકોને મુખની આડે રૂમાલ રાખવા પડતા હતા. એની ગંધથી લોકો ટેવાઇ ગયા હતા અને ખાવાપીવાની એટલી વિશાળતા હતી કે તેમાં કોઈ વાતની મણા રાખવામાં આવી નહોતી.

## બિંબપ્રવેશ મહોત્સવ.

પ્રતિષ્ઠા મહોત્સવ પૂરો થયો તે સાંજે (મહા શુદ ૧૦) સંઘવી અને સંઘવણ (શેઠ ખીમચંદભાઇ મોતીચંદ અને શેઠાણી ગુલાબબાઈ) પ્રભુ સન્મુખ ખડા થઇ ગયા. અને પ્રાર્થના કરી 'સાહેબ! આપ જિનમંડળીના મુખદર્શનથી અમે પવિત્ર થવા છીએ. અમે સિદ્ધગિરિ ઉપર સમવસરણની વાનકી તૈયાર કરી છે ત્યાં આપને પધરાવી અમારો જન્મ કૃતાર્થ માનશું તો અમારા પર કૃપા કરી આપ ગિરિરાજ પર પધારો.' આ પ્રાર્થના સાથે અંજનશલાકા મહોત્સવ પૂરો થયો.

બીજે દિવસે ખૂબ ભક્તિભાવથી અતિ આનંદિત મને શુદ્ધિ અને પવિત્રતા જાળવી હજારો બિંબોને ગિરિરાજ પર ચઢાવવામાં આવ્યા. એને ઉપાડનાર ન્હાઈ ધોઇ પવિત્ર થઈ તૈયાર થયા હતા. ધૂપની ઘટા આખા ડુંગર પર ચાલુ રાખવામાં આવી હતી. ઘીના દિવા ઉપાડનારા સાથે ચાલતા હતા અને મંચ અને ડોળીઓ એવી સરસ રીતે તૈયાર કરવામાં આવી હતી કે બિંબને જરા પણ ઇજા ન થાય કે તેની આશાતના ન થાય. આ રીતે મહોત્સવનું કેંદ્ર ગિરિરાજ પરની શેઠ મોતીશાહની ટુંક બની.

ત્યાં મોટા ચોકમાં મંડપ તૈયાર કરાવવામાં આવ્યો હતો.

દરેક મંદિરની સામે નાનો મંડપ હતો અને દરેક દેરાસર માટે ધ્વજદંડ તૈયાર કરાવવામાં આવ્યા હતા. પાટલીઓ તૈયાર હતી અને મંદિરમાં ઘંટાઓ, બાજોઠો, પાટલાઓ ગોઠવવામાં આવ્યા હતા.

પ્રથમ કુંભસ્થાપના કરવામાં આવી. દરેક મંદિરમાં અલગ કુંભસ્થાપનાઓ થઈ, અઢાર સ્નાત્રનો વિધિ થયો, ધ્વજદંડની પૂજા થઈ, મંદિરની શુદ્ધિ ચૈત્યપ્રતિષ્ઠાવડે કરવામાં આવી, નવગ્રહ, દશ દિક્પાળ અને અષ્ટ મંગળની પૂજા કરવામાં આવી, નંદ્યાવર્તની પૂજા થઈ, કળશ પ્રતિષ્ઠા કરવામાં આવી, મંડપપીઠનું સ્થાપન કરવામાં આવ્યું અને મંદિરની આસપાસ શુદ્ધિનું વાતાવરણ જગાડવામાં આવ્યું, જમાવવામાં આવ્યું અને જાળવવામાં આવ્યું.

સિદ્ધગિરિ પર મહોત્સવ આઠ દિવસ ચાલ્યો. તેમાં બિંબપ્રવેશ પહેલાં અને પછીના દિવસોનો સમાવેશ કરવામાં આવ્યો. અને લોકો હજારોની સંખ્યામાં આવે છતાં મંદિર, બિંબ કે આસપાસનું વાતાવરણ વિશુદ્ધ રહે તે માટે ખાસ ચીવટ રાખવામાં આવી. આ ગિરિરાજ પર દરેક દેરાસરને અંગે વિધિ અલગ અલગ કરવામાં આવી હતી એમ જણાય છે. મુહૂર્ત તો સર્વને માટે મહા વદ બીજનું હતું, પણ દેવ નોતરવા, નવગ્રહ દશ દિક્પાળાદિ પૂજન, ધ્વજદંડપૂજન અને અઢાર સ્નાનાભિષેક દરેક દેરાસરને અંગે તે તે દેરાસરના બંધાવનારે અલગ કર્યાં હોય એમ જણાય છે. બિંબપ્રતિષ્ઠા એક અને એકી સાથે નીચે થઈ અને બિંબપ્રવેશ એક જ મુહૂર્તે સાથે થયો. તે જ વખતે કળશ અને ધજાના આરોપણ થયા અને મહા વદ બીજના દિવસે ચોતરફ આનંદમંગળ વર્તી રહ્યો.

ખીમચંદભાઈ શેઠે મૂળનાયકજી આદિનાથની પ્રતિષ્ઠા પોતાને હાથે કરી અને સામે પુંડરીકગણધરની સ્થાપના તે જ સમયે શેઠાણી ગુલાબબાઈએ કરી. શ્રી વીરચંદ ભાઈચંદે (ધોલેરા) ઋષભદેવ ચોમુખ પધરાવ્યા (નં. ૩) અને શેઠ અમરચંદ દમણીએ (નં. ૬) ધર્મનાથપ્રભુનો પ્રવેશ કરાવ્યો, શેઠ નાનજીભાઈ જયકરણે (નં. ૮) ચંદ્રપ્રભુનો પ્રવેશ મહોત્સવ કર્યો અને શેઠ કીકાભાઈ ફૂલચંદ ગોઘાવાળાએ (નં. ૭) ઋષભદેવ ભગવાનને પધરાવ્યા. તે જ વખતે આદીશ્વર ભગવાનના મોટા પગલા—રાયણપગલા (નં. ૧૩) નું સ્થાપન શેઠ ખીમચંદભાઈને નામે થયું. વિવિધ ભક્તિભરથી જૂદા જૂદા મંદિરમાં આ રીતે બિંબપ્રવેશ કરાવવામાં આવ્યો. લગભગ સર્વ મંદિરોનો પ્રવેશ મહોત્સવ આ રીતે સં. ૧૮૯૩ ના મહા વદ ૨ ને રોજ થયો. માત્ર ઔરંગાબાદવાળા શેઠ મોહનચંદ વલ્લભદાસની ભાર્યા ઓલઝાએ (નં. ૧૯) વિમળનાથની પ્રતિષ્ઠા સં. ૧૯૦૭ ના મહા શુ. ૧૩ ના રોજ કરી જણાય છે.

આ સર્વ દેરાસરોમાં અને ચારે તરફની દેરીઓમાં પ્રતિમાજી હાલ કેટલા છે અને તેમના બિંબપ્રવેશ મહોત્સવો કઈ તારીખે થયા છે અને તેના સ્થાપકો કોણ છે તેની ઉપલબ્ધ હકીકત આ સાથે પરિશિષ્ટમાં આપી છે.

આ ઉપરાંત બે મોટા કોઠાઓમાં સેંકડો પ્રતિષ્ઠિત પ્રતિમાઓ રાખવામાં આવી. જ્યારે જ્યારે કોઈને પ્રતિષ્ઠિત પ્રતિમા જોઈએ ત્યારે તેની પાસેથી નકરાની રકમ લઈ પ્રતિમા આપવામાં આવતી હતી અને આ રીતે દેરાસરના વહીવટને આવક

પણ થતી હતી. અત્યારે સો વર્ષ પછી પણ એ બન્ને કોઠામાં થઈને ૩૨ અને ૩૪ પ્રતિમાઓ મોજુદ છે.

મહાવદ બીજના રોજ પ્રતિષ્ઠા થઈ. ત્યારપછી જમણવાર તો ચાલ્યા કર્યા. પ્રતિષ્ઠા-બિંબપ્રવેશ મહોત્સવ દરમ્યાન એક દિવસના સંઘજમણનો ખર્ચ રૂપીઆ ૪૦૦૦૦ (ચાલીશ હજાર) થતો હતો એવો ઉલ્લેખ છે. આટલી રકમ તે વખતની સોંઘારતમાં થઇ હતી તે વસ્તુના આગળ જણાવેલ ભાવથી જણાય છે. આ રીતે મહોત્સવ પૂરો થવા આવ્યો ત્યારે તે સર્વની ઉપર કળશ ચઢાવવા ઇંદ્રમાળ પહેરવાનો ઉત્સવ કરવામાં આવ્યો.

## તીર્થમાળ મહોત્સવ.

ફાગણ શુદ ૨ (સં. ૧૮૯૩) ને રોજ સંઘ સમક્ષ શેઠ ખીમચંદભાઇ અને શેઠાણી ગુલાબબાઈએ તીર્થમાળ પહેરી. આ માળારોપણની વિધિ પણ સરસ હોય છે. મોટા મંડપમાં અને અહીં તો મૂળમંદિરના ચોકમાં મંડપની વચ્ચે વિધિપૂર્વક મોટી માળ જે ગળાથી પગ સુધી પહોંચતી હોય છે તે સંઘની સાક્ષીએ ગુરુ તરફથી પહેરાવવામાં આવે છે અને તે વખતે પ્રથમ માળનું પૂજન થાય છે. આ ધન્યવાદ-અભિનંદન આપવાના આધુનિક પ્રસંગ જેવો મહોત્સવ હોય છે અને આવી રીતે સંઘ સમક્ષ તીર્થમાળ પહેરવી એ જીવનનો મોટો લહાવો ગણાય છે.

આ આખા મહોત્સવમાં શેઠના મહામંત્રી તરીકે અમરચંદ દમણી રહ્યા. સલાહકારમાં ડીકાભાઇ શેઠ અને

બીજા દિવસની પ્રભાતમાં સંઘ ભંડારીઆ મૂકી '**સાતાના નેસ**'ને માર્ગે '**બોદાનો નેસ**' જાય છે. આ નેસ એટલે નેહડા—ખેડૂતોએ ઊભા કરેલ નાનાં ગામડાં હોય છે. પચીશ-પચાશ ઝુંપડાંઓના સમૂહને 'નેહડું' કહેવામાં આવે છે. પછી એ નેહડું મટીને ગામડું પણ થાય છે. આ નેહડાંઓમાં દૂધ દહીં છાશની વિપુળતા હોય છે, જિંદગીની જરૂરીઆતની ચીજો, ઘાસચારો અને દાણા મળે છે, મોજશોખની ચીજોનો ત્યાં લગભગ અભાવ હોય છે અને જીવન સાદું, કુદરતી અને ભક્તિપરાયણ હોય છે. લોકોનો મુખ્ય આધાર ખેતીવાડી હોય છે અને જીવન સંતોષી હોય છે. એ લોકોને વર્ષમાં ચાર છ માસ મોસમ ચાલે છે, બાકીનો વખત ફુરસદ હોય છે. ધર્મની ભાવના ત્યાં સારી જામે છે, ભજનકથા અને મંડળીમાં ધર્મની જમાવટ સારી થાય છે અને કૂડકપટ, ધમાલ અને દંભના સૂર ત્યાં બહુ ઓછા સંભળાય છે.

ભંડારીઆથી ચાર માઈલ દૂર બોદાનો નેસ આવે છે. ત્યાં તે વખતે સાધારણ નાની ધર્મશાળા હતી. ત્યાર પછી થયેલ પૂરબાઈની ધર્મશાળા અથવા ભવ્ય દેરાસર વિગેરે અત્યારે છે તેમાંનું તે વખતે કાંઇ નહોતું. બોદાનો નેસ પાસે પડાવ નાખી સંઘ જમાવટ કરે છે. ત્યાર બાદ ત્યાં **કદંબગિરિ** નામની ટેકરી છે. ત્યાં **કદંબ ગણધર** મોક્ષે ગયા છે. તે ટેકરી ચઢાવમાં જરા આકરી છે. લોકો—યાત્રાળુઓ આ ટેકરીની યાત્રા કરે છે. કેટલાક નીચેથી ન્હાઈ શુદ્ધ કપડાં પહેરી પૂજાપાનો સામાન લઈ ઉપર જાય છે. ઉપર પૂજા કરે છે. કેટલાક માત્ર યાત્રા કરે છે. ત્યારબાદ નીચે આવી ભોજનવિધિ કરવાની પદ્ધતિ હોય છે.

ખીમચંદભાઈ શેઠને દોડાદોડ કરવી નહોતી, એમને તો જીવનનો લ્હાવો લેવો હતો, એટલે પ્રથમ દિવસ ભંડારીએ, બીજો આખો દિવસ બોદાનો નેસ રહ્યા. ત્યાં પણ સંઘજમણ અને સ્વામીવાત્સલ્યની વ્યવસ્થા અગાઉથી કરવામાં આવી હતી અને રાત્રે રાત્રીજાગરણ, પ્રભુભક્તિનાં પદો અને સંઘમીલન આદિ વ્યવસ્થા કરવામાં આવી હતી. જે શરીરે અશક્ત હોય તેમને કદંબગિરિની યાત્રા માટે ડોળી વિગેરેની વ્યવસ્થા પણ કરવામાં આવી હતી, પણ બની શકે ત્યાં સુધી ચાલીને યાત્રા કરવામાં અને બને ત્યાંસુધી બાર ગાઉની આખી પ્રદક્ષિણા ચાલીને કરવામાં ઘણાખરા ધર્મધનની પ્રાપ્તિ સમજતા હતા અને સમજીને તે પ્રમાણે લાભ લેતા હતા.

ત્રીજે દિવસે સવારે સંઘ ચોક ગામ તરફ ઉપડ્યો. ત્યાં ધર્મશાળાની સગવડ હતી અને તે આજે પણ છે. પણ ખીમચંદભાઈના સંઘને તો આવી ધર્મશાળા નાની જ પડે, એટલે ડેરા તંબૂથી કામ લેવામાં આવ્યું અને આખું ચોક ગામ અને પાદર સંઘાળુઓથી ભરાઈ ગયું. આ ચોક શેત્રુંજીને જમણે કાંઠે છે જ્યારે ભંડારીઆ અને બોદાનો નેસ એને ડાબે કાંઠે છે. અહીં હસ્તગિરિ નામની ટેકરી છે. ટેકરી નાની અને રમણિક છે. ચઢવામાં જરા મુશ્કેલ છે, પણ ઉપર ગયા પછી પવનથી ઠંડક આપે તેવી છે. ફાગણ શુદનો સમય હતો એટલે સૌરાષ્ટ્રની ગરમી શરૂ થઈ ગઈ હતી, પણ એની મધુર મીઠડી રાત્રિઓ એનો બદલો આપતી હતી. હજુ લૂ વાવાની શરૂઆત નહોતી થઈ. ત્રીજે દિવસે ત્યાં સંઘભક્તિ આદિ સર્વ વ્યવસ્થિત રીતે થયા. ત્યાંથી ભાતીતાણા સુધી પાછા આવી સંઘ તળાજે

તળાજામાં નાની ટેકરી અને ઉપર સાચા દેવનું સ્થાન છે. એ શ્રી સુમતિનાથ ભગવાનના ‘ જાગતા બિંબ ’ કહેવાય છે. તેઓ સાચા દેવના નામથી ઓળખાય છે. ત્યાં અખંડ દીવા ઉપર મસી ન પડતાં કેશરવર્ણો પદાર્થ દીવાના ચાર પર જામે છે એ જગજાણીતી વાત છે. આ તાલધ્વજગિરિ–તળાજા શેત્રુંજીના કાંઠા પર જ આવેલ છે. નાનું છતાં ગામ મનોહર છે અને તે વખતે ગામમાં પણ દેરાસર હતું. નાની ટેકરીની બે પાંચ યાત્રા એક દિવસમાં કરી શકાય તેવી મજા છે અને એની વિશિષ્ટતા ગુફાઓ અને મંડપમાં છે. એ ભૂતકાળના અવશેષો જળવાઈ રહ્યા છે અને પૂર્વ કાળની બૌદ્ધ અને શ્રમણ સંસ્કૃતિને યાદ આપનાર સાચાદેવનું મનહર સ્થાન છે.

આ તળાજા ગામમાં સંઘ થોડા દિવસ રહ્યો. રહેવા યોગ્ય સ્થળનો આનંદપૂર્વક ઉપયોગ કર્યો અને તળાજી નદીના જળમાં લોકોએ કલ્લોલ કર્યા અને ભાવુકો જરા દૂર શત્રુંજયા નદીની રેતીમાં આનંદ–સ્વપ્નો ભોગવી આવ્યા. આ તાલધ્વજની ટેકરી પરથી જ્યારે ચારે તરફ અવલોકન કરવામાં આવે છે ત્યારે દૂર અને નજીકના દેખાવો બહુ આનંદપ્રદ અને હૃદયંગમ થાય છે. ફાગણ માસમાં બહુ વનરાજી કે લીલોતરી તો દેખાતી નથી, કાઠિયાવાડનો એ પ્રદેશ ઉનાળામાં તદ્દન સુક્કો થઈ જાય છે, પણ જૂદાં જૂદાં ખેતરો અને વચ્ચેથી પસાર થતી શત્રુંજયા નદી અને દૂર દેખાતો હાથીના આકારનો આસમાની રંગથી ઘેરાયલો શત્રુંજય પર્વત અને તેના પર અંબાડી જેવા દેખાતાં મંદિરોની હાર એક અભિનવ ચિત્ર પૂરું પાડે છે. શત્રુંજયની બે હારમાળા છે. એક ચોમુખજીની

ટુંકથી શરૂ થતી અને બીજી મોટી ટુંકવાળી. આમાં ચોમુખજીવાળી હારમાળા તળાજાની ટેકરી પરથી દેખાય છે અને ઉઘાડ હોય ત્યારે ખૂબ સરસ દેખાવ પૂરો પાડે છે. આ ગિરિરાજના દર્શન અને વચ્ચેના ખેતરોના ચિત્રવિચિત્ર આકારોની વચ્ચેથી પસાર થતો શત્રુંજયા નદીનો સર્પાકાર શ્વેત માર્ગ એક વાર નજરે જોવાલાયક છે. તાલધ્વજગિરિ પર બે ઘડી બેસી શત્રુંજયનું ધ્યાન કરવા યોગ્ય છે અને મનુષ્ય જીવનની આખરી અસ્થિરતા અને મમત્વની લઘુતા વિચારવા યોગ્ય છે.

તાલધ્વજગિરિની ગુફાઓ પાછળ મોટો ઇતિહાસ છે. એ ગુફાઓની વચ્ચે મોટો એભલમંડપ છે. ત્યાં વાળાઓનું રાજ્ય હતું. એ વાળાઓનો ઇતિહાસ સૌરાષ્ટ્ર ભૂમિના ભોગનું અનેરું ચિત્ર પૂરું પાડે છે. 'સોરઠ કરો વિચાર, હો વાળામાં કયો ભલો ? શીરનો સોંપણહાર કે, આપણા હાર વખાણીએ.' આ સૌરાષ્ટ્રની રસધારનો ગમખ્વાર આત્મભોગનો આખો બનાવ અહીં યાદ આવે છે. આ ટેકરી પર વસેલું નાનકડું ગામ અને મોટી ટેકરી પરના સાચાદેવ એ તાલધ્વજનો મહિમા છે અને એના દર્શન કરીને સંઘને ખૂબ આનંદ થયાનો ઉલ્લેખ છે. અહીં સંઘ થોડા દિવસ રોકાયો અને સ્વામીવાત્સલ્યનો લ્હાવો લીધો.

ત્યાંથી સંઘ ગિરનાર ગયો. નેમિનાથ મહારાજના આ તીર્થનો મહિમા તો બહુ જાણીતો છે. ભર ઉનાળામાં પણ એની વનરાજી લીલીછમ હોય છે. એમાં બારે માસ નિઝરણાં

વહેતાં રહે છે અને એની સુગંધી પવન લહરી રાત્રિ દિવસ આનંદ સાથે શાંતિ આપે છે. શત્રુંજયગિરિમાં લીલોતરી બહુ ઓછી છે, જ્યારે ગિરનાર તો લીલોતરીથી ભરેલો છે. સોરઠનો એ શિરતાજ પર્વત રા'ખેંગાર રાણકદેવીની ક્રીડાભૂમિ હતો. એની ઉપરના સહસ્રાવનનું વર્ણન દુર્ગમ છે. એમાં નેમિનાથ ભગવાનનું કૈવલ્યપ્રાપ્તિસ્થાન તો ખરેખર શાંતિપ્રદ છે અને એમાં જ્યાં નજર નાખીએ ત્યાં ઊંચીનીચી વૃક્ષ–હારાવલિ ખૂબ આકર્ષક રૂપમાં રજૂ થાય છે. ભર ઉનાળામાં એના શિખર પર મંદ શીતળ પવન વાય છે અને બપોરની ગરમી સાથે રાત્રિની ઠંડક પૂરતો બદલો આપી બાહ્ય શાંતિ એવી સુસિદ્ધ રીતે આપે છે કે–આત્મલક્ષી પ્રાણીને એ હૃદય સન્મુખ બનાવી દે છે.

એના મુખ્ય મંદિરની રચના, બીજાં અનેક દેરાસરોના ઘાટ, અમીઝરા પાર્શ્વનાથના ભોંયરાની શાંતિ અને નેમ રાજુલની ગુફા સાથે જોડાયલ અતિ મનનીય પ્રસંગ તો ખાસ આત્મ-લક્ષી બને છે, પણ જેઓએ શ્રી ચિદાનંદજી અને આનંદઘનજી-( કપૂરચંદજી અને લાભાનંદજી ) ની ધ્યાન કરવાની ગુફાના દર્શન કર્યા છે તેઓ આ સ્થાનની કુદરતી સુંદરતા અને ધ્યાન કરવા યોગ્ય વાતાવરણ શોધનારની આત્મલક્ષિતા માટે પ્રશંસાના ઉદ્‌ગાર કાઢ્યા વગર રહી શકે તેમ નથી. શ્રી આનંદઘનજી મહારાજ અહીં આવી ગયા એમ નથી, પણ ત્યાં ધ્યાનધારાએ રહી જીવનનો મોટો કાળ અહીં પસાર કર્યો એમ જ્યારે આપણે જાણીએ છીએ ત્યારે 'અબ હમ અમર ભયે, ન મરેંગે '–ગાનારની આત્મવિભૂતિનો ખ્યાલ કરી શકીએ છીએ. બાકી તો આખો ડુંગર પવિત્રતાનો નમૂનો

છે, શાંતિનું ધામ છે, મનોમંથનની ભૂમિકા છે. આવા મનને મંથન પણ કરાવે અને શાંતિ પણ આપે એવી પરસ્પર વિરુદ્ધ છતાં આત્મલક્ષી ભૂમિકા ભજવનાર આ ગિરિરાજની ભૂમિમાં ખીમચંદભાઈનો સંઘ ઘણા દિવસ રહ્યો.

સંઘ ઘણી ધીમી કૂચ કરતો હતો. સં. ૧૮૯૩ના ચૈત્ર વદનો એક પત્ર મળ્યો છે. તે ખંભાતવાળા પરતાપલાલ જોઇતા શાહના મુનીમ વખતચંદ ઝવેરચંદે પોતાના પુત્ર પર લખ્યો છે. તે પાલીતાણેથી પોતાના પુત્રને ખંભાત પત્ર લખે છે. તે પત્ર પરથી જણાય છે કે ચૈત્ર વદ સુધીમાં સંઘ કાઠિયાવાડમાં જ હતો અને બીજી વાત એ જણાય છે કે પ્રતિષ્ઠા ઘણી સારી થઈ હતી અને ત્રીજી વાત એ જણાય છે કે સંઘને મુંબઇ પહોંચતા લગભગ સાડાચાર માસ થયા હતા.[૧]

---

૧ આ પત્ર ઘણી રીતે ઉપયેગી જણાય છે. શેઠ પરતાપરાય જોઇતા શાહ ખીમચંદ શેઠના મામા થતા હતા. તેઓ ખંભાતના રહેવાસી અને મુંબઇના વેપારી હતા. તેમણે મોતીશાહની ટુંકમાં ચોમુખજીના દેરાસર( નં. ૪ )ની પ્રતિષ્ઠા કરી હતી. તેમના મુનીમે પોતાના પુત્ર પર લખેલ આ પત્ર છે. તે નીચે પ્રમાણે છેઃ—( પત્ર અસલ પ્રમાણે જ ફેરફાર વગર આપ્યો છે. )

"સ્વસ્તાનશ્રી ખંભાત બંદરે પૂજારાધે સરવે ઉપમા જોગ શા. શ્રી પા શા. ભાઇ નાણાચંદ વખતચંદ ત...સાથ સરવેની ચરણુના શ્રી પાલીતાણેથી લી. શા. વખતચંદ ઝવેરચંદ તથા ખીમચંદ સાથ સરવેના ઘણા જુહાર વાંચજો. જત અહીં ખેમકુશળીના કાગળ મુદલ આવા નથી તે સંભારી લખજો. કાગળ આવાથી જેમ જીવને મલા જેટલો દરખ સંતોષ ઉપજે. બીજું શ્રી પાલીતાણા આપણા ગામના

આ પત્ર પાલીતાણેથી લખેલો છે, તે ધ્યાનમાં રહે. આ ઉપરથી પિતા પુત્ર ઉપર કેવા કાગળ લખતા હશે તેનો કાંઈક ખ્યાલ આવે છે. પુજારાધે લખવાનો રિવાજ જ પડી ગયો જણાય છે. ગમે તેની પર તે રીતે લખવાની રીત જણાય છે, નહિ તો પિતા પુત્રને પૂજ્ય કે આરાધ્ય લખે નહિ. સંઘ ગિરનારથી સોમનાથ પાટણ ગયો. ત્યાં ચંદ્રપ્રભુના દર્શન-પૂજા થયા. ત્યાંથી સંઘ ચોરવાડ, માંગરોળ થઈ પગ રસ્તે ગુજરાત ગયો એવી નોંધ જણાય છે. ચોરવાડ, માંગરોળથી ગુજરાતનો રસ્તો હોઈ શકે નહિ, તો તો પાછા ઉત્તરમાં આવવું પડે અને કદાચ ધોલેરાને રસ્તે સંઘ ખંભાત ગયો હોય એમ બને, એમ તો ઘણો લાંબો રસ્તો થઈ જાય. કદાચ માંગરોળથી સંઘ વહાણમાં ખંભાત ગયો હોય, પણ તેવી નોંધ મળતી

---

સરવ સંઘ આવા પણ ભાઈજી તમે આવા નહી તે શું. કેમ જે જોવાની રીત સારી બની હતી પણ ભાઈશ્રી તમો આવા નઈ તે શું. બીજું શેઠજી પરતાપલાલના દેરા મધે આપણા પરતમાજી ૨) લઈને આપણા નામની કરીને બેસારી છે તે જાણજો. બીજું શેઠજી ખીમચંદ મોતીચંદ શ્રી સંગ લઈને શ્રી ગરનારજીની જાતરા કરી તાંથી ખંભાત ભણી આવાના વિચાર છે તે સંઘ મધે આપણા શેઠ વમળચંદ પરતાપલાલ તહેમની માતાજી કવલીબા તથા સાથ સરવે ખંભાત આવશે તેની તમો સારી બરદાશ રાખજો ભુલશો નઈ ને ભાઈજી તમને કેવું પડે તેવું નથી...સંવત ૧૮૯૩ ના ચઈતર વદ...લી. ભાઈ ખીમચંદ વખતચંદના જુહાર વાંચજો.

કાગળની નીચે-ચબરખીના છેડા પર—

"પુજારાધે. શ્રી પા. શા. નાણાચંદ વખતચંદ કાગળ ખંભાતના છે. ઠા. જીરાલાપાડામાં.

નથી. ગમે તેમ પણ પ્રતિષ્ઠા પૂરી થયા પછી અને કાઠિયાવાડમાં તળાજા, ગિરનાર, સોમનાથપાટણ તો સંઘ ગયો અને કુલ ત્રણથી ચાર મહિને મુંબઈ પહોંચ્યો એમ જણાય છે. ઉપરનો પત્ર બરોબર વાંચતાં સંઘ ખંભાત જવાની શકયતા જ જણાય છે. મારા મતે તો સંઘ સોમનાથપાટણ ગયા પછી ત્યાંથી કે માંગરોળથી વહાણમાર્ગે મુંબઈ ગયો જણાય છે. વધારે શોધખોળ થયે આ બાબત પર પ્રકાશ પડવા સંભવ છે.

સંઘ પાછો ફરે ત્યારે માણસો દિવસાનુદિવસ ઘટતા જાય છે. આ પ્રમાણે પ્રતિષ્ઠા મહોત્સવનું કામ પરવારી રંગેચંગે સંઘ મુંબઈ પહોંચ્યો.

આ આખી વ્યવસ્થામાં અનેક માણસોએ સેવાના લ્હાવા લીધા, જેણે જે પ્રકારની બની તે પ્રકારની સેવા કરી. કોઇએ જમાડીને લ્હાવા લીધા, કોઈએ તજવીજ રાખીને, કોઈએ પાણી પાઇને, કોઇએ ભાતું આપીને, કોઇએ રસ્તાની સફાઈ રખાવીને, કોઇએ ઔષધ કરીને અને કોઈએ ચોકી કરીને—બને તે રીતે સેવા કરી. આખા સંઘમાં મહોત્સવ દરમ્યાન અને ત્યાર પછી તંદુરસ્તી સારી રીતે જળવાણી અને શેઠીઆઓની ઉદારતાથી, સ્થાનિક ભકિતથી અને સેવાભાવની કલ્યાણકારી ભાવનાથી સંઘનું કામ રંગેચંગે પતી ગયું. આ પ્રસંગે પાલીતાણાના ઠાકોર પ્રતાપસિંહ હતા. તેમણે પણ સારી મદદ આપી હતી. દરેક પ્રસંગે મંડપમાં તેઓ હાજરી આપતા હતા. તેઓ અને જૈનો વચ્ચે કોઈ જાતનું તે વખતે વૈમનસ્ય ન હોતું. પોતાને આંગણે આવો મહોત્સવ થાય

અને પોતાની પ્રજાના લોકો સારી રીતે રળે, તેમને નોકરી અને કામ મળે એમાં એ ઠાકોર ગૌરવ માનતા હતા અને શેઠીઆઓ પણ એવા પ્રભાવશાળી તથા સમયજ્ઞ હતા કે તેઓ ઠાકોરનું માન રાખતા અને છતાં પોતાનું ગૌરવ બરાબર જાળવતા. શેઠ હેમાભાઈને બારણે આ ઠાકોર આંટા પણ ખાતા અને હેમાભાઈ શેઠ એમને જાહેર પ્રસંગે ગાદી તકીઆનું સન્માન પણ કરતા. અરસ્પરસ ભકિત અને પ્રેમ હોઈ વિવેક જળવાતો અને વગર કચવાટે આનંદ-પ્રેમથી કામ લેવાની પદ્ધતિનો સ્વીકાર થયેલો હોઈ વાણીઆની રીતે તે યુગમાં કામ લેવામાં આવતું.

લોકોની-સંઘાળુઓની સગવડ જાળવવા માટે ખાસ ચીવટ રાખવામાં આવી હતી. એ વાત એકલા નસીબ-કર્મને આધીન છોડી દેવામાં આવી નહોતી. ઝીણી ઝીણી તંદુરસ્તીની બાબતમાં ચીવટ રાખનારા માણુસો સંઘમાં હતા અને તેઓ વ્યાધિ થાય ત્યાર પછી તેને સુધારવાની બાબત કરતાં વ્યાધિ જ ન થાય તેવી વ્યવસ્થા કરવામાં વધારે કુશળ હતા અને આટલા હજારો લાખો માણુસો એકઠા થવા છતાં કોઈ જાતનો રોગચાળો કે ઉપાધિ ન થયા તે સખ્ત ચીવટનું પરિણામ ગણી શકાય. પ્રાચીન વિચાર પ્રમાણે મુહૂર્તશુદ્ધિ અને ક્રિયા કરનાર-કરાવનારની વિશુદ્ધિ ઉપર આ વાતનો આધાર રહે છે એમ કહેવાયું અને એ વાતમાં કોઈને વાંધો ન હોય, પણ એ વાત માત્ર કર્માધીન પર છોડવામાં નહોતી આવી એ બતાવવાનો અત્ર પ્રયત્ન છે. ક્રિયાની વિશુદ્ધિ પર ઉપદ્રવની ગેરહાજરીનો આધાર હોય તો પણ એમાં મનુષ્ય પુરુષાર્થનો સહકાર તો

જરૂર જોઇએ, કારણ પંચ સમવાયી કારણોમાં માનનાર જૈન સિદ્ધાંત કર્મ જેટલું જ પ્રાધાન્ય પુરુષાર્થને આપે છે.

આ રીતે લોકો પોતપોતાને સ્થાનકે ગયા અને સંઘની ભકિત પૂરી થઈ. શેઠીઆઓ પોતપોતાને ગામે પહોંચી ગયા. શેઠ મોતીશાહ સ્વર્ગગમન કરી ગયા હતા, છતાં ભોળા શેઠ ખીમચંદભાઇએ યોગ્ય સલાહકાર અને સહાયકારના સહકારથી પ્રતિષ્ઠા મહોત્સવ આ રીતે ઊજવ્યો અને શેઠ મોતીશાહની ભાવના સફળ કરી અને યશકીર્તિમાં વધારો કર્યો.

અહીં શેઠ મોતીચંદ અમીચંદનું અથવા મોતીશાહ શેઠનું ચરિત્ર પૂરું થાય છે. પ્રતિષ્ઠા મહોત્સવ તો એમણે આદરેલો હતો અને એની આખી યોજના પોતાની હયાતીમાં તૈયાર કરી હતી, પણ સં. ૧૮૯૨ ના ભાદરવા શુદ એકમે તેમનું શરીર પડી જતાં એમનું અવશેષ કાર્ય એમની યોજના પ્રમાણે શેઠ ખીમચંદભાઇએ એમની ગોઠવણો અનુસાર પૂરું કર્યું હતું અને તેમાં તેમને યોગ્ય સહાયક અને સલાહકારો મળી ગયા હતા. તે ઉપરાંત એ સર્વ કાર્ય મહુંમ શેઠશ્રીના સ્વર્ગવાસ પછીના એક વર્ષની અંદરના ભાગમાં બની ગયું, તેથી એને મોતીશાહ શેઠનું કાર્ય જ ગણી શકાય અને તેથી તે બાબત મોતીશાહ શેઠના જીવનચરિત્રમાં દાખલ કરવામાં ન આવે તો ચરિત્ર અધૂરું રહી ગયું ગણાય. આથી આ પ્રકરણના છેડા સાથે મોતીશાહ શેઠનું ચરિત્ર પૂરું થાય છે.

અત્યાર સુધી વ્યાપારની સાહસિકતા, નસીબનો સુયોગ અને ધર્મભાવનાની પ્રચુરતાની વાતો થઇ, વાંચતાં અતિ આનંદ

થાય અને ધર્મપ્રેમવાળાને દૃષ્ટાંત મળે તેવી સુંદર હકીકતો પ્રાપ્ત થઈ શકી તે રજૂ કરવામાં આવી અને કોઇ કોઇ પ્રસંગે સહજ વર્ણનો પણ કરવાની તક હાથ ધરવામાં આવી. એમ લાગે છે કે—આ પ્રતિષ્ઠા પછીની પણ જરૂરી હકીકત શેઠ ખીમચંદભાઈના જીવન વ્યવસાય અંગે પ્રાપ્ત થઇ શકી છે તેનું જરા ઉપરચોટીઆ નજરે સિંહાવલોકન કરી જઇએ. એમાં કેટલીક ખેદ કરાવે તેવી હકીકત પણ આવે છે, પણ તેની ઉપયુક્તતા છે તેથી હવે એ પ્રસંગો પણ જોઇ વિચારી જઇએ.



## ૨૧

## પ્રતિષ્ઠા પછીનું કાંઇક.

આવી રીતે અંજનશલાકા અને બિંબપ્રવેશ મહોત્સવનું કાર્ય પતી ગયું, સંઘ વિસર્જન થયો અને લોકો પાછા દુનિયાની અરઘટ્ટમાળમાં પડી ગયા.

છતાં પાલીતાણે ડુંગર પર કામ તો ચાલ્યા કર્યું. કોઈ જગ્યાએ આરસ બાંધવાનું અને કોઇ જગ્યાએ ગઢ બાંધવાનું, કોઇ ધોળવાનું અને કોઇ ધોવાનું અને એવા એવા પરચુરણ કામો સંવત ૧૮૯૮ સુધી ચાલ્યા કર્યા. એ ઉપરાંત ચારે બાજુની ભમતીઓની દેરી પૈકી કેટલીકની પ્રતિષ્ઠા તો મુખ્ય મંદિરની સાથે થઈ, પણ ત્યારપછી આ દેરીઓની પ્રતિષ્ઠા થયા કરી. આ દેરીઓમાં પ્રતિષ્ઠા કરાવનારનાં નામ અને પ્રતિષ્ઠાની તારિખો વિગેરેની વિગતો પરિશિષ્ટમાં સંગ્રહી રાખ્યા છે.

આ ઉપરાંત બે મોટા કોઠા કરાવવામાં આવ્યા હતા. તેમાં સ્થાપન નહિ કરેલાં સેંકડો બિંબો રાખવામાં આવ્યા હતા. ત્યારપછી જેને મોતીશાહની ટુંકમાં પ્રતિષ્ઠા કરવી હોય તેને અથવા બહાર લઇ જનારને નજીવી રકમ ‘નકરા’ તરીકે લઇ એ પ્રતિમાઓ આપવામાં આવતા હતા.

પ્રતિમાઓ ત્યારપછી ટુંકમાં અને અન્યત્ર બિરાજમાન થયા છે. આ સાથે આપેલા પરિશિષ્ટ પરથી જોઇ શકાશે કે આ બન્ને કોઠામાં હજુ પણ ૩૨ અને ૬૮ પ્રતિમાઓ છે, પણ એ પ્રતિમાઓ ઘણી મોટી સંખ્યામાં પ્રતિષ્ઠા વખતે ત્યાં હતી એ પ્રસિદ્ધ વાત છે. અત્યારે મોતીશાહ શેઠની ટુંકમાં અને ભમતીમાં દેરાસરોમાં થઇને કુલ ૧૭૨૮ જિનબિંબો છે તેમાં ૧૬૩૪ આરસનાં છે, ૮૬ ધાતુનાં છે અને ૮ ચાંદીનાં છે. એ સર્વ હકીકત સદર પરિશિષ્ટમાં આપેલ વિગત પરથી જોઇ શકાશે

અહીં શેઠ ખીમચંદભાઈ સંબંધી થોડી હકીકત જણાવીએ. પ્રતિષ્ઠા કરીને પાછા મુંબઈ આવતાં વૈશાખ માસ થઈ ગયો (સં. ૧૮૯૩) ત્યાર પછી તેમણે વહીવટ શરૂ કર્યો. તેમના હાથમાં સં. ૧૮૯૨ ના ભાદરવા શુદ એકમે વહીવટ આવ્યો તે રીતે જોતાં તેમણે સોળ વર્ષ વહીવટ કર્યો. એમનું ધ્યાન વેપારમાં બહુ ન હોતું. તેઓ સ્વભાવના ભોળા હતા અને તેમના ભોળપણનો લાભ બીજા ધુતારા લોકો બહુ લેતા રહ્યા. તેઓ પૂજાભક્તિમાં ખૂબ રસ લેતા, પણ વ્યાપાર માટે જે કુનેહ, અગમચેતી અને આવડત જોઇએ તેનો તેમનામાં અલ્પાંશ હતો અને મોટા પાયા ઉપર પરદેશનો વેપાર ખેડવામાં તો બહુ સાવધાન રહેવું પડે, નહિતો માર ખાઈ જતાં વાર ન લાગે.

ખીમચંદભાઈ શરીરે ગોરવર્ણના હતા. એમનું શરીર પડછંદાદાર હતું, પણ એમનો ફોટો જોતાં એમનામાં ઊંડાણ કરતાં ભોળપણ જરૂર તરી આવે છે. તેઓ માથા પર પારસી ઘાટની પાઘડી પહેરતા હતા જ્યારે મોતીશાહ શેઠ સુરતી

પાઘડી પહેરતા હતા. તેમના ભોળપણુની પરિસ્થિતિનો અભ્યાસ કરનાર એમના હિતસ્વીઓએ એમને કુલ વહીવટ સંકેલી લઈ વ્યાજ પર નિભાવ કરવા સલાહ આપી, પણ આ સલાહ તેમને રુચી નહિ અને વેપારમાં તેમણે ઝુકાવ્યું. તે વખતે તેમની આસપાસ તેમના ભોળપણનો લાભ લેનાર સ્વાર્થીઓનું એક ટોળું જામી ગયું અને ધીમે ધીમે તેમના પિતાના સ્નેહીઓ ઓસરવા લાગ્યા અને ખીમચંદભાઇ શેઠ મતલબીઓના પંજામાં વધારે ને વધારે જતા ચાલ્યા. એક તો પોતામાં સાદી સમજણ અને ઊંડાણનો અભાવ અને બીજી બાજુ આખું વાતાવરણ સ્વાર્થીમંડળનું હોય ત્યાં પછી ઉત્તરોત્તર પગથીઆં ઊતરવાની સ્થિતિ પ્રાપ્ત થાય એમાં નવાઈ નથી અને શેઠ ખીમચંદભાઈના સંબંધમાં તેમજ બન્યું. તેઓએ વેપાર વધારવા માંડ્યો, પણ સાથે અફીણના તેજી મંદીના સટ્ટામાં પડી ગયા. શેઠ મોતીશાહે આખી જિંદગીમાં સટ્ટો કર્યો નહોતો. તેમનો વ્યાપાર તૈયાર અફીણની ખરીદી, ચીનની ચડતર અને ત્યાંથી આવતા માલનું વેચાણ અને સાથે વહાણવટાનો નૂરનો ધંધો હતો, ત્યારે ખીમચંદ શેઠ અફીણના સટ્ટામાં પડી ગયા. તે વખતે મુંબઈ અને ઇંદોરમાં અફીણનો સટ્ટો ઘણો ચાલતો હતો. અફીણની એક પેટીની કિંમત ૩૦૦૦ થી ૪૦૦૦ સુધી થાય, પણ તેમાં દરરોજ સો બસો અને કોઇવાર હજારપાંચસોની વધઘટ થયા કરતી હતી અને એક વાર માણસ વાયદાના વેપારમાં પડે ત્યાર પછી તેની સ્થિતિ શી થાય તે તો આપણા દરરોજના અનુભવ અને અવલોકનનો વિષય છે.

આ સટ્ટાના વેપાર ઉપરાંત તૈયાર માલનો વેપાર કરવામાં ખીમચંદ શેઠ જબરી થાપ ખાઈ ગયા. એક તો ગજા ઉપરાંત તૈયાર અફીણ લઇ ચીન ચઢાવવા માંડયું, પણ તેની સાથે ચીનના પોતાના મોતીશાહ શેઠના વખતના વિશ્વાસુ આડતીઆ હતા તેને મૂકી દઇને નવી નવી આડતો કરવા માંડી. તેમાં ઘણા લુચ્ચા આડતીઆ મળી ગયા. એક કોકણી મુસલમાન જે અસલ બટલરનું કામ કરતો હતો તે બોલવામાં ઘણો મીઠો હતો. એણે અફીણની પેટી તો શું પણ અફીણની ગોટી પણ નજરે જોયેલી નહિ, તેની ઉપર આડતીઆ તરીકે ૨૦૦ માળવી અફીણની અને ૨૦૦ બંગાળી અફીણની એમ કુલ ૪૦૦ પેટી એકીસાથે ખીમચંદ શેઠે મોકલી આપી. ચીનના શેઠના જૂના આડતીઆઓ તો આશ્ચર્યચકિત થઈ ગયા. આટલું મોટું ચઢાણ (Consignment) મોતીશાહ શેઠે પોતાની આખી જિંદગીમાં એકી સાથે કરેલું નહિ. એક જ વહાણમાં આવડો મોટી સંખ્યાનો મૂલ્યવાન માલ આવી પડેલો જોઈ ચીનાઓ તો દિઙ્મૂઢ થઈ ગયા. પેલા કોકણી મુસલમાને આ આખા માલની ચઢતરનું શું કર્યું તેનો છેવટે પત્તો જ લાગ્યો નહિ, એક પાઇ પણ ખીમચંદ શેઠના ઘર ભેગી થઈ નહિ અને આ એક જ વેપારમાં લગભગ દશ લાખ રૂપીઆની નુકસાની થઈ.

આના સંબંધમાં બીજી વાત એવી છે કે–આ બીન-અનુભવી આડતીઆ માટે અનેક જાતની ચેતવણી મળ્યા છતાં અને દરેક ચડતરમાં નુકસાની થવા છતાં શેઠે કામ ચાલુ રાખ્યું અને આડત હકસાઇની મોટી આવક છતાં એ કોકણી મુસલમાનમાં ખીમચંદભાઈની ઘણી મોટી રકમ રહી ગઈ અને

તેમાંથી એક પાઈ પણ પતી નહિ: આ હકીકત ગમે તે આકારમાં બની હોય, પણ એક વાત તો એમાંથી નીતરી આવે છે કે શકિત વગર મોટો વેપાર ખેડવામાં આવે તો ઘણીવાર લેવાને બદલે દેવા થઈ પડે છે. અને છતાં તૈયાર માલના વેપારમાં માણસના ઘરબારને ઓસરી ચાલ્યા જતા નથી. તેની સાથે વાયદાનો–સટ્ટાનો કે તેજી–મંદીનો વેપાર શરૂ થઈ જાય ત્યારે પછી હિસાબ રહેતો નથી, તેમાં માલના રૂપિયા તોળવા પડતા ન હોવાથી પોતાનું ગજું કેટલું છે તેનો ખ્યાલ રહેતો નથી અને વધારે પડતો વેપાર થઇ જાય છે અને પછી જ્યારે કોઈ આકસ્માતિક કારણે બજાર ઊલટો જાય છે ત્યારે અણધારી નુકસાની આવી પડે છે. માત્ર તૈયારનો વેપાર હોય તો સાવધાન માણસ પણ નુકસાન કરે ખરો, પણ તેમાં એની આબરૂ પર વાત આવતી નથી, પણ એમાં સટ્ટા કે તેજી–મંદીની વાત આવે ત્યારે મર્યાદા રહેતી નથી, હિસાબ રહેતો નથી અને અણધાર્યા સંયોગોમાં આબરૂ ગુમાવવાનો પ્રસંગ આવે છે. શેઠ ખીમચંદભાઇના સંબંધમાં આવું કાંઈક બન્યું. શેઠ મોતીશાહના વીલ પ્રમાણે શેઠ ખીમચંદભાઈના સલાહકારો નીમાયા હતા. તેની સલાહ છોડી દીધી, અમરચંદ દમણી વિગેરે સલાહકારો સાથેનો સંબંધ ખતમ કર્યો અને મોટા વ્યાપારી પારસી સલાહકારોને ત્યાં જવું આવવું બંધ કરી દીધું. પરિણામે ખીમચંદ શેઠની આસપાસ ખટપટી સ્વાર્થીઓનું મંડળ જામતું અને વધતું [illegible] અને તેમણે ખીમચંદ શેઠની ભલમનસાઈ અને

લાભ લીધો. તેજી-મંદીમાં ખોટ આવી, ચીનના આડતીઆઓએ પૈસા દબાવી દીધા અને ચારે તરફથી ખોટ આવવા માંડી.

ચીનના વેપારમાં શેઠ જમશેદજી જીજીભાઈ મુખ્ય હતા. તેઓ પોતાની આડતનું કામ એક જ ચીનાઈ પેઢીને આપતા હતા અને તે ચીનો વેપારી વખત જોઇ જમશેદજીનો માલ વેચી મોટો નફો કરતો હતો અને મોતીશાહની પણ એ જ પદ્ધતિ હતી. તેઓએ આબરૂદાર ઈમાનદાર બે આડતીઆ ચીનમાં રાખ્યા હતા. શેઠ ખીમચંદભાઇના હાથમાં વહીવટ આવ્યો ત્યારે થોડો વખત તો કામ મોતીશાહ શેઠની દોરેલી લાઈન પર ચાલ્યું, પણ પછી વેપાર ઘણો વધારવા માંડયો અને સાથે નવા નવા આડતીઆ કરવા માંડ્યા. આમાં બેવડું તેવડું નુકસાન થયું. માલ વહેંચાઇ જવાથી એ આડતીઆ-આ જ અંદર અંદર હરીફાઇ કરવા લાગ્યા અને એક બીજાની સામે બજાર તોડવા લાગ્યા અને માલ ઘણે ધરે થાય ત્યારે બજાર તૂટી જાય તેમાં નવાઇ નથી. એ ઉપરાંત આડતીઆઓ અપ્રમાણિક હોય ત્યારે બીજાને નામે ભાગ કરીને પોતે જ માલ ખરીદી લે અને વેપારનો કસ શેઠને ન આપતાં એમાં પણ પોતાનો લાભ જુએ. આવી રીતે આડતના વેપારમાં જ્યારે અપ્રમાણિકપણું ભળે ત્યારે માલધણીને મોટું નુકસાન થાય અને ઘરમાં ચોરી થાય ત્યારે જયવારો ચાલ્યો જાય. ખીમચંદભાઈના હાથમાં વહીવટ આવ્યો ત્યારે તેમની વય ૩૨ વર્ષની હતી, પણ મોતીશાહ શેઠની હયાતીમાં તેમણે વેપાર ઉપર ધ્યાન આપેલું નહિ અને વેપારની ચાવીઓ મોતીશાહ શેઠ પાસે બેસી કે સાથે કામ કરી સમજેલ નહિ

અને આળસમાં સમય વ્યતીત કર્યો તેના પરિણામે આ બીનઅનુભવી યુવાનના હાથમાં મોટો વહીવટ આવ્યો ત્યારે તે ચલાવવા માટેની તેમની કોઇ જાતની તૈયારી નહોતી અને જેમ જેમ વિશુદ્ધ સલાહકાર મંડળ ઓસરતું ગયું તેમ તેમ તેમની શકિતમાં મંદતા આવતી ગઇ અને વિશિષ્ટ ચારિત્રબળનું કે સ્વતંત્ર વિચારણાશકિતનું પીઠબળ ન હોવાને કારણે સમતોલપણું ગુમાવી બેઠા અને આખરે દરેક વેપારમાં ઉત્તરોત્તર નુકસાની થવા માંડી.

વેપારમાં એક એવો નિયમ છે કે 'હાર્યો જુગારી બમણું રમે.' તેનાં મનમાં હમેશાં એમ રહે છે કે–આ વેપારમાં આ વખતે ખોટ કરી તો તે જ વેપારમાં આવતે વખતે તે વાળી લઇશ. તેમાં પણ વાયદાના વેપારમાં થતે નુકશાને 'રાશ' કરવાનું મન થાય છે અને રાશના દોરડા થઈ જાય છે અને ઘણીવાર તે ગળામાં આવી પડે છે. આશા ઉપર જીવન છે, પણ દરેક પાસા સીધા પડતા નથી અને જ્યાં બજારમાં દર રોજ સેંકડાઓના ફેરફાર થતા હોય અને ભાવ માલની છત અને તેના ખપ ઉપરાંત લોકની મનોવૃત્તિ પર આધાર રાખતા હોય ત્યાં ઉત્તરોત્તર નુકસાન થાય તો તેમાં નવાઇ નથી. એમાં પણ જ્યારે મૂળ ધણીની ગણતરી સામાન્ય હોય, અનુભવ અધૂરો હોય, સલાહકાર સ્વાર્થી હોય અને નસીબનો પાસો ઊલટો હોય ત્યારે દરેક વેપારમાં પગ પાછા પડે છે અને ક્ષય રોગની અસર લાગી જાય છે. એમાં સર્વનાશ થતાં તો વખત લાગે છે, પણ એની શરૂઆત ધીમી પણ મક્કમ હોય છે. એ જે જોઇ–જાણી વિચારી શકે તે કદાચ દુર્યોગથી બચે છે,.

બાકી તો એક વાર ઓટ થવા માંડે એટલે પગથીઆં ઊતરવાના જ હોય છે અને છેલ્લા પગથીઆ પર પહોંચતાં વખત લાગે, પણ એ માર્ગ વિચારક આગળથી જોઈ શકે છે.

આ તો જરા વેપારની ચર્ચામાં ઊતરી ગયા. શેઠ ખીમચંદભાઈ વેપારમાં પાછા પડતા ગયા, આડતીઆમાં રકમો દબાઈ ગઈ, વાયદાના વેપારમાં અનેકવાર મોટી નુકસાની આવી અને તેને હાનિ થતી ચાલી, છતાં પેઢી સદ્ધર હતી, આબરૂ મોટી હતી અને નામના ઘણી જબરી હતી. એ સર્વ છતાં સોળ વર્ષ પછી સં. ૧૯૦૮ ના શ્રાવણ વદ ૧ રવિવારને રોજ પેઢી બંધ થઈ, નાદારી જાહેર થઈ અને આ રીતે એક મોટી પેઢીનો વહીવટ સુકાઇ ગયો. આખો વહીવટ લેવડદેવડ સાથે કોરટને સોંપાઇ ગયો.

જ્યારે ખીમચંદભાઈ શેઠને પોતાની મિલ્કતની વિગત કોરટમાં રજુ કરવા જવાનું થયું, ત્યારે પણ એના ખોટા સલાહકારોએ અમુક મિલ્કત કોર્ટથી–લેણદારોથી છુપાવવા સલાહ આપી. પણ અંતે ખીમચંદભાઇ ખાનદાનના પુત્ર હતા, ધર્મભાવનાવાળા હતા અને સાથે ભદ્રક પરિણામી ભોળા પણ હતા. તેથી એમ કહેવાય છે કે એમણે નામદાર કોરટના જજ પાસે પોતાની આખી મિલ્કત દોકડા પૈઈ સાથે જરા પણ છુપાવ્યા સિવાય બતાવી દીધી અને એના સલાહકારોનાં મુખ વિલખાં થઈ ગયાં; વળી એમ પણ કહેવાય છે કે તેઓ પોતાની કુલ મિલ્કતની વિગત લખાવી કોરટના દરવાજામાંથી બહાર નીકળ્યા પછી ચાલી ચલવીને જાતે પાછા કોરટમાં ગયા અને નામદાર જજને જણાવ્યું કે તેમના કાનમાં નીલમ હીરા મોતીની એક

મૂલ્યવાન વાળી હતી જે લખાવવી ભૂલી ગયા હતા. એ વાળી તે વખતે તેઓના કાન પર જ હતી. તેમણે માફી માગતાં આ વાતની જાહેરાત કરી તેની અસર કોરટ પર પણ ઘણી થઈ હતી અને ત્યાર પછી જે જે લેણદારો સાથે પતાવટ થઈ ત્યારે તેમની અસલ ગર્ભશ્રીમંતાઈની સ્થિતિ ધ્યાનમાં રાખી લેણદારોની સંમતિથી તેમને કોટનું ઘર અને ભાયખલાની વાડી બહારનો બંગલો રહેવા અને ભરણપોષણ માટે રાખવા દીધો હતો. કોરટે પણ એમની સત્યપ્રિયતા અને ખાનદાનીની બુઝ કરી એમ કરવાની સૂચના આપી હતી અને લેણદારો સંમત થતાં તેમ કરવા સંમતિ આપી હતી.

આ રીતે હાથીની અંબાડી પર બેસનાર અને હજારોનું દાન કરનાર સોળ વર્ષના વહીવટને અંતે વેપાર-ધંધા વગરના થઈ ગયા અને હતાશ જીવન ગાળનાર બની ગયા. તેમની ખાનદાની તો આજે પણ વખણાય છે. તેઓની ભલમનસાઈનો ગેરલાભ લેનાર દુર્જનો તુરત જ ઓસરી જવા લાગ્યા. શેઠ મોતીશાહના પિતાનું મરણ થયા પછી સંવત ૧૮૫૫ થી તે સં. ૧૮૯૨ સુધીમાં તેમની ઉત્તરોત્તર સારી સ્થિતિ જ રહી અને દિવસાનુદિવસ તેમનો સિતારો ચઢતો જ રહ્યો ત્યારે ખીમચંદ શેઠને એક ભવમાં બે ભવ જોવાનો પ્રસંગ આવ્યો. એમાં વ્યાપારી શિક્ષણની અલ્પતા અને અતિ વ્યવસાયી મોતીશાહ શેઠની અનેકવિધ રોકાણોને પરિણામે ઘરની બાબતની બેપરવાઈ પણ કારણ હતાં. ઘણી વાર બહુ મોટા માણસના નબીરા થવું એ પણ એક જાતનો શ્રાપ જ છે. અતિવ્યવસાયી

અને આખા ગામના પંચાતીઆ માણસો ઘણી વખત પોતાના ઘરની બાબતમાં બહુ બેદરકાર હોય છે. તેમને ઘરના માણસો સાથે બેસી પોતાની ભાવનાઓ વ્યક્ત કરવાનો અને આદર્શો સમજાવવાનો વખત જ મળતો નથી. પરિણામે જે સંસ્કાર ખાનદાન કુટુંબના માણસોમાં પડવા જોઇએ તે સંતતિમાં પડતા નથી અને પાનફુલમાં ઉછરેલ સંતતિમાં જીવનના વિકટ પ્રસંગોનો સામનો કરવાનું સામર્થ્ય આવતું નથી. અતિ વ્યવસાયી જીવનની આ મર્યાદાઓ છે અને ખૂબ ચીવટ રાખવામાં આવે તો જ તેના પ્રતિકારની શકયતા છે, નહિ તો 'દીવા પછવાડે અંધારા'ની કહેવતની યુક્તતા અનેક વાર જોવામાં આવે છે. શેઠ ખીમચંદભાઈમાં ધર્મભાવનાના સંસ્કાર તો બરાબર પડ્યા હતા અને તેમની સેવાભક્તિ તો આદર્શ ગણાતી હતી. માત્ર માણસોને ઓળખવાની અશક્તિ અને ભોળપણાનો ગેરલાભ લેવાની અન્યની વૃત્તિના ભોગ બનવાની તેમની વલણને બાદ કરીએ તો તેઓની દાનવૃત્તિ અને ઉદારતા આદર્શ ગણાય. તેમણે ખર્ચ કરવામાં પાછું વાળીને જોયું નથી કે સંકોચ કર્યો નથી. તેઓએ સંઘસેવા કરવામાં મણા રાખી નથી અને તેમણે પિતાના વચનને શિરસાવંદ્ય માની તેમની ઈચ્છાઓ પૂરી કરવા માટે તનતોડ મહેનત કરી છે.

આ રીતે શેઠ ખીમચંદભાઇનો વહીવટ સં. ૧૯૦૮ના શ્રાવણ વદ ૧ રવિવારે બંધ થયો. કેટલાક આબરુદાર માણસોને વચ્ચે નાખી તેમનો વહીવટ તેમને સોંપવામાં આવ્યો. તેઓએ લેણું વસુલ કરી માલ વેચી નાખ્યો અને સં. ૧૯૧૦ના વૈશાખ શુદ ૧૫ સાડાબાર ટકાની પહેલી વહેંચણી લેણદારોને

આપી અને બીજો હફ્તો ના ટકાનો સં: ૧૯૧૧ નાં વૈશાખ શુદ ૩ ને રોજ આપ્યો આ રીતે લેણદારને ૨૦ ટકા એટલે એક પંચમાંશ રકમ મળી અને નામવર પેઢીનો આ પ્રમાણે અંત આવ્યો. આ પ્રમાણે પતાવણી થયા છતાં તેમની સતામણી ચાલુ રહી. જે નાનજી જેકરણને તેમના પિતા મહાન્ સ્થાને લાવ્યા હતા તેના દીકરા મકનજી નાનજીએ રૂ. ૨૧૦૦૦ માટે તેમના પર જપ્તી આણી; ભાયખલાનો બંગલો જપ્તીમાં લીધો અને અંતે કુલ રકમ લીધી ત્યારે જ શેઠનો સગડ મૂકયો. આમાં કાંઈ બચેલ ઘરેણુંગાંઠું હતું તે પણ ખલાસ થઈ ગયું.

ખીમચંદ શેઠ પાછળની જિંદગીમાં ઘણા દુઃખી થયા. તેમને ભરણપોષણ માટે તો ભાડાની ઉપજ રહી, પણ દુઃખ અને ચિંતાથી તેમનું શરીર ઘસાતું ગયું, તેમની આંખોનુ તેજ ઊડી ગયું અને છેવટના કેટલાંક વર્ષ અંધાપામાં ગાળ્યાં. આખરે સં. ૧૯૨૫ ના શ્રાવણ વદ ૧૦ (બુધવાર) ને રોજ ૬૫ વર્ષની ઉંમરે તેમણે જીવન છોડયું. આ રીતે સુખ-દુઃખમિશ્ર જીવનનો અંત આવ્યો. જીવનની શરૂઆતમાં દુઃખ હોય અને પાછળના ભાગમાં સુખ થાય એવા પ્રકારની બેઠાતી જિંદગી જીવવામાં વાંધો નથી આવતો, બલકે મજા આવે છે; પણ સારી અવસ્થામાં અને ગર્ભશ્રીમંતાઇમાં ઉછરેલને પછવાડે દુઃખ જોવાનો વખત આવે ત્યારે બહુ દુઃખ થાય છે. અનેક પ્રકારના આહટ્ટદોહટ્ટ થાય છે અને સારા વખતની સાહ્યબીના ઘચરકા આવ્યા કરે છે. એવા પ્રકારના જીવનની પાછળ ધર્મભાવના હોય, કર્મના સિદ્ધાંત પર વિશ્વાસ હોય, અનુકૂળતાના વખતમાં કર્મો ભોગવાઈ

જાય તે ઇચ્છવા યોગ્ય છે એવો આત્મવિશ્વાસ હોય તો જ એવા પ્રકારનું જીવન જીવી શકાય છે, નહિ તો માણસ માથાં પછાડે છે, કકળાટ કરે છે અને ઘણીવાર નહિ કરવાનું કરી બેસે છે. ભોળાભલા ખીમચંદ શેઠે આવી પડેલું દુઃખ સમતાથી સહન કર્યું અને બાકીની જિંદગી તેમણે સેવાભક્તિમાં ગાળી. તેમણે કોઈનો ધોખો કર્યો નથી, કોઈના પર કરેલા ઉપકારોને યાદ કર્યા નથી, કોઈના અપયશ પોકાર્યા નથી કે કોઈનો દ્રોહ ઇચ્છયો નથી. નિકાચિત કર્મ ભોગવ્યા સિવાય બીજો કોઈ માર્ગ નથી એવો નિશ્ચય કરી નીચી આંખે સંપૂર્ણ શાંતિથી આપત્તિ સહન કરી ગયા અને વખત આવ્યો ત્યારે અરિહંતાદિનું શરણુ લઈ નવકારમંત્રના ઉચ્ચાર સાથે રસ્તે પડી ગયા. આ રીતે આ જીવનપ્રસંગના ચિતારમાં મોતીશાહ શેઠની ઉત્તરોત્તર વૃદ્ધિ, એનું ઉચ્ચતમ બિંદુ પ્રતિષ્ઠા વખતે, અને ત્યારપછી વેપારની વૃદ્ધિ અને છેવટે ખીમચંદ શેઠની દુર્દશાની વાત, મનુષ્યજીવનની વિચિત્રતા, કર્મના નિયમની અચળતા અને લોકસ્વભાવની અનિશ્ચિતતા બતાવવા માટે કરી છે તેમાંથી વ્યવહારદૃષ્ટિએ ઘણી હકીકત ધ્યાનમાં લેવા જેવી છે.



# પરિશિષ્ટ ૧

## શેઠ મોતીશાહની સખાવત.

શેઠજીની સખાવતની નોંધ જેટલી આપણને પ્રત્યક્ષ મળે છે તેટલી આપણે, આ નીચે આપીએ છીએ. વહિવટ શેઠ અમીચંદ સાકરચંદના નામથી થતો પણ હંમેશા એવો નિયમ છે કે આખા કુટુંબમાં એક એવું ભાગ્યવાન હોય છે કે તેને લીધે આખું કુટુંબ સુખી રહે છે. આખા કુટુંબમાં માતા રૂપાબાઈ ખખડધજ જેવા સંભાળ લે તેવાં હતાં. તેવા જ ભાગ્યવંત શેઠ મોતીશાહ હતા.

### સખાવત.

રકમ.

૫૦૦૦૦ મુંબઈ ભૂલેશ્વર કુંભારટૂકડા ચિંતામણ પાર્શ્વનાથ દેરાસર, સં. ૧૮૬૮ બીજા વૈશાખ શુ. ૮ શુક્ર.

૪૦૦૦૦ મુંબઈ પાયધુની ભીંડીબજારના નાકે શ્રી શાન્તિનાથજીના દેરાસરમાં. સં. ૧૮૭૬, મહા શુ. ૧૩ શુક્ર.

૨,૦૦,૦૦૦ મુંબઇ કોટના બોરા બજારમાં શ્રી શાન્તિનાથના દેરાસરમાં સં. ૧૮૬૫ મહા વદ ૫.

૫૦૦૦૦ મદ્રાસમધે દાદાવાડી ધર્માદા જમીન વિ. સં. ૧૮૮૪ લગભગ.

૮૬૦૦૦ પાલીતાણાની ધર્મશાળા બંધાવી સં. ૧૮૮૬ કા. વ. ૮

૨૦૦૦૦૦ મુંબઈ ભાયખલાની જમીન ધર્મશાળા દેરાસર મકાન વિ. સં. ૧૮૮૫ ના માગશર શુ. ૬

૫૦૦૦૦ મુંબઇ શ્રી ગોડી પાર્શ્વનાથ પાયધુની દેરાસર સં. ૧૮૮૧ ના વૈશાખ શુ. ૧૦

૨૫૦૦૦ મુંબઇ પાયધુનીના ખૂણા પર શ્રી ઋષભદેવના દેરામાં ઘીની બોલીના. સં. ૧૮૮૨ ના જેઠ શુ. ૧૦

૨૦૦૦૦૦ મુંબઇ પાંજરાપોળ સં. ૧૮૯૧ કા. શુ. ૮.

૧૧૦૦૦૦૦ પાલીતાણાની મોતીવસહીના બાંધકામમાં (સં. ૧૮૮૬ થી ૧૮૯૩ ) સં. ૧૮૯૩ ના મહા વ. ૨.

૭૦૭૦૦૦ પાલીતાણા મોતીવસહીની અંજનશલાકા વિ. તથા પ્રતિષ્ઠા સં. ૧૮૯૩ ના મહા શુ. ૧૦ થી વદ ૨,

૧૦૦૦૦૦ મુંબઇ શેઠ મોતીશાહે પોતાના અશક્ત લેણદારોને મુક્ત કર્યા સં. ૧૮૯૨ ના ભાદરવા શુ. ૧

---

૨૮૦૮૦૦૦ અઠ્ઠાવીશ લાખ અને આઠ હજારની તેમના તરફથી સખાવત થયેલી.

આ ઉપરાંત તેમણે પ્રકટ અપ્રકટ તો અનેક મોટા, નાના કામો કર્યા હશે જેની નોંધ આપણને ઉપલબ્ધ થતી નથી. પિતાનું દેવું તેમણે હક નહિ છતાં પાઈએ પાઇ ચૂકાવેલું. તેમના વસીયતનામામાં દશ લાખની મૂડી દર્શાવી છે તે હિસાબે તેમની આ સખાવત ઘણી ભારે હતી, એ તેમની અસાધારણ ઉદારતા દર્શાવે છે.

---

# પરિશિષ્ટ નં. ૨

## *પાંજરાપોળની સ્થાપના.

મુંબઈ શહેર સંવત ૧૮૮૦ (સને ૧૮૨૩-૪) લગભગમાં વ્યાપારની શરૂઆતમાં હતું. હજુ ત્યાં અનેક સંસ્થાઓની શરૂઆત કરવાની હતી. ત્યાં જૈનના મંદિરો અને વૈષ્ણવોની હવેલીઓ થઇ ચૂકયા હતા, પણ જનાવર માટે પાંજરાપોળની વ્યવસ્થા કાંઈ નહોતી. લૂલાં, લંગડાં, ઘરડાં, અપંગ જનાવરો ખાસ કરીને ગાય, ભેંસ, બળદ માટે કાંઇ સ્થાન નહોતું. જીવદયાપ્રતિપાળ મોતીશાહ શેઠે એ બાબતનો નીવેડો ભારે અજબ રીતે સિદ્ધ કર્યો. એમાં એમની કાર્યકુશળતા અને ધર્મવિશાળતા દેખાઇ આવે છે. એને લગતી હકીકત નીચે પ્રમાણે સંભળાય છે.

શેઠ મોતીશાહને એક વખત સંકલ્પ થયો કે—મુંબઈમાં પાંજરાપોળની મોટી જરૂર છે. ઘણાંખરાં ગામો કે શહેરોમાં એ કાર્ય જૈનો ઉપાડી લે છે. કોઇ કોઇ જગ્યાએ સમસ્ત વણિક મહાજન પણ એ કાર્ય ઉપાડી લે છે. મુંબઈમાં મોતીશાહ શેઠે એ કાર્યનો ઉકેલ અકસ્માત્ રીતે અથવા ગોઠવણ કરેલી રીતે આણ્યો. બેમાંથી કઈ રીત તેમણે લીધી હશે તેનો નિર્ણય કરવો મુશ્કેલ છે, પણ હકીકત નીચે પ્રમાણે બની કહેવાય છે.

એક પ્રસંગે તેમણે મોટી હવેલીના મુખ્ય ગોસ્વામી-(ગોસાંઇજી)ને પોતાને ઘેર પધરામણી કરવા વિજ્ઞપ્તિ કરી.

---

* આ હકીકતને આ પુસ્તકના પ્રકરણ આઠમા સાથે સંબંધ છે.

તે યુગમાં જૈન અને વૈષ્ણવો વચ્ચે અરસપરસ સહચાર બહુ સારો હશે એમ લાગે છે. મુંબઈ અત્યારના પ્રમાણમાં તે વખતે ગરીબ હતું. શેઠ મોતીશાહે ગોસ્વામીની પધરામણી આડંબરપૂર્વક કરી અને પોતાને હાથે પંદર હજાર રૂપીઆની રકમ તેમને ચરણે રૂપાના થાળો ભરીને ધરી. ગોસ્વામી આશ્ચર્યચકિત થઈ ગયા. તે વખતના પ્રમાણમાં એ રકમ ઘણી અસાધારણ મોટી લાગી હશે એમ જણાય છે. ઘરના ખરચાં છોકરાઓએ તથા સ્ત્રીસંડળે પણ સારી રકમ શ્રીજીને ચરણે ધરી.

ગોસ્વામીજીનો ખૂબ મોટો સત્કાર થયો. ગોસ્વામીજીએ હર્ષોદ્દગાર કાઢતાં કહ્યું : શેઠ! તમે પણ ખૂબ કરી. તમે શ્રાવક હોવા છતાં અમારો આટલો ભવ્ય સત્કાર કર્યો એ તો ભારે વાત કરી ગણાય! હવે અમ જોગ કોઈ કામ બતાવો.

વ્યવહારકુશળ શેઠ પગે લાગી હાથ જોડી બોલ્યા : સાહેબ! આપના પ્રતાપથી સર્વ રીતે આનંદ છે. આપને હું તે શું કામ બતાવું? પણ મારી એક વિજ્ઞપ્તિ છે:—મુંબઈમાં ઢોરઢાંખરને બહુ દુઃખ છે, કાંઈ ઊભા રહેવાનું ઠેકાણું નથી, જો એને માટે એકાદ પાંજરું થઈ જાય તો બહુ સારું.

ગોસ્વામીએ જવાબમાં કહ્યું: ઓહો! શેઠ! તમે તો ભારે મજાની વાત કરી. જનાવરની દયા માટે કરવું એ તો અમારું તમારું સર્વનું કામ છે. એમાં તે શી ભારે વાત છે?

શેઠે જવાબમાં કહ્યું: સાહેબ! મારે મન તો એ મોટું કામ છે, પણ જો તમારા જેવા મહાપુરુષ એવું કામ મન પર લે, તો ઢોરની પીડા સદાને માટે ટળી જાય.

ગોસ્વામીએ જવાબમાં જણાવ્યું: શેઠ ! એ કામ કાલે જ થઈ ગયું સમજો.

સર્વને મનમાં નવાઈ લાગી. આનંદથી પધરામણીનું કાર્ય પૂરું થયું. મેળાવડો વિસર્જન થયો.

બીજે દિવસે સવારે મંગળાના દર્શન વખતે હવેલી બંધ થઈ ગઈ. વૈષ્ણવ ભાઈઓના દર્શન બંધ થઇ ગયા. લોકોમાં હાહાકાર થઈ ગયો. 'મહારાજ રીસાઈ ગયા છે' એવી અંદર-અંદર વાત થવા લાગી. આગેવાન ભક્ત વૈષ્ણવ વ્યાપારીઓ એકઠા થઇ ગયા. શું છે? શું થયું છે? એવી ચર્ચા થવા લાગી. અંદર જઇ મોટા મંદિરના મુખ્ય ગોસ્વામીને પૂછતાં તેમણે જણાવ્યું કે-જ્યાં સુધી મુંબઇમાં પાંજરાપોળ ન થાય ત્યાં સુધી સર્વ વૈષ્ણવોના દર્શન બંધ કરવામાં આવ્યા છે.

મુંબઈની વૈષ્ણવ જનતામાં હાહાકાર મચી રહ્યો. તુરત મહાજન એકઠું થયું. જૈન, વૈષ્ણવ અને અન્ય સર્વ વ્યાપારીઓ મળ્યા. મુંબઈમાં પાંજરાપોળ મુંબઈ મહાજનને નામે સર્વ હિંદુ-મુસલમાન-પારસીઓ તરફથી કરવાનો ઠરાવ કરવામાં આવ્યો. રૂ, કાપડ, કરિયાણા, અનાજ વિગેરે સર્વ વ્યાપાર પર લાગો નાખવામાં આવ્યો. 'લાગો' એટલે ઈચ્છાપૂર્વક કબૂલ કરેલો કર. અને સર્વ વ્યાપારની એવી રીતે ગોઠવણ કરવામાં આવી કે વાર્ષિક આવક ત્રણ લાખ ઉપર થાય. એ પાંજરાપોળની વ્યવસ્થા માટે એક કમિટી નીમવામાં આવી. તેના પ્રમુખસ્થાને શેઠ મોતીશાહના પ્રથમ નોકર અને તે વખતના ભાગીઆ સર જમશેદજી જીજીભાઇ બેરોનેટને નીમવામાં આવ્યા

અને એ રીતે જોઈને ચાર વાગ્યા સુધીમાં સર્વ નિર્ણયો થઈ ગયા પછી શ્રીજીનાં દર્શન કર્યા અને સવારથી ભૂખ્યા રહેલા વૈષ્ણવઅનુયાયીઓ ચોટલા છૂટા થયા.

આ વાત સત્ય હોય તો તેમાંથી ઘણા શિક્ષણીય પ્રસંગો પ્રાપ્ત થાય છે. હિંદુ મુસલમાન વચ્ચે કેવો પ્રેમ હશે તે જાણવા યોગ્ય છે. પાંજરાપોળનું ખર્ચ સમસ્ત જનતાનું ફરજરૂપે પ્રાપ્ત થાય છે કે એના અંતરનું વહેણ છે. અમુક કાર્ય પાર પાડવા માર્ગે રસ્તો ઉપયોગ કરતાં કેટલો મોટો લાભ મેળવી શકાય છે તે એમાંથી જડી આવે છે. મુંબઈની પાંજરાપોળ અત્યારે પણ સાર્વજનિક છે, તેનાથી હજારો ઢોરો પળાય છે અને તેના કાર્યમાં પારસી, હિંદુ, જૈન, મુસલમાન સર્વનો સહકાર છે તેનું નિમિત્ત શેઠ મોતીશાહની ઉદારતા અને દીર્ઘદર્શિતા હોય તો એમની વિશાળ નજર માટે અને કામ પાર ઉતારવાની આવડત અને કુનેહ માટે કોઈને પણ માન ઉત્પન્ન થયા વગર રહે નહિ. સાદા વ્યવહારુ પણ અંતરની દયારુચિવાળા મનુષ્યો ઉત્તરોત્તર મહાદયાના ઝરા જમાના સુધી નભે જાય એવી સરળતાથી કાર્ય સાધવાના આવા માર્ગો લે એ તેના હૃદયની નિર્મળતા અને દયાની પ્રવાહસરિતા માટે માન અને ગૌરવ ઉત્પન્ન થાય એમાં નવાઈ નથી. અને પાંજરાપોળ જેવી સંસ્થા થાય તો તે માટે ગોસ્વામીની પધરામણી પણ યોગ્ય જ ગણી શકાય. જીવોની સુખસગવડ ખાતર થોડો ધર્મનો ભોગ આપવો તે યોગ્ય જ છે. એમાં મોતીશાહ શેઠની લાંબી નજર છે અને કાર્ય પ્રશસ્ય થયું છે અને સો વર્ષ પછી પણ ચાલ્યા કરે છે.

---



સુંબાઈ અગાસી બંદરમાં બંધાવેલું ભવ્ય દેરાસરજી.

# પરિશિષ્ટ ૩

## રામજી મીસ્ત્રીનો પત્ર

[ મોતીશાહ શેઠના મીસ્ત્રી રામજી મીસ્ત્રીએ ભાયખલા દેરાસરની બાબતમાં લખેલો કાગળ તેની અસલ ભાષામાં ]

સંવત ૧૮૮૪ ના ભાદરવા સુદ ૪ ના પત્રમાં સૂત્રધાર રામજી મુંબઈથી તેના મોટા પુત્ર નેમજી ઉપર મહુવા લખે છે. બીજું શ્રી મુંબાઇની હકીકત લખી છે તે જાણજો. કારખાનું દેરાનું તાકીદે ચાલે છે. સલાટ સોમપુરા જણ ૫ તથા કુંભાર કડીયા જણ ૪૦ ) તથા ઢૂંઢફોડા જણ ૧૦, દાડીયા મનીષ ૪૦ ને આશરે છે. તેના માથા ઉપર ઉપરી વાણીયા જણ ૩ તથા અમો ભાઈ રણછોડ વી. જમલે જણ ૫ ) ઉપરી છએ અને શેઠજી મોતીશાહ સવારનાં પોરમાં દન ઘડી ૬ ચડે ઘોડવેલ મધે બેસીને આંટો ખાઇ જાય છે ને પડકારો દઈ જાય છે. એ રીતે કામ દેરાનું તાકીદે થાય છે. માસ શ્રાવણ શુદ ૧ ને દીને તો દેરાનો પરધાર મંડપ તથા ચોકી શીકે કાળાપાણાનો તથા દેરાનો ગભારો તથા શિખર ૩ તથા ફરતો ગઢ લાંબો ગજ ૪૦ તથા પહોળો ગજ ૩૦ તથા ઉંચો ગજ ૭, તથા દરવાજા શીકે એ સરવે તૈયાર કરી દીધું છે ને ભાદરવા શુ. ૧૩ મંડપનુ કામ છાબ તળાંચાં સુધી આવ્યું છે. ભીંતનુ તે હવેથી મંડપના નાક વાળવા તથા ઘડવા માંડી છે. પાણા જેવા જોએ તેવા શ્રી પોરબંદરના મળે છે પણ મોંઘા પડે છે. પણ

શેઠ મોતીશાહ કહે છે પૈસા સામું જોવું નહિ. આપણે તો કામ તાકીદે લેવુશે માટે જે પ્રતિષ્ઠા માગ. શુ. ૬ ની છે તે ઉપર કામ સર્વે તૈયાર કરી લેવુ તે સારૂ તાકીદ ઘણી છે. બીજુ પ્રતીમાજી ૪ સફેદ આરસની પ્રતિષ્ઠા કરેલ ગજ ૧ ને આશરે ઉચી નમુને શ્રીકાર જેવી શ્રી અમદાવાદથી શ્રાવણ શુ. ૨ ને શ્રી મુંબઈ મધે આવી છે તે સામૈયુ બડી રીતે ચોથે કરીને વાડી મધે લાવી છે ને સંઘ સરવેને તથા કારખાનુ કડીઆ તથા દાડીયા શીકે જમાડે છે. બીજુ પ્રતિષ્ઠા શ્રાવણ શુ. ૫ નીરધારી હતી પણ અમદાવાદથી જવાબ આવો, તેણે લખ્યુ છે જે અમારે શ્રી મુંબઇ પ્રતિષ્ઠા ઉપર આવવુ છે તે શીયાળા મધે કરો તો અવાય પણ તમો ચોમાસામાં કરો તો અમથી ન અવાય–તેથી પ્રતિષ્ઠા અલશાવીને શીયાળા મધે ધારી છે. બીજુ વડનગરથી સાધરમી વાણીઆ ગલોશા છે તેને પણ તેડાવો તો તે પણ આવો છે, તેને પ્રતિષ્ઠા સુધી રાખો છો.

બીજું શેઠજી અમોને કેછે કે આપણે ટૂંક શ્રી સિદ્ધાચલ બંધાવવો છે. તે દિવાળી ઉપર તમો તથા અમો શ્રી પાલીતાણે જાઇએ ને દેરાની જાત્રા તપાસીને સુરત નીરધારીને વાણોતરને સુરત કરવાનુ કહિને પાછા પ્રતિષ્ઠા ઉપર શ્રી મુંબઇ મધે આવતા રહિએ તે આપણે પ્રતિષ્ઠા કરીએ ને શ્રી પાલીતાણે વાણોતર દેરાના પાયાનું ખાતમુરત કરે એ રીતે અમારી પાસે વાતુ કરે છે તે રીતનો મનસુબો છે. પછી તો શ્રી ભગવન કરે તે ખરું. જાણુમાં તો વસા ૧૦૦ ખરું છે ને વસો ૧ ખોટુ છે તે જાણજો. બીજુ અમ ઉપર શેઠજીનું ઘણુ માન છે શે માટે જે ભાઇ રણછોડને મુતછોડા કરો છે ને કામ ઘણી તાકીદ

સુ. સરવને ખખડાવીને લેવરાવે છે ને શેઠજીને સારૂ લાગે છે તે જાણજો. બીજુ અમો તથા ભાઈ રણછોડને મોં માગુ આપે છે ખાવાનુ તથા લુગડા. એ રીતે અમારી ખબર રાખે છે તે જાણજો. બીજુ માઝન તથા બીજા લોક સર્વે શેઠજીને કેછે જે તમારે મીશીતરી સારો મલો. તે કામ તાકીદે તૈયાર હેરૂ કરૂ. બીજો મલો હોત તો વરસ ૨ કરત ને રૂપીઆ ખાઈ જાત. તારે શેઠ કે જે પરશીધી સાંભલી. તારે અમોએ તેડાવી અતરે તે રામજી આવે ઘણુ સારૂ થીયુ છે. એ રીતે સરવે વખાણુ કરે છે તે જાણજો. બીજુ ભાઇ જાદવ તથા અમરચંદ તથા દલછારામ જણ ૩ ને શ્રાવણ શુ. ૩ ને મધે. ગામમાં શ્રી ગોડી પાર્શ્વનાથજીને દેરે પબાસણ આરસનું ચોડવા મોકલી છે પબાસણ શ્રી પાટણથી આવુ તુ. વરસ ૨ થીઆ, તે ચોડવા માંડુ છે ને ગભારા મધે ભોં પણ ચોડવી છે.

મૂળપત્રમાં ‘ ખ ’ નો ’ ષ ’ અને ‘ શ ’ નો ’ ખ ’ વાપરેલા છે તેમજ ‘ સ ’ નો ’ અ ’ તો બધે વપરાયેલા છે.

સંવત ૧૮૮૫ ના વૈશાખ શુ. ૨ સૂ. રામજી મુંબઇથી તેના વડીલ પુત્ર નેમજી ઉપર મહુવા પત્ર લખે છે એ રૂપીઆ શરપાવના ૨૦૦૦) આપ્યા છે ને રૂા. ૧૦૦) મશારાને પેટે આપ્યા છે. મશારો રૂા. ૫૦) જણ ૨ ને માસ ૧)ના આપે છે તે જાણજો. બીજુ હકીકત ભાઇ હરીના કાગળ મધે....બીજું અમો સર્વે સલાટ કાયાએ સારી પેઠે છીયે અને શેઠ મોતીશાહ અમ ઉપર ઘણુ હેત રાખે છે તે જાણજો. બીજુ કડા શરપાવના આવ્યા તે ભાઈ રણછોડ હાથમાં ઘાલે છે તે જાણજો.

---

# પરિશિષ્ટ નં. ૪

## "મુંબઇનો બાહાર"માંથી ઉતારાઓ.

[સને ૧૮૭૪(સં. ૧૯૩૦)માં શેઠ રતનજી ફરામજી વાછાના સદર પુસ્તકમાંથી મોતીશાહ શેઠ સંબંધી પ્રકરણ પૃ. ૯૬ થી ૧૦૫].

### શેઠ મોતીશાહની ઉત્પત્તિ.

સરાવક ગણાતના આ સકરમી સેઠીઆની કીરતીને મુંબઇની વસતીના પુરાતમ લોકો જોકે હજીતક ભુલતાંતો નહિં જ હસે. તોપણ તે પછેની અઓલાદમાં તેજ મીસાલે પરકાસતી રહેવાના હેતુથી તેમના એક નામની ઇઆદી હીંઆં નોંધી લઇએ છે.

ખબર મેલવતાં માલુમ પડેછેંચ કે આ સકરમી સેઠનાં બાવા સા. અમીચંદ સાકરચંદ ગુજરાત પ્રાંતનાં સહેર ખંભાએતમાં અસલ રહેતા હતાં. તાંહાંથી સવંત ૧૮૧૪ ની સાલમાં પહેલવહેલાં મુંબઈ આવેઆ. તારે તેમની વએ માંતરે. ૧૩ વરસની આસરેની હતી. મુફ્લેસીને લીધે, બચપણથીજ મહેનતના રોટલાં સોધવાની શોચણા રાખી કોઈ ઝહવેરીને તાંહાં ચાકરી રહેઆ જાંહાં. સાતેક વરસમાં મનની ચંચલાઇથી સારી રીતે માહીતી મેલવીને પોતે ઝહવેરીનો ધંધો કરવા લાગ્યા અને તાંહાંથી સરવે ઠેકાણે ઓલખાંણ પારતાં વાડીઆજીના નાંમીચાં ખાનદાનમાં પોતાનો પગ હેવાતો પેસારી લીધો કે

અરસપરસના વહેવારથી થોડી જ મુદતમાં અમીચંદ સેઠ વેપારીની સફમાં ભેલાઈ બેઠા. એ શેઠને ઘેરે બે દીકરીઓ ઉપરાંત પાછલથી તરણુ દીકરાઓ મલીને સઘલાં પાંચ ફરજંદો થએઆં. તેમાં દીકરીઓના જનમની ઈઆદી હાથ આવી નહી. પણુ દીકરાઓમાં વડા નેમચંદ સંવત ૧૮૩૪ માં, વચલા આ મોતીસાહ સેઠ ૧૮૩૮ માં અને નાધલા દેવચંદ ૧૮૪૦ માં અવતરેલા સંભલાએઆ છે.

અમીચંદ શેઠ કૈહુચ કે કરજદાર થાઇને જારે કઇલાસવાસ થએઆ તારે ઘર કુટુંબનો સરવે બોજો તેમના વડા દીકરા નેમચંદને માથે જે લધાઈ પડઓ તેને સંભાલી લેવાનો કાઇબી સજોગ બનાવવાની ફરજ તેની ઉપર ઉતરી કારણુ કે બાપનો વેપાર તો દેણુદારીને લીધે પરથમથીજ બંધ હતો. તેથી વાડીઆજી શેઠ હોરમજજી બમનજીને ઘેરના દલાલ થએઆ અને તેની કમાંણીમાંથી સાંટપણું સાચવીને સંસાર ચલાવતાં. વખતે જારે સારી વલાણુ દેખાડી તારે નીતી ભરેઓ થોડોક રોજગાર રચાવીને તેની બરકતથી પાંચ પઈસે પાછા સુખી પણુ થએઆ હતાં. મરહુમ શેઠ અમીચંદની રૂપબાઈ નામે એક સકલગુણી બાએડી હતી. તે જેમ પોતાના ભરતારની હઇઆતીમાં તેમજ તેના મરણુ પછે ઘર સંસારની સંપજ પરીવારમાં ઘણા જ ડાહપણુથી જ સાચવતી હતી.

તેથી તે બાઈ ઘણી જ ભાએગસાલી ગણુાય અને તેજ માવતરની રૂડી સલાહથી નેમચંદસાહ ચાલેઆ કીધા. તો સહેજ વખતમાં પોતાની નાતના એક શેઠીઆબી ગણાએઆ પણુ અફસોસ કે તે બીચારાની હઇઆતીએ જાહજોવાર નહિ

નીભાવે આને લીધે સંવત ૧૮૬૯ની સાલમાં ૩૫ વરસની ઊંમરે પોંહચવા ટાંકણે કેટલાંક રૂડાં કાંમ ઉઠાવી લેવાની ઉમેદ પૂરી પાડે આવના ભરજુવાંણીમાં મરણ પામેઆ અને તેની પુંઠે તેજ સાલમાં બીજાં તરણ અતલગાંઓએ કુદરતી મોહોતથી ભોગ આપેઓ તેઓમાં એક તો તેમની મા રૂપબાઇ, બીજો તેમનો નાધલો ભાઇ દેવચંદ અને તરીજો ગુલાબચંદ નાંમનો વડો દીકરો જણાઓએ છે. પણ નેમચંદના નાધલા દીકરા વીસેની કાંઈજ હકીકત નહીં મલીઆને લીધે તેની નોંધ અજવાલે આવતી અટકી છે.

જો કે નેમચંદ ગુજરેઆ તારે આ સકરમી શેઠ મોતીશાહ ૩૧) વરસની વએ પોંહચેલા તોપણ તેવનથી પોતાના મરહુમ ભાઈના જેહવી ચાલાકી કદાચજ વપડાઈ સખવા જેવી જમાણુત. તે વેલા કાંઇજ આપતું નોહતું. તે વાત શેહુજ વખતમાં આ શેઠીઆએ સુગે મોહડે હેવીતો દેખાડી દીધી કે પોતાની ઊપર જારે ખટલો આવી પડેઓ તારે ગંભીરાઇથી તેને ઉચકી લઇને થોડા જ મહીનામાં આખી મુંબઈને પોતે પસંદ પડતાં થએઆ, કેમકે સંવત ૧૮૭૫ના સાલ સુધી લગભગ છ વરસના ટુક અરસામાં ચીનનાં બોહોલા રોજગાર માટે તરણ ડોલી મોટાં વાંહાંણો પોતાની ખાસ પુંજીમાંથી ખરીદીને વેપારને વધારી મેલેઓ હતો. જેમાં એકતો દમનખાતે બંધાએલું ટન ૪૩૦નું કોંણુડ-દે-રીઓ પારડો, બીજું સુરતમાં બંધાએલું સાહ ચલેબીવાલાનું ટન ૬૬૭નું કારણ વાલીદ અને તરીજી સકુનર સઇઅંડખાન હતી. જં પછે સુંબઇની ગોદીમાં સકુનર લેડી ગરાંટ ખરીગ મોતીચંદ અમીચંદ તથા ચીનના કાંસતાઓ ખતે-

ફરવવાં માટે ૫૦) ટનની નાધલી ઓમબે નામની સકુનર બંધાવી તે ઉપરાંત ગામડી બતેલાઓ તથા ફતેમારીઓના ખુદ ધણી થાઈ પડેઆ હતા અને તે પછે વેચાએલાં વાહાંણો નામે હોરમજજી બમનજી તથા એડમાંણીસટન બી એજ શેઠીઆએ ખરીદ કરી લીધાં હતાં. હાવી જાહોજલાલીએ પોંહચેઆ તેની આગમજથી જ વાહાડીઆજી શેઠ હોરમજજી બમનજીનું ઘેર પરમાણીક દલાલ તરીકે સારી નીતીથી સાચવી રાખેઆના પરતાપથી આ શેઠે એવીતો હોરમત હાંશેલ કરી લીધેલી હતી કે મજકુર વાહાડીઆજી સાહેબ જારે સંવત ૧૮૮૨ ની સાલમાં બેહસતનશીન થયાં, તારે તેમના તરણે દીકરા નાહાની-વએના હોએઆને લીધે કુટુંબમા બીજાં ઘણાક પીતરાઇ ભાઈઓનો વસીલો હાજર છતાં પોતીકા વેપાર ખાતાનો તથા ઘરસંસારનો બોહલો વહીવટ આ મોતીશાહ શેઠનાં વીસવાસપણામાં નીરભએ સોંપી ગયા હતાં. જે કામ તેનાએ એવીતો બાહાદુરી તથા ઈમાનદારીથી બજાવીંઆ કીધું કે જારે તે વારસો જેમ ઉમરે પુગેઆ તેમ તેઓનો બાપીકો વહીવટ તેમને સપુરદ કરી મોહોટું માન મેલવેલ હતું. અને તે પછેળી પોતે વઇકુઠવાસ થયાં તાંહાં તુલીક વાહાડીઆજીના ઘેરની દેખરેખ કવચીત ભુલેઆ નહોતા. કેમકે જારથી તેમનાં હસતકમાં વહીવટ આવેઓ તારથી દરરોજ એક ફેરો તેમને તાંહાં મારવાનો જે પથંગો પોતે પાડેલો હતો તેજ રાખેતો વહીવટ છોડેઆ પછેળી હઇઆતીની છેલી ઘડી સુધી જારી રાખેઓ અને તો જે કે મરહુમ વાહાડીઆજી શેઠ બમનજી હોરમજજી તે વખત પર સઘલી પરકારનું કામ

ચલાવી સખવા લાએકના પુરવીણ હતાં તોપણ મોતીશાહની રૂડી સલાહ તો હરેક વાતમાં તેવણ સદા લેતા હતાં. માટે એ ઘેર સાથેનો સંબંધ અરસપરસ સધાએલો રેહેવામાં તે વખતનાં જવાંણ વાહાડીઆ જાદાઓને અચ્છો લાભ પરાયત થતો હતો.

આ મોતીશાહના હાથમાં ભાઈના મરણ પછે જેમ વખત આવતો રહેઓ તેમ તે ઉપર તેઓએ એવાંતો પગલાં મેલવા માંડયાં—કે થોડી જ મુદતમાં મુંબઈખાતે વાંણીઆ માહજણની વચે એક વગવાલા મોહોટા બલવંત વેપારી તથા સાહુકારીનું માન હાંસલ કીધું. અને તેવણની પુખત સલાહ સું યુરોપીઅનો તથા દેશી વેપારીઓને ઘણીજ કીમતી જણાવા લાગી.

મરહુમ સર જમસેદજી જીંજીભાઇ બારોનેટ સાથે આ શેઠને એવીતો પરીતી જોડાઇ રહી હતી કે તે બેહુ સાહેબો જાણે એક જ જીગરમાંથી ઉતપંન થએલા હોય તેવા એખલાસથી વેપારનું મહાભારત કામ એકસરખાં વીચારથી જે સંપુરણ રીતે તેઓ પાર ઉતારી સખતા હતાં. તેનું વરણન જેટલું જણાવીએ તેટલું થોડું જ કેહવાએ કેમકે તે વખત ઉપર પારસીઓમાં જેમ મરહુમ બારોનેટ સાહેબ તેમજ હીંદુઓમાં આ મોતીશાહ શેઠ પહેલે વાગેના પરમાણીક વેપારી તથા વાંહાંણાવટી ગણાતા હતાં અને તે સાહેબોના બોહલા વેપારને લીધે હજારો માણસોની રોજી બી ચાલતી હતી તેમાં નાત-જાતનો કશોએ અંતરો જાણેઆવના સરવેની સરખી આંખે જોઈને મહેરબાણ દીલથી પાલતાં હતાં. એટલું જ નહિ પણ પરજા ઉપીયોગીના હરકોઇ કામના બી સરવેથી પહેલાં દરજજાની આગેવાંની તેઓ જ લેતા હતાં.

સકરમી પીતાનો સુપુત જાણવો હોય તો આ લાએકીવાલા શેઠ મોતીશાહ કરતા બીજો ભાએગશાલી કોઈને કદાચજ મલી આવશે એને વખતે જગમાં હેવા ઘણા બી થઇ ગયા હોય તો તે વીસેની કસીબી અભેમાની રાખેઆ વીના જણાવીએ જ કે આ શરીમંત શેઠના બાપ જે કરજ રાખીને મરણ પામેઆ હતાં. તેની સાથે જો કે–અંગરેજી ધારા મુજબ તણાને કશું લાગતુંવળગતું નોહતું તોપણ કુદરતથી ઉતરેલા નીતી કાઅંદા મુજબ તે દેવાનો હક અદા કરવાના હેતુથી તે મરહુમને જુદો વેપાર પોતાના હસતકમાં ચાલુ રાખેઓ હતો. જેમાં સાચી દેઆંનતે સચવાએલી ધારણા જારે રૂડી પેરે પાર ઉતરી તારે તેના વધારામાંથી માગનારાઓને ચુકવી આપી પોતાના પીતા ઉપર કજાથી ચોટેલો દાઘ સફાઇ કીધો અને બાકી બચેલું નાણું ધરમખાતામાં વાપડી દીધું માટે હાવી એદાહેત સરવે કોઈના સકલગુણી બેટાઓને વાસતે ચાહીએચ કે–તેઓએ આ મોતીશાહને મીઠીને જાહોજલાલી ભોગવવી હોએ તો તેમના હાવા રૂડા ગુણો પરથમ પકડી લેવાં.

ઉપલી વાત હમોતો એક કાંહાંની જેવી જાણતાં હતાં. પણ તે વીશેની ખાતરી મેલવવાનો અંચીતેઓ અવકાશ જારે મી ડોસાભાઈ હોરમજજી ડાલાખાઉ નામના એક પારસી ગરહસથની ચાકરીમાં રહીને તેમની સાથે હમો ચીન ગએઆ તારે તેનાની આડટે આગલાં વરસો પર આ શેઠીઆના હસતકથી તેમના પીતાને નામે રકમબંધ અફીન વેચવા માટે નોંધાઈ આવેલું તેમના જુના દફતરો તપાસવાની જોગવાઈ મળે આ ઉપરથી માલુમ પડેલું હતું. માટે સાંભળેલી વાત જે શખમાં

આ હતી તેની તે હકીકાતનો પુરતો ટેકો મલે એ તારે તેના આધારથી આ શેઠની કીરતી ભરેલી એક રૂડી કહેવતને હીંઆ નોંધી લીધી છે.

સકરમીપણાની સારી સોચનાં આ શેઠીઆએ હેવી રીતે સંઘરી-રાખેતી કહેવાઇ છે કે-દરરોજ સહવારને પરોહડીએ અનાજથી ભરેલો ધાતુનો એક વાટકો અને તેની સાથે કાંઇક રૂપાનાણાની દક્ષના હાથમાં લઇને ઓટલા ઉપર આવી ઉભા રહેતા અને તેટલામાં જેણી બરાંહમન તેમની નજરે પડતો તેને દાન આપીને પછે બીજે કામે વલગતાં હતાં. અને તેટલી સખાવતનાં પુન પરતાપથી જેમ દરવીઅની વરધી થાઇ તેમ ધરમ ખાતું વધારતાં રહી દરરોજ ભીખસુખ લોકોને પેટ ભરતો અનાજબી વહેચવા માંડયો તેમાં પાંચેક ફરાની ખેરાત અપાએઆ કરતી હતી. અને કોઇ કોઇ ગરજવંતાઓને પઇસા-થી બી સંતોસ પમાડતાં હતાં. આ ટાપુ ખાતે નધણીઆતા થાઇને રહજલતાં કુતરાઓને કોક શબબથી મારી નાખવાનો સરકારી કાએદો લાંમબી મુદત થાઇ અમલમાં આવેઆને લીધે દેસી લોકોમાં જે કમકમાટ ઉપજેઆ કરતાં હતાં તેના નીવારણ માટે આ ધરમાતું શેઠીઆએ બીજા દેસી ગરહસથોની મસલતથી નામદાર સરકાર સંગાથે હેવી સહમજુતી કીધી કે બીચારા કુતરાઓને મારી નંખાવેઆને બદલે જીવતાં પકડી આપવા કે તેઓને સવાધીનમાં લઈ હમારી મહાજનને ખરચે ગામ બાહેર હમો મોકલી દઈએ. જે વાત સતાવાલાઓએ કબુલ રાખી તારથી તે પરાણીઓનો ઘાત થતો બચેઓ પણ તે ઉપરથી આ દએઆલુ શેઠના મનમાં એક શુભ વીચાર હેવો

ઉતપન થએઓએ કે હરેક જાતના પશુ તથા પખસી જાણવરો જે અસકતો હોએ તેઓને પણ એક અલાહેધાં મકાણમાં રાખીને જાથુક પાલવા જે વીચારને હીંદુનું માહજણ સાથે પારસીના સેઠીઆઓબી જારે એક મલતા થએઆ તારે આ સરીમંદ શેઠ ભેગા આપણા મરહુમ હીંદી બારોનેટ સર જમસેદજીની રૂડી કોસેસથી સંવત ૧૮૯૦ ની સાલમાં એક પાંજરાપોલ અતરે ઉભી થાઈ. અને તેના જાથુક નીભાવસ માટે જે લવાજમ લેતો કરવાની ગોઠવણ બંધ બેસાડી તે ઉપરાંત હીંદુઓની મહાજણ તરફથી પહેલવહેલાં હુઘરાંણાની મારફતે એક શાખસશી રકમ જે ભેગી કીધી. તેમાં આ શેઠીઆએ હેઠલ જણાવેઆ મુજબની સખાવતથી પોતાની કીરતી દીપાવી રાખી છે તેની વિગત હુઘરાણાની ટીપમાં પોતીકા મરહુમ પીતા શેઠ અમીચંદ સાકરચંદના પુન કાજે પોતે દીધેલા–રોકડા રૂપીઆ–રૂ. ૧૮૧૨૫) કાવસજી પટેલવાલી વાડી એ કારણ માટે વેચાતી આપી તે માહેલો કેટલોક ભાગ પોતે ખંડી લઈને એજ ધરમ ખાતે બખસીંદા કીધો. તેના રૂ. ૩૯૨૨૫) એમારતોના બાંધકામમાં ઉઘરાનથી થીએલા વસૂલાત કરતાં વધારે ખરચાયેલા તેબાબે વહીવટદારોના પુછાવેઆ ઉપરથી આ સખી શેઠના દીકરા શેઠ ખીમચંદભાઈએ પોતાની ગણાતવાલાઓ પાસેથી જોગવાઈ મલતાં જમે લેવાનું કેહવડાવીને પોતાના અંગપર અંગેજી લીધા તે રકમ પાછલથી તેમને મલી હોએ અથવા નહી તેની ચોકસ ખબર હાથ આવી નથી. રૂ. ૩૬૧૦) પાંજરાપોલના ધરમી કામની શરૂઆત સંવત ૧૮૯૧ માં થાઈ તારથી તે સંવત ૧૮૯૫ સુધીના પાંચ વરસમાં પોતાને તાહાંના વેપાર ઉપર

લાગુ પાડેલા વેરાને હસાબ આપેલા રૂા. ૯૩૬૦) પસુપરાંણી-ઓના પાલણુ માટે આ શેઠીઆ તરફથી થાએલી સખાવતના રૂા. ૭૦૩૨૦) ઉપરાંત હાવું માહતરત ધરમખાતુ ઉભુ કરવાની જે કાલજીથી કોસેસ લેવાઈચ તે લાખો રૂપીઆથી બી વધારે કીંમતની વખણાઇને આજે લગભગ ચાલીસ વરસની ઊંમરે આવેલુ જેવી આબાદ હાલતમાં દેખાયેચ તેવુ જ તે ઘણી લાંમબી મુદત નીભેઉ રેહસે હેવી તેની સ્થીતી ઉપરથી આશેઆ રખાએ છે. જણુાવરોના સમાસ માટે હીઆનુ મકાંણ જારે અગવડ ભરેલ માલુમ પડેઉ તારે છાસટી માંહેલાં ચીમારગામમાં પોતાની ઓહોલી જગેઆ હતી તે પણ આ સાહેબે સખી દીલથી ચંદરોકાલ સુધી બખસીંદા કરી તેઓની સગવડ સાચવી આપી છે. આ સરીમત શેઠીઆએ સકમાઇથી સઘરહ કીધેલા દરવીઅ માહેલો મોટો ભાગ પરજા ઉપીઓગી ધરમના કામો માટે વાપડેલો જે સંભલાએઓ છે. તેની કોઇ ચોકસ ટીપ કદાપી હમારે હાથ આવી હોત તો તે કીરતીના આભુષણથી આ નોંધને સારો સીનગાર થાઈ પડત પણ તેટલી ખુટને લીધે તેમની નેકનામીમાં કસીએ ખોચ નહી જોતા જણાવીએચ કે પોતીકા ખુદ ધરમનાં માનખાતર ભગતી માટે કેટલાક મહાભારત મકાંણો (જે સરાવ-કોનાં અપાસરાને નામે આ ટાપુ ખાતે ઓલેખાતા ધરમના મકાંણોની ટીપમાં દાખલ થાએલા છે. તેનાએ બંધાવેલાં હજી સુધી તેમની ગણાંતના લોકોને સોભા આપતાં સલામત રહેલાં છે—એ ઉપરાંત પાલીતાણામાં સરાવક લોકો તથા તેઓના ગોરજીઓનાં ઉતારામાહે રૂા. ૮૬૦૦૦) ખરચીને સંવત ૧૮૯૭ ની સાલમાં એક મુસાફરખાન બાંધી આપેઉં હતું અને તે પછે તાંહાંના

પહાડ ઉપર દેરાસરજી બાંધવાનો આરંભ કીધો જે તઈઆર થવા આવેઆ તારે તેની સથાપણા-પોતે જાતે જઈને કરવાની મોટી ઉમેદ જે ધારેલી હતી તેમાં કુદરતી હરકતથી એકાએક બીમાર થાઈ પડતાંજ અજલનો કાશદ આવીને હેવીતો તાકીદ કરવા લાગ્યો કે પોતાની સુભ મતલબ પુરી પાડવા જેટલોબી અવકાસ મેલવેઆવનાં સરજાએલી હોનારતને આધીન થાઈ સંવત ૧૮૯૨ ના ભાદુવા શુદી ૧ ને રવિવારે ૫૪ વરસની ઉમર મોટી હોરમન તથા જાહોજ્લાલી સહીત ગુજરીને સદા અખઇ રહેવા માટે વઇકુંઠ તરફ શીધારેઆ. આ મરહુમ સાહેબે પોતાના સઘલા સદગુણોની સાથે હઈઆતીની છેલ્લી ઘડીએ એક પુન ભરેલું માહભારત કામ હેવું તો બજાવેઉં હતું કે તેમની સંગાથે લેણદેણ કરનારાઓ તથા ઘરના માણુસો વગેરેના ખાતાઓ તપાસતા જે જે સખશો આપી નહિ સખે તેહવા ઘણાક લોકો ઉપર પોતાના લેણાં નીકલતા જણાએઆ તારે તેટલાં ખાતાઓ (જેમાં હીંદુ પારસી મુસલમીનો તથા ખરીસટીઅનો બી હતા) સદરોકાલ સુધીના અભરામ કુલનદાવાની રૂહે પોતાની હજુરમાં માંડી વલાવેઆ કે પાછલથી તેમના વારસનાં કસો દાવો તેહવા અશકતો ઉપર કવચીત રેહજ નહિ અને તે સરવેનો સરવાળો જારે લેવાએઓ તારે શાંભલવા મુજબ લગભગ એક લાખ રૂપીઆથી બી વધારેની રકમ હઇડ નહિ ધરતા કીધેલી બખશેશનું પુણ પોતાની સંગાથે લઇને મએઆ અને બાકીની શરવે દોલત (ધારેઆ મુજબ પાંત્રીસ-લાખને આસરેની) એક પુરા દીકરા અને હકવાર વારેસ શા. ખીમચંદભાઇને સોપતા માએના પેટથી જેહવાઆવેઆ હતા

તેહવાજ ખાલી હાથે પણ કીરતીભરેઆં કાંમોંની નેકનામીના પમરાતને સાથે બાંધી લીધો હતો.

શેઠ મોતીશાહની આખી જીંદગીમાં પરમેસવરથી બખસેસ પામેલા માતરે એકજ દીકરા શા ખીમચંદભાઈનો જનમ સંવત ૧૮૬૦ ને સાલ થાએલો સંભલાએલો છે. બાપની હઈતીમાં જો કે એ ભોલા મનનાં ભાઈસાહેબ પુરતી વએ પોંહેચેલા હતાં તે છતાંબી તેમની સાથે વેપાર–વણજના વહીવટમાં કોઇ દહાડે કામ લાગતાં જણાએઆ નોહતા કેમકે ઘણું કરી દીવસ તથા રાતનો મોટો વખત ભગતી પુંજામાં રોકી રાખીને બાકીનો અવકાશ એકાંતપણે ગુજારતાં હતાં. પણ તેમના મરણ પછે જારે ખુદ માલેક થએઆ તારે તેમનો રચેલો રોજગાર આટોપી લેવાના હેતુથી સંવત ૧૮૯૨ની આખેરીએ જાહેરમાં આવીને સરવે લેણદેણ શા ખીમચંદને નામથી પોતે ચલાવા માડેઊં. પાલીતાણામાં બંધાઇને તઈઆર થાઇ રહેલાં દેહરાંસરની સ્થાપણા કરવા સારૂં બાપની વસીએત સુજબ આ જવાન શેઠ સંવત ૧૮૯૩માં મુંબઈથી મોટો સંઘ લઇને તાંહાં સીધારેઆં તારે તેમાં સામેલ રહેવા માટે ગુજરાત–સોરઠ–મારવાડ–કચ્છ તથા ઘાટ તરફના પોતીકા નાતીલા સરાવોકોને કંકોત્રીઓ લખીને નોતરેઆ હંતા. હાવો મોટો સંઘ જારે પાલીતાણામાં ભેગો થએઓ તારે ૧॥ લાખ આસામીઓની ગણતરી કહેવાઇ હતી અને તે લોકો તાંહાં દોહોડ મહીના સુધી રહેઆ તેટલા અરસામાં આ શેઠ ખીમચંદભાઇને સઘલો મલી રૂ. ૭) લાખનો ખરચ થએઓ હતો. આ અવસરમાં મોટી ખુબી એટલી જ જણાઇ હતી કે હાવી જગોપર ગામની વસતી ઉપરાંત બાહેરના

લોકોની ગીરદી છતાં એકનો ખાધા પીધાનાં સુકાલ સાથે સરવે સંણુતોસ પામેઆં અને બીજું એ કે ધીચ મેલાવડાથી પરમેસવરની કીરપા એટલી ઉતરી હતી કે–કોઇનો જાતનો તથા શરીરને કશી હરકત પોંહોંચી નોહતી સીવાએ સંઘ કાહડી લઇ જણારા શેઠની મહેરબાંણુ માટેશ્રી જેવન કુદરતી બનાવથી તે પવીતર મકાંણુમાં સવરગવાસ પામેઆં હતાં. બાકી સરવે લોકો ખેમ કુશલતાથી હસતે મોહડે પોતપોતાને મકાંણે પાછા ફરી વલેલા સાંભલેઆ છે.

સીપાઈ પાસે તેજી અથીઆરની સાથે કવાએતની કલા હોવાથી રણુમાં જેમ સુરાપણાનું માન તે મેલવી સકે છે, તેમજ વેપારીને પાસે તેવાં કામની કુનેહ તથા ગણુતરી જેવા મજબુત અથીઆરો જે ગણુાએ છે તે સચવાઈ રહેલાં હોએ તારે જ તેના રશીલા ફલ ચાખેઆમાં આવે છે. પણુ આ શેઠીઆનો સઘલો અવકાશ ભગતી પુંજામાં રોકાએઆને લીધે વેપાર વણુજના વીચારની ગેરહાજરી જામેઆ ઊપરથી મરહુમ શેઠ મોતીસાહના ઘણાજ હેતુ મીતરો તથા ખેરખાહ શેવકાંએ બોહલા વેપારમાં પડેઆ કરતા હાથ આવેલા દરવીઅને વીઆજ વટાવથી ખીલવી રાખવાની રૂડી સલાહ તેમને આપી હતી. જે વાત આ ખીમચંદ ભાઇના હકમાં જે ખરેખરી ગુણુગારી હતી તેને આસંથાસે ભમતા કેટલાક મતલબીઆ-ઓએ પોતાના હાથમાં ચરવાનું ખેતર આવેલું જતું રહેવાની ધાસતીથી સવીકારવા દીધી જ નહીં. અને બની તેટલી ચુકતીઓ વાપડીને તેવી સારી સલાહ આપનારાઓના સબંધમાથી શેઠીઆને અલગના અલગ રાખતા રહેઆ. ખીમચંદભાઇનો શીતારો

જાહાંસુધી ખુલંદ રહેઓ તાંહાંતકલીકતો સાહુકારી રીતના સુધા વેપારવણજના કામમાં તેવણુ ફતેહમદ ઉતરતા જણાઅંઆ પણ તેની સાથે નાસકારક સટાની સોડ સાધીને તેજી મંદીના ફાટકની બુરી રમત પર ફરવા માંડેઊં. તારથી લક્ષમી માતાનું દીલ એક તો કચવાટ પકડતું દેખાવા લાગું કે જે વખતપર બીજા વેપારીઓ ખરા રોજગારમાં નફો—હાંસેલ કરે. એટલું નહિ પણ પોતાને હાથ રાખેલો બાપીકો રોજગાર બી બીગાડતો ચાલેઓ તે ઉપર આ અસીલ તોખમના માહપુરૂસથી અવતરેલા પુતરે કાંઈ જ લક્ષ નહિ આપતા કાચી સહમજના કેટલાક બુધીઆ અકરમીઓના હાથ પર એક રમકડું થાઈ બેઠાથી સીતારો જારે કમબખતીના ઘેરમાં આવેઓ તારે રૂડી સલાહ આપનારા સાહેબોની પરથમ જામેલી અગમચેતી હેઠલની કવીતા સુજબ આલંમમાં આસકાર થાઈ. જેમ વખત ગએલો પાછો આવેઓ નહિ તેમ ફરેલી બુધીમાં તે ફાવેઆ નહિ.

મરહુમ શેઠ મોતીસાહનો બોહલો વેપાર બીજા દેસાવરો કરતાં ચીન ખાતે સરવેથી ઘણો મોટો હતો. અને તે કામ માટે તેઓએ બે અથવા તરણ ઈમાનદાર આડતીઆઓ બી થેડવી રાખેલા હતાં જેઓ માંહેલા ઉપર જણાવેલા ગરહસથની ચાકરીમા આએ નોંધ લેણાર હોઆએઆથી તે નીસચેપણે કહી સખેચ કે તેથી કરી એકબીજાને અરસપરસ લાભબી મલતો હતો પણ જારથી વહીવટની લગામ ખીમચંદભાઈને સવાધીન થાઈ તારથી તેઓ ઉપરાંત બીજા ગણાક આડતીઆઓ તેનાએ વધારી મેલીઆ હતા વીશે તો કોઇની કસી જબરદસતી ચાલી સખેચ નહિ. કેમકે ઘણીએ વખતે હેવીબી નેમ રાખેલી હોએ કે તેમના હાથથી ઘણા જણાઓને રોજી મલે. પણ આ વાત પર ધેઆન

લગાર પોંહચાડવું જોઈતું હતું કે જેમ મુહબલક માલ પર ચુંટણુ હાથ વેહેંચાઈ જાએ તારે તે વેચવા ઉપર સરવેને ઉતાવલ થાએ. અને તેથી બને એમ કે તે માહેલો એકાદી આડતીઓ ઘણીનું સારૂં જાણી તેહવા કોઈ સમની વકીએ થોભેઓ હોએ તો તેની ધારનાં કવચીત પાર પડેજ નહિ માટે તે કરતા તો બેહતર એજ કે તેહવું બોહલું કામ જેમ બને થોડેજ હાથ જવું જોઇએ. જેમકે તેહવા વખત ઊપર આપણાં હીંદી ઉમરાવ નેક નામદાર મરહુમ સર જમસેદજીનો સરવેથી ઘણોજ મોટો વેપાર તાંહાંની માતરે એકજ નાંમીચી પેહેડી પાસે જતો હતો તેમાંથી તેનું રૂડી પરિણાંમ તે સાહેબ જોતા હતા. તેહવાં જ પગલાં ઉપર એ સાહેબ બી ઉસતવાર રહી ચાલેઆ હોત તો પોતાના પીતાં કરતાં સરસ તો નહીંજ પણ તેટલી નામવરી ખચીત મેલવી સખતે પણ ઉપર જણાવેઆ મુજબના કેટલાક મતલબીઆઓ પોતાનાં ખીસાં તર કરવા માટે તેમની આસેપાસે માંખીની પેરે ભમતાં ફરતાં હતાં. તેથી તેમનાં કાંમનો અતીસીઅ બીગાડો થાતો રહેઓ જે વીશે હમો ભુલતા નહી હોઇએ તો ચીનમાં હમારી હાજરી અસતાં એક કુકણી મુસલમાંન જે ઘનુકરી કોઇને તાંહાં અસલ બુટલેરપણામાં હશે. તે પરચુટન માલના ટુંક ધનધાસર તાંહાં આવતો હતો જેને કોઇવાર અફીણુની પેટી તો શું પણ તે માહેલી એક ગોટી વટીક નજરે જોએલીજ નહિ. તેહવા એક બાણુકોટી ઉપર કોઇ ખુસાંમદીઆની ભરભલાંમણ પોંહચે આથી આ ખીમચંદભાઇએ ભોલાઈપણે એકી રકમે એકજ વાંહાંનમધે મુંબઇથી માલવી અફીનની પેટી ૨૦૭ અને તેટલીજ રકમ બંગાલી અફીનની

કલકતેથી ચહડાવી મોકલેલી જારે ગોઠાગોઠ તાંડાં આવી પોંહતી તારે લોકો તો હાવો મામલો જોઇ ઘણુંજ અજબ થએઆં કેમકે તેઓ સઘલા સારી પેઠે જાણતાં હતા કે આ નોધ લેણુંર જેમની ચાકરીમાં હતી તે શેઠ તેમનાં બાપની વખતનાં ઘણુંજ પુરાંણું આડતીઆ કેહેવાતા હતા તેની ઉપર બી કોઇ વખતે એટલી સંખીઆ એક રકમે આવતી નોહતી તે ઉપરથી સાંભ- લેઆ પરમાંણે તાંડાંવાલા ઘણુ જણુંઓએ આ ભોલા શેઠને ખોલાસાથી લખી બી વાલેઉ હતું. પણ તેઓનું કાંઇજ નહિ સાંભલતાં પોતાને સલાહ આપનારાઓની મરજીને વશ થાઈ તાર પછેથી રકમબંધ કામ તેની ઉપર ચાલું રાખેઉં. પાછલથી કેહેવું જણુંએઉં હતું કે હાટલી બધી જ્યાંબધ હુકસાઈ ખાતાં તેને અંતે ભેઇમાંણી તથા નીમબહરાંગી કરીને આ શેઠીઆની મોહટી રકમ જે હજમ કરી ગઓએ તેમાંથી એક દોકડો બી તેવણુ પાછો મેળવી સખેઆ નોહુતા માટે પાછલથી હાવી રીતનાં અંધેર (જે માહેલો આ એક જ દાખલો જે નજરે જોવામાં આવેઓ તેજ નોંધેઓ છે. પણ તેહવા બીજા ઘણું હોવા જોઇએ) કાહરેબારીથી બાપીકી સકમાઇની રાબશી દોલત ૧૬) વરસના વહીવટમાં ગુમાવેઆ ઉપરાંત મોહટી રકમનું કરજ માંથે હારીને સંવત ૧૯૦૮ ના સરાવણ વદી ૧ ને વાર રવેણને રોજ નાદાર થઇને લેણદેણનાં ચુકાદા માટે બંધ પડેલો હીસાબ સારાં માણસોના વીસવાસપણાને સપુરદ કરી બેઠા. આ બીના જે બની છે તે ખરેખરી અફસોસકારક સહમજી જણાવીએય કે ફડચાં કરનારા સાહેબોએ વસુલાત જમા કરીને ઉપજેલી અસકંઆંમાંય મધેથી માગનારાઓને પેહલી વેંહેંચ-

ણીમાં સંવત ૧૯૧૦ ના વઇસાક શુદ ૧૫ ને શુકરવારથી દર ટકા ૧૨ા લેખે. અને બીજો હફ્તો સંવત ૧૯૧૧ ના વઇસાક વદી ૩ ને શનીવારે ટકા ૭ા લેખે મલી કુલ ટકા ૨૦) લેખે ચુકાવી દીધા હતાં. આ નોંધ લેનાર ખચીત કરી વીસેસ દલગીરી એટલીજ દેખાડેય કે તેની નાકેસ કલમથી શેઠ ખીમચંદભાઇની કારકીરદી વીસે કાંઈબી સારાસ વરતાવનારા એક ખરા સુરબીના અસરાફ દીકરાને ધોકો પોહચેઓય તેનું દરદ હઇડે ધરી હીંઆં લીધી છે કે જે ઉપરથી તેવા મતલબીઆનાં ફ્રેબમાં કોઇ સાહેબ ફસતા હોએ તેનાને આટલી સાહુચેતી કામ આવે. નોંધ લેનાર પાર નીકલી સખેઆ નથી. પણ બીજા હાથ ઊપર લગાર સંતો રાખી પાંમેચ કે હાવી રીતની ખરી કેફ્રીએત હવે પછે. બાપીકી આઇતી દોલત મેલવનારા ભોલા સાહેબોને વાસતે ચાણાક ભરેલી એક ચેતવણી થાય અને તે ઉપર જેબી સાહેબ સારાં ધઆંનથી લક્ષ આપતાં રહેશે તો તેમાંથી અઇનદે તેઓ ફાએદોજ મેલવી સખશે.

મોતીસાહના અપાર પુન આડે આવેઆને લીધે જો કે ખીમચંદશાઈ હસતકની સઘલી મીલકતો તેમનાં દેવા માટે તરસતપણામાં સોંપાઈ ગયા છતાં સાંભલેઆ મુજબ સરવે માંગનારાઓની મનજુરીએતથી કોટ મોહોલા બજારગેટના મોહ-લામાં આવેલી મોહટી હવેલી તથા ભોંએખલાના દેરડાંના ચોક માંહેલો એક બંગલો આ સાહબના પોસણ સારૂં તેમને ભેટ દાખલ મલેઓ હતો અને તેથી કરી નાદારીમાં સપડાએઆ પછેની જફા પાંમતી જીંદેગીના બાકી દાહાડા બંગલામાં રહીને ઘેરનાં બાંદા ઊપર સંતોસ પકડી ગુજારવાંનું તેણાને બની આવેલ હતું. દરવીયની ખુહારી ઉપરાંત દેહના દરદમાં પાછલથી

બીચારા આ અશીલ શેઠીઆની બેહુ આંખોનું તેજ બી તદ્દન જતું રહેલ હતું. તેની મુઆીણત સાથે પોતાની ઉમરના ૬૫ વરસ સુખ તથા દુઃખમા પુરાં કરીને સંવત ૧૯૨૫ ના સરાવણુ વદી ૧૦ ને બુધવારે પોતાની સુરદાલ દેહ અગણીના ખોરાકને સપુરદ કરી જીવને વઇકુંઠ તરફ લઈ ચાલેઆથી માનવંતા મોતીસાહ શેઠનુ એટલુંબી નામ લેણું ખતમ થઈ પડેલ કેમકે આ મરહુમ શેઠની પીથથી પરથમ થએલી અઓલાદ આગમ-જથીજ ફુણસદ પાંમેઆને લીધે, આ માત્પુરૂસના પુણવંતાં કામોની કેટલીક નીસાણી શેવાએ તેમનાં વશીલાની વરથી કાજે હવે તો કોઇજ બાકી રહેલું નથી.

અજબ છે આ ફરતા જમાનાની ચાલ,
ભલા લોક પર નાખે છે મહાતમની જાલ. ૧
સબબ એ જ છે હીંઆં માહરે કહેવાનો નથી,
કોઈબી જગમાં સલામત રહેવાનોજ નથી. ૨
આવે આંચ તે અંતે તો જવાને કાજ,
સરીમંત કાલે તો દુખીઆરો આજ. ૩
પણ ધરમીની રેહવી તો જોઇએ નીસાણ,
વસીલાથી જગમાં જણાવાં પીછાંણ. ૪
જાંહાં કુદરતથી ઉતરે છે ગેબીમના, તાંહાંથી દોલતને નામોબી થાએ છે ફના;
તેહવો હાલ સઉની સનમુખ થયો, મોતીસાહના વંશમાં કોઇ ન રહેઓ. ૫
જેને ઘેર દોલત ને જુહલતાંતાં વાંહાંણ, તે સાથે જગમાં મેલવેલું માન,
વલી ધરમીપણામાં ગણાએલા પુરા, દયાદાનમાં કવચીત નોહતા અધુરાં ૬
તેવા નરને તાંહાં નહિ એકે ચેરાગ, જમાનાનો એ તે કેવાં વેરાગ,
ગયા તારે દોલત ને બેટો સુધી, જમાનાની ગીરદેસે દીધો કુટી. ૭
વંશમાં હવે કોઇ રહેલ નહિં, કીરતી જ તેનાની દીપતી રહી,
સખાવતના કામો જે કરતો રહેશે, મરણ પછે સઉ તેને વાહવા કહેશે. ૮

# પરિશિષ્ટ ૫

## મોતીશાહ શેઠનું વસીઅતનામું (વીલ)

શ્રી ગોડીજી પારશનાથજી સાહેબની મંગલ હોજો.

શ્રી મુંબાઇ મધે શ. ૧૮૯૨ ના વઇશાખ સુદી ૩ વા. સોમ તા० ૧૮ મી એપ્રીલ શ. ૧૮૩૬ અંગરેજીને દીને હમોએ હમારી હઇઆતીની અકલ ઉશીઆરીમાં આએ હમારૂ વશીઅતનામુ કીધુ છે ને ઇઆદદાસ નીચલ લખી છે તે પરમાણે હમારો છોકરો ભાઈ ખીમચંદ વી. મોતીચંદ છે. તેને આએ વશીઅતનામા પરમાણે ચાલવુ તેની વીગત નીચલ લખી છે.

૧ રકમ પેલી—હમો હમારી હઇઆતીમો છઈએ તાં સુધી હમારી સરવે દોલત તા. માલમીલકત તા. જે કાંઈ હમારૂ છે તેના સરવેના ધણી હમો પોતે છઇએ ને ના કરે પરમેશરને હમારી કજા બની તો પછી હમારો વારશ તા. વકીલ એખલે પનડે ભાઈ ખીમચંદ વી. મોતીચંદ છે. તેથી આએ નીચલ લખા હોકમ પરમાણે ચાલે શહી—

૨ રકમ બીજી—ના કરે પરમેશરને હમારી કજા થાએ તો પછી હમારી પાછલ વરસ ૧ નો મોતનો ખરચ હમારા નામ પરમાણે ધરમધાન શુધાં ભાઇ ખીમચંદ વી. મોતીચંદ કરે. તેનું પુન હમારે છે તેથી કરે શહી—

૩ રકમ તરીજી—હમો હમારી હઇઆતીમાં જે રીતે હમારા

શગા વાલાવો સાથે ચાલતા હતા આપવા તા. લેવામાં તેથી જો ભાઈ ખીમચંદ વી. મોતીચંદનો હાથ પોચતો હોએ તો તે પરમાણે આપવુ લેવુ રાખે શગા વાલાવો સાથે પણ હમારા શગા વાલા મધેથી કોઇની શાથે શલા તા. મીશલત લીએ નહી તા. તે લોકો શાથે વેપાર ધનધો પણ ભાઈ ખીમચંદ વી. મોતીચંદ દોકડા ૧) નો કરે નહી–

૪ રકમ–ચોથી–શ્રી પરમેશર ના દેખાડે ને જો હમારી કજા બનીચ તોપછી માશ ૧૩ અંકે માશ તેરમો હમારી પેડીનું જે કાંઈ અશલ શા. અમીચંદ શાકરચંદના નામની પેઢી ચાલતી હતી તેવાર પછી ભાઈ નેમચંદ અમીચંદને નામે પેડી ચાલી ને હમણ હાલ હમારા નામની શા. મોતીચંદ અમીચંદને નામની ચાલે છે એ તણ નામનું અતરે તા. દેશાવરો મધે લેણું છે તે સરવે ભાઈ ખીમચંદ વી. મોતીચંદ વશુલ કરે ને તેજ પરમાણે શરવેનું દેવું આપે–બી. હમોએ શા. અહેશંગ કેશરીશંગની પેડી સાથે રાશમાં ધનધો કીધો છે તે હમારે આંગતને નામથી કીધો છે ને તે મધે હમારી પાંતીએ રૂપીઆ ૯૦૦૦૦) અંકે રૂપીઆ નેવું હજાર ને આશરે નફો છે તે કાંઈ હમારી પેડીના દફતરમા જમે નથી તે હમારો વારશ વસુલ કરે ને એ હમારી પાંતીના નફા મધેથી પાંતી રામ ૪) અંકે રામ ચારની હમોએ ભાઈ અમરચંદ ખીમચંદની કુમપનીની રાખી છે તે એ લોકોને હમારો વારશ જમે આપે શહી–બી. ભાઇ મકનજી નાનજીને નામની પેડી શ્રી મુંબાઈ મધે છે તે પેડી મધે હમારા આંગતની પાંતી રામ ૮) અંકે રામ આઠની છે તેથી એ પેડી મધે જે કાઈ નફો હોએ

એ તે હમારો વારશ વશુલ કરી લીએ-ખી. હમોએ હમારો છોકરો ભાઈ ખીમચંદને નામે ધનધો તા. વેપાર ભાઈ અમરચંદ ખીમચંદ દમણી સાથે કીધો છે તે ધનધો હજુર ચાલે છે. ભાઈ અમરચંદ ખીમચંદની કુમપની તેનાં નામેથી પણ એ રાશના ચોપડાં જુદા છે. ભાઈ અમરચંદ ખીમચંદની કુમપનીને નામના તેનો શરવે હીશાબ શાલ ૧૮૯૦ ના આશો વદ ૦)) વા. સુધી કીધો છે ને એ પેઢીખાતે આજ દીન શુધી હમારા રૂ. ૭ થી ૭॥ લાખને આશરે નફો ધારૂ છુ તે સરવે નફો ભાઈ ખીમચંદ વી. મોતીચંદ અમારો વારસ વશુલ કરી લીએ શહી-ખી. શ્રી બંગાલા ખાતે શા. નાનજી જેકરણની પેઢી છે તે પેઢી મધે હમોએ હમારો છોકરો ભાઈ ખીમચંદ વી. મોતીચંદને નામથી પાંતી રામ ૯ અંકે રામ નવની રાખી છે તેનો સરવે હીશાબ શા૦ ૧૮૮૭ ના આશો વદ ૦)) વા૦ શુધી કીધો છે તે મધે ભાઈ ખીમચંદ વી૦ મોતીચંદને નામની પાંતીનો નફોના ૨૨૦૦૦૦) અંકે રૂપીઆ બેએ લાખ ને વીશ હજારને આશરે છે તે હમોએ એજ શ્રા૦ કલકત્તાની શા૦ નાનજી જેકરણને નામની પેઢી મધે હમારો છોકરો ભાઈ ખીમચંદ વી૦ મોતીચંદને નામથી જમે કરાવેલા છે તે વાર પછી પણ વેપાર એજ રીતેથી રાશમાં શ્રી કલકત્તાખાતે ચાલુ છે તે મધે હમો ધારૂં છું જે હમારી પાંતી હમારા છોકરાને નામનીનો બીજો નફો રામ ૯ ને હીશાબેથી રૂ. ૭૫૦૦૦) અંકે રૂપીઆ પનચોતેર હજારથી તે રૂ. ૧) લાખ સુધી થએો હશે તે સરવે હમારો વારશ વશુલ કરી લીએ શહી-ખી. વાંચુ

૧ નામે હોરમજજી બમનજી તા. વાંણુ ૧) નામે ચારલટ એ બંને વાંણુ મધે હમારી પાંતી છે તેથી એ વાંણુને વેચવા ને કદીશ વેચવા નહી ઠરે તો પછી હમારો વારશ ભાઈ ખીમચંદ વી. મોતીચંદ ખનડી લીએ પોતાને હીસાબે ૧) ને જે કાંઈ કીમત ઠરે તે હમારી પેઢી મધે હમોને જમે આપે—બી. હમોએ ગીએ શાલ બારકશ ૨) નવા બાંધા છે તે મધે બોટ ૧ નામે લેડી ગરાંટ તા ઈશકુનર ૧ નામ બોમબે એ બંને બારકશોનાં ખતપતર ના૦ રીજીટર ભાઈ ખીમચંદ વી. મોતીચંદને નામના કીધેલા છે તેથી એ બેઉ બારકશો ઉપર જે કાંઇ લાગત તા. શફરનો ખરચ થઓ છે તે હમારી પેઢી મધે તે બારકશોને ખાતે ઉધારેલો છે તે હવેથી એ બનદે બારકશો પોતે પોતાને હીસાબેથી રાખે ને તે ઉપર જે કાંઇ લાગત તા. ખરચ થઓ છે તે હમોને હમારી પેઢીમાં જમે આપે શહી—ને હમારી કજાબાદ હમારે હીશાબેથી દોકડા ૧, ની જીનસ રાખે નહી ને શરવે એવેજ માશ ૧૩) અંકે માશ તેરની અંદર એકઠો કરીને કુલ દેવું જે કાંઇ હમારા વડાવા શા. અમીચંદ શાકરચંદ તા. ભાઈ નેમચંદ અમી-ચંદને નામની પેઢીનું તા. હમારા નામની પેઢીનું જે કાંઈ વાજ-બીની રીતે જેનું નીકલે તેને વીઆજ શુધાં દોકડે પાએકે હમારો વારશ ભાઈ ખીમચંદ વી. મોતીચંદ આપે શહી તેવાર પછી હમારે નામનુ વેપાર દોકડા ૧ ) ને ચલાવે નહીને જો ભાઇ ખીમચંદભાઇની નજરમાં આવે તો થોડો વેપાર પોતાના નામનો ભાઈ અમરચંદ ખીમચંદની કુમપની સાથે ચાલે છે તેમજ ચલાવે. કદીશ ભાઇ ખીમચંદભાઇની નજરમાં રાશમાં વેપાર ચલાવાનું નહી આવે . ભાઈ અમરચંદ ખીમચંદની સાથે તો

પછી દોસ્તીની રીતે એક બીજાની ખુશી ખુશીઆલીથી માંડી વાળીને અમરચંદ ખીમચંદની કુમ્પની સાથેનો રાસનો ધંનધો મેકુબ કરે પણ હમારી મરજી એ છે જે ભાઈ ખીમચંદ તા. ભાઈ અમરચંદ એ બનદે જણા સાથે એકદીલથી ધંનધો કરે ગણુ સારૂ, પછી તો બંને જણાઓની મરજીમાં આવે તે ખરૂં—

૫ રકમ પાંચમી—ભાઇ ખીમચંદ વી. મોતીચંદને માલુમ છે જે શા. નાનજી જેકરણ સાથે હમારે હમારો મરનાર ભાઇ નેમચંદ અમીચંદ છતાંએ ગેરવટ તા૦ ભાઈચારાએ પેઢી દોશતી તા. ગરવટ છે તેથી જો તમારી નજરમાં આવે તો ભાઈ નાનજી જેકરણ સાથે એકદીલ ૧ ) ધંનધો ચલાવજો ને જે રીતે હમો ગરવટ તા. ગરોબો રાખીએચ તે તેજ રીતેથી ભાઇ ખીમચંદભાઇને ગટે છે જે રાખે, પછી તો તમારી મરજી—

૬ રકમ છઠી—બી. હમારી ધણીઆણી ભાઇ ખીમચંદની માતાજી છે તેને નામેથી હમોએ ભાઈ અમરચંદ ખીમચંદની પેઢી મધે જુદુ ખાતુ પડાવીને જમા કરાવી છે તેનો આજ દીન સુધી હમો ધારૂ છુ જે રૂ. ૬૦૦૦૦) અંકે રૂપીઆ શાઠ હજારનો આશરો એ મધેથી રૂ. ૧૦૦૦૦ અંકે દશ હજાર હમારી વઉ ભાઇ ખીમચંદ વી. મોતીચંદની ધણીઆણીને આપવા શહી ને બાકીના જે કાંઇ રૂપીઆ રહ્યા તે તા. જરીઆન તા. ગરેણું જે કાંઇ કાંઈ હમારૂં કીધેલું હમારી ધણીઆણી પાસે છે તે સરવેના માલેક હમારી ધણીઆણી ભાઇ ખીમચંદભાઈની માતાજી છે તે પોતે પોતાની હઇયાતીમાં ધરમધ્યાન કરે તા. ખરચેને તેવણુની કજારજાએ સરવે હમારા વારશ તેવણુનો છોકરો ભાઈ ખીમચંદ વી. મોતીચંદને પાંચ

શાહીને બીજા કોઈનો દરદાવો પોચે નહી બી. એ ઉપર લખેલા રૂ. ૬૦૦૦૦) ને આશરે મધેથી હમોએ ભાઈ અમરચંદ ખીમચંદને નામે રૂ. ૪૫૦૦૦) અંકે રૂપીઆ પીશતાલીશ હજાર પા. મેહેરવાનજી રૂશતમજી દારૂખાનાવાલાને વેઆજુકા આપા છે ને તેને પેટે એ પા. મેરવાનજી રૂશતમજી દારૂખાનવાલાનું શ્રી છાશટી મધે વીઆર કરીને ગામ છે તે મારગેજ લીધું છે તેનો બાણુ તા. ખતપતર સરવે ભાઈ અમરચંદ ખીમચંદને નામેથી કીધેલાં છે ને તે ખતપતર તા. સરવે ઓચરો ભાઇ અમરચંદ ખીમચંદની પાસે રાખવા આપેલાં છે તેથી એ રૂ. ૪૫૦૦૦) અંકે પીશતાલીશ હજાર હમારી ધણીઆણીના છે.

૭ રકમ શાતમી–બી. એ જે ઉપરની રકમો મધે શરવે બીના લખી છે તે વતરેગ હમારૂં ઇશટેટ તા. બારકશ છે તેની વીગત શરવે હમારા ચોપડાઓ મધે છે. તે મધેથી હમારૂ રેવાનુ કોટ મધે ગેરજે મધે હમણા હમારી પેઢી છે તા. હમારી ભાએખલાની વાડી જે મધે હમણા હમારૂ ડેરૂ છે તા. હમણા હમોએ પા. કાવશજી પટેલવાલી તલાવની વાડી લીધી છે જે મધે હમણા પાંજલાપોર છે તે ધરમને કાજે લીધી છે મલી એ મીલકત તા. ૩) તણુ કોઇથી વેચાએ નહી ને એવી તરેગ જે કઇ બીજી મીલકત તા. ઈશટેટ તા. બારકશ છે તેને વેચવાનો અથવા રાખવાનો શરવે અખતીઆર હમારો છોકરો તા. વારશ ભાઇ ખીમચંદ વી. મોતીચંદનો છે તેથી જેમ તેનાંની નજરમાં પોચતો આવે તેમ કરે શાહી—

૮ રકમ આઠમી–બી. હમારૂ લેણુ વશુલ કરે ને દેવુ

શરવેનું ચુકાવી આપે. કોઈ ઉપર હમારૂ લેણુ તા. હમારા નામનું દેવુ રાખે નહી પછી જે કંઇ વઇવટ રોકડ તા૦ ઇશટેટ રીએ તે મધેથી હમોએ જે કાંઇ શ્રી પાલીટાણાના ડેરાનુ કામ શરૂ કીધુ છે તે મધે હજુર કામ રૂ. ૨૫૦૦૦૦ ) અંકે રૂપીઆ બે લાખ ને પચાશ હજાર ખરચવાના બાકી છે ને જો શ્રી ગોડી પારશનાથજી સાહેબ હમારી ઉમર બખશે છે તો તેની મદતથી હમોને ઉમેદ છે જે આવતે વરશે હમો તે જાતરા જાઇને કરીશું ને એમ કરતાં તે શાહેબની ખુશી નહી હશે તો પછી હમારી કજાજા બાદ હમારૂ ધારેલુ જાતરાનુ કામ શરવે પુરૂ કરવુ તે હમારા વારશને ફરજ છે તેથી જરૂર કરવુ શહી—

૯ રકમ નવમી–બી. હમારી પુજી તા. ઈશકામતની બીના ઉપર લખી છે પણુ હમારા ચોપડા ઉપરથી ધાશ મેલે શરવે દેવુ આપતાં હમારૂ દઇવત આશરે રૂ. ૧૦૦૦૦૦૦ ) અંકે રૂપીઆ દશ લાખની ઉપર છે. હમારૂ ઇશટેટ વીગેરે એટલો આશરો છે ને એ દઇવત મધેથી હમારૂ શ્રી પાલીટાણાનુ નવું ડેરૂ જે હમો બાંધીએ છે તે ડેરાંનો તા. જાતરાનો ખરચ કરવો. તે પછી બાકી જે કાંઇ રીએ હમારૂ દેવુ આપતાં તેનો માલેક તા. ધણી હમારો વારસ તા. છોકરો ભાઈ ખીમચંદ વી. મોતીચંદ છે. એ વીગરે બીજા કોઇને પોચે ન તા. કોઇનો દાવો પણુ નહી. હમારે વારસ ભાઈ ખીમચંદ મોતીચંદ પોતે સરવેનો મુખતીયાર છે.

૧૦ રકમ દશમી–બી. હમોએ ઉપર લખેલુ છે જે હમારી કજા બાદ માશ તેરમાં હમારૂ શરવે લેણુ વસુલ કરે ને શર-

વેનું દેવુ હમારા વરોવાને નામનુ જે નાના નામ ઉપર લખેલાં છે તે નામનુ દેવુ શરવેનું આપે હમારો વારશ ખીમચંદ વી. મોતીચંદને જો કદીશ અતરેની શુપરીમ કૅારટ મધેથી જો પવર લેવો ગટે તો હમારો વારસ ભાઈ ખીમચંદ મોતીચંદ લીએ ને હમારી શરવે ઉઘરાણી વસુલ કરે ને સરવે માંગનારોને વીઆજ શુધાં દોકડે દોકડો આપે ને હમારા માંગણા તા૦ દેવાનો નીકાલ માશ ૧૩ માં નહી આવે તો પછી હમારો વારશ ભાઈ ખીમચંદભાઈ ભાઇ અમરચંદ ખીમચંદ દમણીની શલા લીએ ને શરવે નીકાલ માશ ૧૩ માં લાવે. કોઈ બીજા માણુસની સલા લીએ નહી. ને કોરટમાં ખરાબ પણ થવું નહી ધીરજથી અમરચંદની શલા લેવી ગટે તો લઇને કામ કરવુ ને સારા માણુસોની દોસ્તી રાખવી તેમાંથી શ્રી ગોડી પારસનાથજી સાહેબ તમારૂ ભલુ જ કરશે—

૧૧ રકમ અગીઆરમી—બી. તમોને માલમ છે જે આપડેતાં વીમાની આફીસ છે ને તે મધે શરવેના દોકડાઓનો ફાળો રાખેલો છે તેનો શરવે હીસાબ હમારી પેઢીના દફતરો મધે છે તેથી તમોને લખુ છુ જે પરમેશર ના કરે ને હમારી કજા થાએ તો પછી તે બદલ તમારે તે હાણીશના નામનુ મતુ કરવુ નહી ને તેનો હીશાબ શરવે કરીને તેના ફાલા મધેથી જે જે લોકોના દોકડાવો છે તેનાંને શરવેને ચુકાવી આપવું શહી ને જો પછી ભાઇ ખીમચંદ મોતીચંદની નજરમાં આવે તો પોતાને હીસાબથી કાંઇ જુજમતું કરવું એજ બીના—

એની વીગતે ઉપર લખા પરમાણે તમારે ચાલવું ને કોઇ સાથે વરવાંધો રાખવો નહી ને કદીશ કોઇ સાથે કાંઈ વાતને

વરવાંધો પડે તો પછી હમારા દોશત શેઠ જમશેદજી જીજીભાઈ તા. વાડીઆજી શેઠ બમનજી હોરમજજી એ ધણીઓની મશલત લઈને માંડી વાલવો કેમકે હમો એ બેઉ સાહેબો સાથે જેવી રીતે ગરોબો રાખીએચ તેવીજ રીતે તમારે પણ રાખવો ને રહે એનાંની મસલત લેવી ઘટે તોજ જરૂર લેવી ને શરવે સાથે દોશતી રાખવી તેમાંથી શ્રી ગોડીજી શાહેબ તમારૂં શારૂજ કરશે એજ હમારી દુવા છે શહી—

અતર મતુ તતર. શાખ

૧ મોતીચંદ અમીચંદ મતું.

10th June 1837

Ex A

True Copy

( Sd. Spencer Compton

Registrar.

૧ લી૦ જમશેદજી જીજીભાઇ,
શાખ ધણી હજુર.

૧ લી૦ નાનજી જેકરણ
શાખ, ધણી હજુર કરી છે.

૧ લી૦ અમરચંદ ખીમચંદ
શાખ, ધણી હજુર.

૧ લી૦ પા. જાંગીરજી ખુરશેદજી,
શાખ ધણી હજુર.

૧ લી૦ વાડીઆ બમનજી હોરમજી,
શાખ ધણી હજુર.

# શેઠ ખીમચંદ મોતીચંદનું વસિયતનામું. (વીલ)

શ્રી ગોડી પારશનાથજીની કરપા હોજો શ્રી મુંબાઈ મધે સં. ૧૯૨૫ ના શ્રાવણ વદ ૧ વાર સોમ તા. ૨૩ મી ઓગસ્ટ ઇંગ્રેજી લી. શા. ખીમચંદ મોતીચંદ શ્રી મુંબાઇના હીંદુ રહેવાશી જ્ઞાતે વીશા ઓશવાળ, જત હુ માહારી હૈયાતીમાં માહરી અકલ હુશીઆરીમાં સર્વે વાતે શાબેતીથી આએ માહારૂં છેલ્લું વીલ ઇયાને વશીઅતનામું કરૂં છું. જયાં સુધી હું ને શ્રી પરમેશ્વરજી હઇયાત રાખે ત્યાં સુધી હું પોતે માહરી સરવે માલ મીલકતનો ને આસાસુલખે તેનો ધણી છું માંહએત કરીએ પણ માહરી કજા રજાએ આએ માહરા વીલના લખાણ મુજબ ચાલવું, તેનો સરવે અખતીઆર માહરી ધણીઆણી નામે ગુલાબબાઇને આપું છું. તથા એવણુને માહરા વીલનો એકેજીકીઉટર તથા વારસ ઠરાવીએ છે તે મહારી હઇયાતી બાદ માહરી ધણીઆણી નામે ગુલાબબાઈ મહારી સરવે ઈસ્ટેટ તથા માલ મીલકત જુજરીઆન વિગેરે સરવે પોતાના સ્વાધીનમાં લેવું ને નીચે લખ્યા પ્રમાણે કરવું તેની વીગત.

૧. પહેલું એ જે શ્રી મુંબાઇના કોટમાં માહરૂં ઘર છે તે શા. મોતીચંદ અમીચંદના નામ ઉપર કલેકટરને ત્યાં છે તે ઉપર આશેસમેંટનો નંબર ૧૦૪, ૧૦૫ છે તે ઘર માહરી ધણીઆણીના સ્વાધીનમાં રહે અને તેનું ભાડું આવે છે તેમાંથી પોતાનો ખરચ ચલાવવો તેનો કુલ અખત્યાર તેવણુનો છે. તે સીવાય તે ઘરના ભાડાંમાંથી શ્રી પાલીતાણામાં અમારા મુરબ્બીજી શેઠ મોતીચંદ અમીચંદની બંધાવેલી ધરમશાળા છે તેમાં

પરદેશી શરાવક તથા સાધુ જાત્રાએ આવે તેને ઉતારવાને તેને જમાડવાને વાસ્તેનો જે ખરચ તે પણ એજ ભાડામાંથી ચલાવવો. તથા ઘરનો ખરચ ચાલે છે, તે પણ માહરી શોભા પ્રમાણે ચલાવવો. તેનો સરવે અખત્યાર માહરી ધણીઆણીનો છે.

૨. બીજું એ જે શ્રી મુંબઈમાં લવલેન આગળ ભાઈખલાની વાડીમાં જેમાં હું રહું છું તે વાડી માહરી ધણીઆણીના સ્વાધીનમાં રહે અને તે પછી પણ માહરી તથા માહરી છોકરીની ઓલાદ રહે ત્યાં સુધી એજ વાડીમાં રહે અને તે વાડીમાં માહરા મુરબ્બી શેઠ મોતીચંદ અમીચંદનું બંધાવેલ દેરાસરજી છે. તેની પણ શાલસંભાલ ને મેનેજ સારી રીતે રાખવા અને એ વાડી કોઈથી વેચાય નહી ને મારગેજ મુકાય નહી. ને ભાડે અપાય નહી. પોતે રહે અને વાપરે ને શાલસંભાલ રાખે.

૩. ત્રીજું એ જે માહરી હઇયાતી બાદ મારા નીમીત્તે મારી આબરૂ શોભા પ્રમાણે જે જરૂરીઆતનો ખરચ કરવો તેનો અખત્યાર માહરી ધણીઆણી નામે ગુલાબબાઈનો છે તે કરશે ને વરસ એક સુધીમાં તથા તે પછે.

૪. ચોથું. એ જે શ્રી મુંબઈમાં ભાઈખલા આગળ લવલેનના રસ્તા ઉપરની નંબર ૯૭ વાલી જે વાડીની ખાલી જમીન આશરે વાર ૨૧૦૦૦) અંકે એકવીસ હજાર છે તે, તે વાડી માહારા મુરબ્બીજી શેઠ મોતીચંદ અમીચંદ ધરમખાતે આપવા કહી ગયા તેના કહ્યા પ્રમાણે આપી છે, તેનું લખત ગુજરાતીમાં કર્યું છે તેની ઉપજ હાલમાં રૂા. ૧૨૦૦ અંકે બારસો ઉપજે છે, તેમાંથી સરકારનો છાપો તથા એ વીશેનો

બીજો ખરચ થાય તે બાદ કરતાં જે બાકી રૂપીઆ રહે તેમાંથી દેરાસરજી ૩ના સરખા હીશે જીવિદાન સુધી આપવું.

૧. શ્રી મુંબઈમાં શ્રી ગોડી પારશનાથજીના દેરાસરમાં આપવું.

૨. શ્રી મુંબઈમાં ભાઇખલાની વાડીમાં દેરાશરજી છે તેમાં આપવું.

૩. શ્રી પાલીટાણામાં ડુંગર ઉપર કુંતાશરની ટુંકમાં દેરાશરજી છે તેમાં આપવું. એ રીતે આપવું. તે ઉપર ત્રસ્ટીઓ જણ ચારને નીમા છે.

૧. માહારી ધણીઆણી નામે ગુલાબબાઇ. ૧. શા. દઆચંદ મલુકચંદ.

૧. શા. સુંદરજી નાનજી. ૧. શા. મોતીચંદ નથુ.

એ પ્રમાણે ત્રસ્ટીઓ ઠરાવયા છે. તે સારી નીઅતથી ચલાવે. તેનું અંગ્રેજીમાં ધારા પ્રમાણે વકીલને ત્યાં ત્રસ્ટડીડ કરાવવું, તેમાં જે સહીપતરી જોઇશે તે માહારા તરફથી માહારી ધણીઆણી કરી આપશે તે જગાની ઉપજ નોટ....થી ત્રસ્ટીના સ્વાધીનમાં આપવી.

૫. પાંચમું એ જે શ્રી મુંબઈમાં ભુલેશ્વર રોડના રસ્તા આગળ પારસી કાવસજી પટેલવાલી જગા શ્રી પાંજરાપોળની જોડમાં એસેસમેનટ નાં.....વાલી બંધાવીને અમારા મુરબ્બી શા. મોતીચંદ અમીચંદે શરાવક લોકોની જમણવાર સંઘ તથા નોકારશી વીગેરેની કરવા સારૂં આપી ગયા છે તેનો વહીવટ

હું કરૂં છું તેની ઉપર ત્રસ્ટીઓ જણા ૬ ને નેમ્યા છે તેના નામની વિગત છે.

| | |
|---|---|
| ૧. અમારી ધણીઆણી નામે ગુલાબબાઈ. | ૧. શા. દઆચંદ મલુકચંદ. |
| ૧. શા. સુંદરજી નાનજી. | ૧. શા. વમલચંદ ચરતાપલાલ. |
| ૧. શા. કીકાભાઈ ફુલચંદ. | ૧. શા. મોતીચંદ નથુ. |

એ પ્રમાણે ત્રસ્ટીઓ ૬ છ નેમીઆ છે તેનો વહીવટ સારી રીતે કરવો તેનું લખત ૧ જુદુ ગુજરાતી કીધું છે. તે જગ્યા કોઈથી મારગેજ મુકાય નહી તથા વેચાય નહી તથા ભાડે અપાય નહી, તેનું અંગ્રેજી ધારા પ્રમાણે વકીલને ત્યાં ત્રસ્ટડીડ કરાવવું તેમાં જે શહીપતરી જોઈશે તે માહરી તરફથી માહારી ધણીઆણી કરી આપશે. તે જગાનું રીપેરીંગ વીગેરે ખરચ થાય તે તેની ઉપજમાંથી કરવો.

૬ છઠું એ જે શ્રી મુંબઈમાં ભુલેશ્વર રોડના રસ્તા આગળ શ્રી પાંજરાપોલના દરવાજાની સામે જે ધરમશાળા અને મુસાફરખાનું તે માહારા મુરબ્બી શા. મોતીચંદ અમીચંદે પારસી કાવસજી પટેલ પાસેથી જગો લઈને બંધાવીને શ્રાવક લોકોને ઉતરવા તથા વાપરવા સારૂં કરી ગયા છે. તે ઉપર એસેસમેંટનો............નંબર વાળી તે જગાનો વહીવટ હું કરું છું ને માહારી છંદગાની બાદ માહારી ધણીઆણી પોતાનો અખતીઆરથી વહીવટ કરવો. એ જગા કોઈથી વેચાય

નહીં તથા મારગેજ મુકાય નહી તથા ભાડે અપાય નહી; શ્રાવક લોકોને ઉતરવાને કામમાં આવે તે ઉપર અખતીઆર અમારી ધણીઆણીનો છે.

૭ સાતમું એ જે ઉપર લખી છઠી કલમની જગોની પડોશમાં બે તબેલા છે તે ઉપર એસેસમેંટ નંબર..........છે તે જગાનું ભાડું હાલમાં રૂ. ૪૦૦ને આશરે ઉપજે છે. ને મારા સ્વાધીનમાં છે. તે જગા પણ માહારી ધણીઆણીના સ્વાધીનમાં રહે અને તેનું ભાડું આવે તે માહારી ધણીઆણી લે પણ તે જગો મારગેજ મુકાય નહી, વેચાય નહી.

૮ આઠમી કલમ એ જે શ્રી મુંબઇ મધે શ્રાવક લોકોના દેરાસરજી તથા બીજી શ્રાવક લોકોના ધરમખાતાંની જગા કેટલીક જગાઓ જે માહારા નામ ઉપર તથા માહારા વડવાઓના નામ ઉપર છે તે જગાઓને જુદા જુદા ટ્રસ્ટીઓ કરીને માહારી ધણીઆણી તેવણના નામ ઉપર કરી આપે કેમકે તે સરવે જગાઓ શ્રાવક લોકોના પંચની છે.

એની વીગતે હું માહારી અક્કલ હુશીઆરીથી તથા રાજીખુશીથી હું માહારૂં આએ વશીઅતનામું યાને વીલ કરૂં છું તે પ્રમાણે માહારી હયાતી બાદ ધારા પ્રમાણે કોર્ટથી માહારી ધણીઆણીને પાવર લેવો. ને ઉપર લખ્યા પ્રમાણે સરવે કામ ખલાસ કરવું. હું માહારી ધણીઆણી યાને એકજીક્યુટર તથા વારસને ભલામણ કરૂં છું જે માહારા મીત્રો તથા સગાઓ તથા દોસ્તો સરવે સાથે સલાહસંપથી ચાલવું જેમાં માહારા

વડાઓની તથા માહારી આબરૂ શોભા વધે ને તમોને જશ મળે એ મુજબ ચાલવું.

---

ॐ ૭

૧ અતરે મતુ ૧ તતર શાખ

૧. શા. ખીમચંદ મોતીચંદ શઈ.

લી. સુંદરજી નાનજી

શાખ ધણી હજુર.

૧ શા. ઇછાચંદ જગજીવનદાસ.

શાખ ધણી હજુર.

૧ શા. તલકચંદ માણેકચંદ.

શાખ ધણી હજુર.

૧ શા. ગુલાબચંદ ધરમચંદ

શાખ ધણી હજુર.

# પરિશિષ્ટ નં. ૬

## શેઠ મોતીશાહ અમીચંદ સાકરચંદ–પાલીતાણા. શ્રી શત્રુંજય ડુંગર ઉપરની ટુંકમાં આરસના તથા ધાતુના પ્રતિમાજીની સંખ્યાનું લિસ્ટ કર્યું તેની વિગતોનું ટુંક તારણ.

### શેઠ મોતીશાહના હાલના ચાલુ વહીવટમાં

૪૪૦ દેરાસરો ૧૪ ના પ્રતિમાજીઓ.

૪૦૬ આરસના (ॐ હ્રીં નંગ ૪ ના ૫૮ સાથે.)

૨૬ ધાતુના ૮ ચાંદીના (૬ પધરાવેલા, ૨ પરોણા.)

૪૪૦

૧૧૪૯ દેરીઓ ૧૮૨ ના પ્રતિમાજીઓ. (ભમતીની)

૧૩ દેરીઓ ૫ જુદા જુદા આસામીઓની (દેરાસર ૭ માંની)

૨૬ દેરીઓ ૧૮૨ માં ધાતુના બિંબો. ૨૬

કુલ દેરીઓ ૧૮૭ માં બિંબ આરસના ૧૧૬૨ તથા ધાતુના ૨૬.

૧૦૦ કોઠાઓ એમાં પ્રતિમાજીઓ.

૩૨ મોટા કોઠામાં. (તે સિવાય ગૌતમસ્વામી ૨)

૬ આપેલા. ૨૬ બાકી.=૩૨

૬૮ નાના કોઠામાં.

૩૪ આરસના ૩૪ ધાતુના

(૨ આપેલા, ૩૨ બાકી.)

કુલ કોઠા બે માં મલી આરસના ૬૬ તથા ધાતુના ૩૪.

---

કુલ પ્રતિમાજી. { આરસના ધાતુના. ચાંદીના. }
૧૭૨૮ { ૧૬૩૪ + ૮૬ + ૮ }

બીજા આસામીઓ હાલ વહીવટ કરે છે તેના પ્રતિમાજી-ઓની સંખ્યા.

૭ શેઠ આણંદજી કલ્યાણજી. દેરી નંબર ૫૮ ના પ્રતિમાજી.

૮૯ શેઠ અમરચંદ ખીમચંદ (દમણી) પાલીતાણા.

૪૮ દેરાસરજીમાં ૪૧ પ્રતિષ્ઠિત ૭ પરોણા
(તે સિવાય ધાતુના ૯).

૪૧ દેરી નંગ ૩ ના.
૮૯ આરસના.

૩૭ શેઠ હઠીસીંગ કેસરીસીંગ અમદાવાદ.

૨૩ દેરાસરજીમાં

૧૪ (ચોકીની દેરી બેમાં બે બાજુની ૫+૯) } (તે સિવાય ધાતુના ૭ સાત

૩૭ આરસના. ૭

૧૩૩

---

ટુંકના કુલ પ્રતિમાજીઓ (આરસના ધાતુના ચાંદીના.)
૧૮૭૭ ૧૭૬૭ + ૧૦૨ + ૮

# પરિશિષ્ટ ૭.

## શેઠ મોતીશાહની ટૂંકની પ્રતિમા વિગેરેનું લિસ્ટ.

[ શેઠ મોતીશાહની શત્રુંજય ગિરિવરની ટુંકમાં દેરાસરો, પ્રતિમાજી અને પ્રતિષ્ઠા-તારીખની વિગત તથા ભમતીમાં પ્રતિમા અને પ્રતિષ્ઠા તારિખની વિગત. ( આ વિગત સંવત ૧૯૯૬ સુધીની છે અને શેઠ મોતીશાહના કારખાના તરફથી પૂરી પાડવામાં આવેલી હોઈ આધારભૂત છે ) ].

**શેઠ અમીચંદ સાકરચંદ [ શેઠ મોતીશાહ ] પાલીતાણા–શ્રી શત્રુંજય ડુંગર ઉપરની ટુંક સર્વેના પાષાણના તથા ધાતુના જિનબિંબ અને તેની પ્રતિષ્ઠા તારિખ વિગેરેનું લીસ્ટ. (સં. ૧૯૯૩માં તૈયાર કરેલ).**

| પ્લાન નંબર | દેરાસર નંબર | નામ | ગામ | મૂળનાયકજીનું નામ | પાષાણના જિનબિંબ | ધાતુના જિનબિંબ | પ્રતિષ્ઠાની તિથિ અંજનશલાકાની તિથિ |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૧ | **દેરાસરો**<br>શેઠ મોતીશાહ અમી-ચંદ સાકરચંદ | મુંબઈ | ઋષભદેવજી | ૬૫ ઑ. હ્રીં. ૪, ૫૮. | રૂપાના ૫ ધાતુના ૪ | ૧૮૯૩ મ. વ. ૨<br>૧૮૯૩ મ. શુ. ૧૦ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૨ | ૨ | શેઠ મોતીશાહ અમીચંદ સાકરચંદ | મુંબઈ | ગણધરશ્રી પુંડરીકસ્વામી | ૨૩ | રૂપાના ૩ ધાતુના ૪ | ૧૮૯૩ મ. વ. ૨ |
| ૪ | ૩ | બાબુ પરતાપલાલ જોઇતાદાસ | મુંબઈ | પદ્મપ્રભુ (ચૌમુખજી) | ૩૫ | ૧ | ૧૮૯૩ મ. વ. ૨ |
| ૩ | ૪ | શેઠ વીરચંદ ભાઈચંદ | ધોલેરા | ઋષભદેવજી (ચૌમુખ) | ૩૨ | ૧ | ૧૮૯૩ મ. વ. ૨ |
| ૮ | ૫ | શેઠ નાનજી જેકરણ ચીનાઈ | માંગરોળ | ચંદ્રપ્રભુ | ૨૧ | ૧ | ૧૮૯૩ મ. વ. ૨ |
| ૧૧ | ૬ | બાઈ ગલાલબાઈ | મુંબઈ | ઋષભદેવ | ૧૩ | ૫ | ૧૮૯૩ મ. વ. ૨ |
| ૧૨ | ૭ | શેઠ પ્રેમચંદ રંગજી | પાટણ | પદ્મપ્રભુ | ૩૨ | ૦ | ૧૮૯૩ મ. વ. ૨ |
| ૧૪ | ૮ | શેઠ તારાચંદ નથુભાઈ | સુરત | પાર્શ્વનાથ | ૧૮ | ૦ | ૧૮૯૩ મ. વ. ૨ |
| ૧૫ | ૯ | શેઠ ઝવેરભાઈ કરમચંદ (દમણી) | સુરત (મુંબઈ) | સંભવનાથ | ૧૦ | ૦ | ૧૮૯૩ મ. વ. ૨ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧૬ | ૧૦ | શા સરૂપચંદ હેમચંદ | ખંભાત | સુપાર્શ્વનાથ | ૧૩ | ૦ | ૧૮૯૩ મ. વ. ૨ |
| ૧૭ | ૧૧ | શેઠ દેવચંદ જેચંદ | પાટણ | મહાવીર-સ્વામી | ૨૭ | ૨ | ૧૮૯૩ મ. વ. ૨ |
| ૭ | ૧૨ | શેઠ ફીકાભાઈ ફુલચંદ | ઘોઘા | ઋષભદેવ | ૨૫ | ૦ | ૧૮૯૩ મ. વ. ૨ |
| ૧૦ | ૧૩ | શેઠ નેમચંદ કેશરીચંદ | સુરત | ધર્મનાથ | ૧૨ | ૭ | ૧૮૯૩ મ. વ. ૨ |
| ૧૩ | ૧૪ | શેઠ મોતીશાહ અમી-ચંદ સાકરચંદ | મુંબઇ | આરસના મોટા પગલાં દાદાના જોડી ૧ | ૦ | ૦ | ૧૮૯૩ મ. વ. ૨ |
| ૧૮ | ૧૫ | શેઠ દેવચંદ કલ્યાણચંદ | સુરત | અજિતનાથ | ૨૨ | ૧ | ૧૮૯૩ મ. વ. ૨ |
| ૬ | ૧૬ | શેઠ અમરચંદ દમાણી | દમણ | ધર્મનાથ | ૪૧ પરૂણા ૭ | ૯ | |
| ૫ | ૧૭ | શેઠ હઠીશંગ કેશરી-ચંદ | અમદાવાદ | ધર્મનાથ | ૨૩/૧૪ દેરી ૨માં | ૭ | |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૯ | ૧૮ | શેઠ મોતીશાહ અમીચંદ | મુંબઇ | સહસકૂટ | ૦ | ૦ | |
| ૧૯ | ૧૯ | શા મોહનચંદ વલ્લભદાસ હા. શા સાકરચંદની ભાર્યા બાઈ ઓલઝા | ઔરંગાબાદ | વિમળનાથ | ૦ | ૦ | ૧૯૦૭ મ. શુ. ૧૩ |
| | | | | | ૪૯૧ | ૪૨ રૂપાના ૮ | |

| દેરી નંબર | નામ | ગામ | મૂળનાયકજીનું નામ | પાષાણના જિનબિંબ | | પ્રતિષ્ઠાની તિથિ અંજનશલાકાની તિથિ |
|---|---|---|---|---|---|---|
| ૧ | શાહ ડામરશી સુજાણચંદ નં. ૧ની દેરી ૨ | રાધનપુર | સુપાર્શ્વનાથ<br>કુંથુનાથ | ૯<br>૯ | | ૧૯૨૫ મ. શુ. ૫ |
| ૨ | મોદી દેવચંદ હરજીવન | ખંભાત | વિમળનાથ | ૧૬ | | ૧૮૯૩ મ. વ. ૨ |
| ૩ | શાહ મૂળચંદ હીરાચંદ | દમણુ | અનંતનાથ | ૧૮ | | ૧૮૯૩ મ. વ. ૨ |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૪ | શાહ જેઠા હુરખજી | વડગામ | પાર્શ્વનાથ | ૧૩ | | ૧૮૯૩ મ. વ. ૨ |
| ૫ | સંઘવી વધુ વીરચંદ | ભાવનગર | અજિતનાથ | ૮ | | ૧૮૯૩ મ. વ. ૨ |
| ૬ | શા સાકરચંદ પૂંજા | પાટણ | સંભવનાથ | ૧૦ | | ૧૮૯૩ મ. વ. ૨ |
| ૭ | શા પાનાચંદ સાકરચંદ | રાધનપુર | શાંતિનાથ | ૧૨ | | ૧૮૯૩ મ. વ. ૨ |
| ૮ | બાઈ જડાવ | ખંભાત | ચંદ્રપ્રભુ | ૧૪ | | ૧૮૯૩ મ. વ. ૨ |
| ૯ | બાઈ રતન (શા છગનલાલ ખુશાલચંદની દીકરી) | રતલામ | વિમળનાથ | ૧૫ | | ૧૮૯૩ મ. વ. ૨ |
| ૧૦ | શાહ પ્રાગજી ધારશી | જામનગર | પદ્મપ્રભુ | ૭ | | ૧૮૯૩ મ. વ. ૨ |
| ૧૧ | શાહ ન્યાલચંદ ધરમચંદ | બીજાપુર | ઋષભદેવ | ૮ | | ૧૮૯૩ મ. વ. ૨ |
| ૧૨ | શાહ ખુશાલચંદ તારાચંદ | સુરત | શાંતિનાથ | ૨૪ | | ૧૮૯૩ મ. વ. ૨ |
| ૧૩ | શેઠ તલકચંદ લક્ષ્મીચંદ વૈદ | ઉમેટા | સંભવનાથ | ૧૯ | | |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧૪ | શાહ જવેર જેઠા | વીજાપુર | પાર્શ્વનાથ | ૧૫ | | |
| ૧૫ | શાહ સવાઈચંદ પાનાચંદ | પાટણ | વાસુપૂજ્ય સ્વામી | ૧૪ | | ૧૮૯૩ મ. વ. ૨ |
| ૧૬ | શાહ (હા. શેઠ નગીનચંદ ઝવેરચંદ) ગોખલો ૧, મુનિરાજનો | | મુનિરાજ મૂળચંદજી મહારાજ | મહારાજ | | ૧૯૬૨ |
| ૧૭ | શાહ સવાઈચંદ પાનાચંદ | પાટણ | વાસુપૂજ્ય સ્વામી | ૩ | | ૧૯૦૫ વૈ. શુ. ૩ |
| ૧૮ | શાહ મોતીચંદ ખેતશી | પાલણપુર | ઋષભદેવ | ૧૧ | | ૧૮૯૩ મ. શુ. ૧૦ |
| ૧૯ | શાહ વરધીચંદજી પૂનમચંદજી | બીકાનેર | પાર્શ્વનાથ | ૧૪ | | ૧૯૦૮ ચૈ. વ. ૧૦ |
| ૨૦ | શાહ જેઠા દીપચંદ સતીયા | અમદાવાદ | ઋષભદેવ | ૭ | | ૧૯૦૮ વૈ. વ. ૭ |
| ૨૧ | શાહ વનમાળી વખતચંદ | | ચંદ્રપ્રભુ | ૨૨ | | ૧૯૦૯ શુ. ૧૦ |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૨૨ | મારવાડી શેષકરણજી | અમદાવાદ | વાસુપૂજ્ય સ્વામી | ૧૨ | | ૧૯૦૮ વૈ. વ. ૧૦ |
| ૨૩ | શાહ સરૂપચંદજી વર્ધમાન | રાધનપુર | ઋષભદેવ | ૧૨ | | ૧૯૧૦ |
| ૨૪ | શાહ કપુરચંદ પાનાચંદ | અમદાવાદ | સંભવનાથ | ૪ | | ૧૯૦૩ મ. વ. ૫ |
| ૨૫ | શાહ માણેકચંદ ખીમચંદ હા. હરકુંવર | અમદાવાદ | મુનિસુવ્રત સ્વામી | ૫ | | ૧૯૦૧ મા. વ. ૧ |
| ૨૬ | શાહ અમુલખ કશળા | વીશનગર | શીતળનાથ | ૬ | | ૧૯૨૪ મ. શુ. ૧૫ |
| ૨૭ | શાહ ચુનીલાલ કસ્તુરચંદ | ડભોઈ | સુવિધિનાથ | ૩ | | ૧૯૮૮ મ. શુ. ૬ |
| ૨૮ | બાઈ ગુલાબ | વીજાપુર | ઋષભદેવ | ૯ | ૧ | ૧૯૧૦<br>૧૮૯૩ મ. શુ. ૧૦ |
| ૨૯ | શાહ ભગવાન હરખા | અમદાવાદ | અભિનંદન સ્વામી | ૬ | ૧ | ૧૯૧૧ ફા. શુ. ૨ |
| ૩૦ | શાહ જેઠાલાલ દેવચંદ | અમદાવાદ | મહાવીર સ્વામી | ૧૮ | | ૧૯૨૧ મ. શુ. ૧ |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૩૧ | શાહ ઓતમચંદ વેલચંદ | અમદાવાદ | કુંથુનાથ | ૮ | | ૧૯૦૧ મા. શુ. ૭ |
| ૩૨ | મારવાડી ગંભીરમલજી | ઇન્દોર | મુનિસુવ્રત સ્વામી | ૫ | ૨ | ૧૯૧૪ વૈ. વ. ૯ |
| ૩૩ | મોદી ગુલાબચંદ ખીમજી હા. તારાચંદ પ્રાગજી | જામનગર | પાર્શ્વનાથ | ૯ | | ૧૯૨૮ મ. શુ. ૫ |
| ૩૪ | શાહ મૂળચંદ ન્યાલચંદ | અમદાવાદ | પાર્શ્વનાથ | ૭ | ૧ | ૧૮૯૩ મ. શુ. ૧૦ |
| ૩૫ | શાહ અમુલખ જેઠા | બખ્તાપુર | નમિનાથ | ૧૨ | ૨ | ૧૯૨૧ મ. વ. ૩ |
| ૩૬ | ગાંધી નેમચંદ તારાચંદ | શીહોર (મુંબઇ) | સુપાર્શ્વનાથ | ૪ | | ૧૯૨૫ મ. શુ. ૨ |
| ૩૭ | શાહ સાકરચંદ પૂંજા | જામનગર | અજિતનાથ | ૫ | | ૧૯૨૮ ફા. શુ. ૨ |
| ૩૮ | વકીલ માણેકચંદ મોતીચંદ | અમદાવાદ | ધર્મનાથ | ૭ | | ૧૯૩૦ વૈ. શુ. ૨ |
| ૩૯ | શાહ દેવચંદ દોલતરામની ભાર્યા બાઇ દીવાળી | અમદાવાદ | મુનિસુવ્રત સ્વામી | ૩ | | ૧૯૪૦ મ. વ. ૨ |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૪૦ | શાહ મોતીચંદ વીરચંદ | મહેસાણા | પદ્મપ્રભુ | ૧૨ | | ૧૯૨૧ મ. શુ. ૭ |
| ૪૧ | શાહ રીખવદાસ ઉજમશી | પાટણ | કુંથુનાથ | ૩ | | ૧૯૨૧ મ. શુ. ૭ |
| ૪૨ | શાહ સાકરચંદ ઝવેરચંદ હા. બાઈ હેમકોર | અમદાવાદ | ધર્મનાથ | ૬ | | ૧૯૩૮ મા. વ. ૩ |
| ૪૩ ગોખ. | શાહ કંકુચંદ ભૂખણદાસ હા. બાઇ નાની | પાટણ | પાર્શ્વનાથ | ૩ | | ૧૯૪૦ મા. શુ. ૬ |
| ૪૪ | ઝવેરી આલમચંદ ખોગલચંદ | પાટણ | અજિતનાથ | ૯ | | ૧૯૪૦ મા. શુ. ૬ |
| ૪૫ | શેઠ આણંદજી પુરુષોત્તમ | ભાવનગર | કુંથુનાથ | ૯ | ૧ | ૧૯૪૯ મા. શુ. ૨ |
| ૪૬ | શાહ ફતેચંદ હકમચંદ | ભાવનગર | શાંતિનાથ | ૫ | | ૧૯૪૬ અ. શુ. ૧૧ |
| ૪૭ | શાહ મૂળજી ભુલચંદ | જામનગર | નમિનાથ | ૩ | | ૧૯૪૪ મા. શુ. ૧૧ |
| ૪૮ | શાહ વધુચંદ કેવળચંદ | પાટણ (મુંબઇ) | સ્વયંપ્રભ સ્વામી | ૭ | | ૧૯૫૦ પો. વ. ૧ |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| | | | | | | ૧૯૪૧ |
| ૪૯ | શાહ દેવચંદ ગંગાધર | પોરબંદર | સુમતિનાથ | ૧૨ | | ૧૯૨૧ મ. શુ. ૭ |
| ૫૦ | શાહ મનસુખ પ્રેમચંદ | અમદાવાદ | કુંથુનાથ | ૩ | | ૧૯૪૭ મ. શુ. ૬ |
| ૫૧ | શાહ વાલચંદ ભગવાન | અમદાવાદ | વિમળનાથ | ૧૪ | | ૧૯૨૧ મ. શુ. ૭ |
| ૫૨ | શાહ કસ્તુરચંદ સાકેરચંદ | જુન્નેર | ઋષભદેવજી | ૪ | | ૧૯૪૨ ચૈ. વ. ૧ |
| ૫૩ | શાહ સાકરચંદ પુંજા | જુન્નેર | ચંદ્રપ્રભુ | ૬ | | ૧૯૦૩ મ. વ. ૫ |
| ૫૪ | શાહ નથમલજી મંગલજી | ખડનગર (ઉજ્જૈન પાસે) | મહાવીર-સ્વામી | ૩ | | ૧૯૨૯ પો. શુ. ૫ |
| ૫૫ | શાહ દલછારામ હીરાચંદ | ખેરાળુ | ઋષભદેવ | ૪ | | ૧૯૪૦ મા. શુ. ૯ |
| ૫૬ | શાહ છગનલાલ વખતચંદની વિધવા બાઈ પરસન | અમદાવાદ | સંભવનાથ | ૪ | | ૧૯૨૧ મ. શુ. ૭ |
| ૫૭ | શાહ વીઠુલ માનચંદ વીરજી | પુના | ચંદ્રપ્રભુ | ૬ | | ૧૯૨૧ મ. શુ. ૭ |
| ૫૮ | | | | ૭ | | |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૫૯ | શાહ મીઠાચંદ ફતેચંદ | ભાવનગર | અરનાથ | ૬ | | ૧૯૦૩ મ. વ. ૫ |
| ૬૦ | શાહ ગાંગા ભોધા | ભાવનગર | ધર્મનાથ | ૬ | | ૧૯૨૭ મ. શુ. ૩ |
| ૬૧ | શાહ કચરાદાસ ઉમેદચંદ | ચલોડા | શાંતિનાથ | ૩ | | ૧૯૬૧ મા. શુ. ૨ |
| ૬૨ | બાઇ પ્રાણકુંવર | સુરત | શાંતિનાથ | ૧૨ | | ૧૯૨૧ મ. શુ. ૭ |
| ૬૩ | શાહ પરભુદાસ ખુશાલચંદ | ભરૂચ | અનંતનાથ | ૪ | | ૧૯૦૩ મ. વ. ૫ |
| ૬૪ | શાહ બાપુજી મીઠા | અમદાવાદ | શ્રેયાંસનાથ | ૬ | ૧ | ૧૯૨૧ મા. શુ. ૭ |
| ૬૫ | શાહ રવચંદ નાનચંદ નવાબ | અમદાવાદ | પાર્શ્વનાથ | ૪ | | ૧૯૨૮ ના ફાગણ |
| ૬૬ | શાહ સોમચંદ મોતીચંદ હા. બાઇ કેશર | ઇન્દોર | શ્રેયાંસનાથ | ૬ | | ૧૯૨૬ ચૈ. શુ. ૧૫ |
| ૬૭ | શાહ રામચંદ કુંવરજી હા. શાહ મંગળચંદ ફાવચંદ | પાટણ | નેમનાથ | ૪ | | ૧૯૫૭ અ. શુ. ૫ |
| ૬૮ | બાઈ સોના | ઉજ્જન | મલ્લિનાથ | ૭ | | ૧૯૨૧ મ. વ. ૩ |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૬૯ | શાહ વેણીચંદ વનમાળી | મહેસાણા | પાર્શ્વનાથ | ૩ | | ૧૯૨૧ મ. શુ. ૭ |
| ૭૦ | શાહ વેણીચંદ મલુકચંદ | રણુસણ | મહાવીર-સ્વામી | ૭ | | ૧૯૨૧ મ. શુ. ૭ |
| ૭૧ | શાહ રામચંદ મોહનચંદ | શીરસાલા | પાર્શ્વનાથ | ૩ | | ૧૮૯૩ મ. શુ. ૧૦ |
| ૭૨ | શાહ હીરજી ઉકેરડા | જખૌ(કચ્છ) | નેમનાથ | ૫ | | ૧૯૦૩ મ. વ. ૫ |
| ૭૩ | શાહ રૂપચંદ રામચંદ | અમદાવાદ | મુનિસુવ્રત-સ્વામી | ૩ | | ૧૯૫૦ વૈ. શુ. ૭ |
| ૭૪ | શાહ ઉમેદચંદ લાલચંદ | પાટણ | શ્રેયાંસનાથ | ૩ | | ૧૮૯૩ મ. શુ. ૧૦ |
| ૭૫ | શાહ પાનાચંદ રળીયાતરામ | વડનગર | અનંતનાથ | ૩ | | ૧૯૬૪ વૈ. શુ. ૧ |
| ૭૬ | શેઠ શામળભાઇ નથુભાઇ | કપડવંજ | નેમનાથ | ૩ | | ૧૮૯૩ મ. શુ. ૧૦ |
| ૭૭ | શાહ નગીનદાસ ખીમચંદ | પાટણ | ધર્મનાથ | ૬ | | ૧૯૫૫ વૈ. શુ. ૧૫ |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૯૨ | શાહ જુમખરામ શંઘજી | રામપુરા ભંકોડા | મુનિસુવ્રત-સ્વામી | ૯ | | ૧૯૨૧ મ. શુ. ૭ |
| ૯૩ | બાઈ માહાકોર ( શાહ મૂળચંદ પીતાંબર ) | અમદાવાદ | મલ્લિનાથ | ૩ | | ૧૯૫૪ જે. શુ. ૧૦ |
| ૯૪ | શાહ પાનાચંદ મોતીચંદ હા. બાઈ જડાવ | વીજાપુર | સુપાર્શ્વનાથ | ૩ | | ૧૯૫૧ ચૈ. વ. ૮ |
| ૯૫ | શાહ વનમાળી જગજીવન | વીશનગર | અજિતનાથ | ૪ | | ૧૯૪૯ વૈ. શુ. ૩<br>૧૯૨૧ મ. શુ. ૭ |
| ૯૬ | શાહ નાગર ઉમેદ | રણુજ | શાંતિનાથ | ૧ | | ૧૯૪૭ ફા. શુ. ૧ |
| ૯૭ | શાહ વીરચંદ કરમચંદ | મહેસાણા | અરનાથ | ૩ | | ૧૮૯૩ મ. શુ. ૧૦ |
| ૯૮ | બાઈ પન્નાબાઈ | ઓતા (કંકુલોર) મારવાડ | મહાવીર-સ્વામી | ૬ | | ૧૯૨૧ મ. શુ. ૭ |
| ૯૯ | શાહ જેચંદ ઇચ્છાચંદ હ. બાઈ સુરજ | અમદાવાદ | ચંદ્રપ્રભુ | ૮ | | ૧૯૪૯ પો. વ. ૧ |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧૦૦ | પટવા નાનચંદ દેવચંદ | અમદાવાદ | પાર્શ્વનાથ તથા અજિતનાથ | ૨ | | ૧૯૯૦ ફા. શુ. ૨ |
| ૧૦૧ | શાહ માનચંદ હરખચંદ | માંડળ | ઋષભદેવ | ૩ | | ૧૯૨૧ મ. શુ. ૭ |
| ૧૦૨ | શાહ તલકચંદ લાલચંદ | પાટણ | પાર્શ્વનાથ | ૪ | | ૧૯૪૫ ફા. શુ. ૩ |
| ૧૦૩ | શાહ પરભુદાસ મલુકચંદ સૌભાગ્યચંદ | અમદાવાદ | કુંથુનાથ | ૫ | | ૧૯૪૪ ફા. વ. ૧૨ |
| ૧૦૪ | સંઘવી મોતીચંદ પાનાચંદ હા. બાઇ ચુની | પાટણ | મુનિસુવ્રત-સ્વામી | ૧૨ | | ૧૯૨૧ મ. શુ. ૭ |
| ૧૦૫ | શાહ રતનશી પીતાંબરની ભાર્યા પુરીબાઇ | લીંબડી | ઋષભદેવ | ૫ | ૨ | ૧૯૪૩ અ. શુ. ૧૦ |
| | શાહ વૃજલાલ વેલજી મોતીચંદ | લુણાવાડા | મુનિસુવ્રત સ્વામી | ૬ | | ૧૮૯૩ મ. શુ. ૧૦ |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧૦૭ | ગાંધી દેવચંદ ભાઈચંદ પરશોતમ હા. તેમની દીકરી જડાવ | લુણાવાડા | શીતળનાથ | ૭ | | ૧૯૨૧ મ. શુ. ૭ |
| ૧૦૮ | શાહ જોઈતારામ બેચરદાસ | નડીયાદ | ઋષભદેવ | ૩ | | ૧૯૪૧ કા. વ. ૭ |
| ૧૦૯ | શાહ તારાચંદ હુકમચંદ હીરાચંદ બપઈ | અમદાવાદ | પાર્શ્વનાથ | ૬ | | ૧૯૨૧ મ. શુ. ૭ |
| ૧૧૦ | શાહ તારાચંદ લક્ષ્મીચંદ હા. બાઈ જકલ | અમદાવાદ | અજિતનાથ | ૩ | | ૧૯૪૦ મ. શુ. ૧૩ |
| ૧૧૧ | શાહ મંગળજી રાયકરણ | પુના | પદ્મપ્રભુ | ૫ | | ૧૯૩૯ મ. શુ. ૧૪ |
| ૧૧૨ | શાહ મનસુખ દીપચંદ | અમદાવાદ | પાર્શ્વનાથ | ૫ | | ૧૯૩૮ મ. શુ. ૧૦ |
| ૧૧૩ | શાહ કુંવરજી જેચંદ | વીરમગામ | વાસુપૂજ્ય સ્વામી | ૪ | | ૧૮૯૩ મ. શુ. ૧૦ |
| ૧૧૪ | શાહ ભુલા વજીઆ હા. ઝવેરબાઈ | અમદાવાદ | વિમળનાથ | ૧૦ | | ૧૯૩૮ મા. શુ. ૩ |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧૧૫ | શાહ નગીનદાસ ખેચરદાસ | અમદાવાદ | નેમનાથ | ૫ | | ૧૯૩૪ વૈ. વ. ૧ |
| ૧૧૬ | શાહ ગોકળદાસ પુરુષોત્તમ | અમદાવાદ | વાસુપૂજ્ય સ્વામી | ૪ | | ૧૯૩૭ વૈશાખ |
| ૧૧૭ | શાહ જેચંદ મંછાચંદ | અમદાવાદ | શ્રેયાંસનાથ | ૮ | | ૧૯૩૮ મા. શુ. ૩ |
| ૧૧૮ | ઝવેરી કેવળચંદ ભોગલચંદ | પાટણ | ધર્મનાથ | ૬ | | ૧૮૯૩ મ. શુ. ૧૦ |
| ૧૧૯ | શાહ ખેમચંદ ગુલાબચંદ મૂળચંદ | વાકા (દક્ષિણ) | ચંદ્રપ્રભુ | ૮ | | ૧૯૦૩ મ. વ. ૫ |
| ૧૨૦ | શાહ લીલાચંદ ઉગરચંદ | વીશનગર | ઋષભદેવ | ૯ | | ૧૯૨૮ પો. શુ ૧૩ |
| ૧૨૧ | શાહ અમુલખ ખીમજી | ધોરાજી | ચંદ્રપ્રભુ | ૭ | | ૧૯૦૩ મ. વ. ૫ |
| ૧૨૨ | શાહ અમુલખ ખીમજી | ધોરાજી | પાર્શ્વનાથ | ૮ | | ૧૯૦૩ મ. વ. ૫ |
| | શાહ સોમચંદ રામજી | વણથલી | મુનિસુવ્રત-સ્વામી | ૩ | ૩ | ૧૯૨૪ ફા. વ. ૬ |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧૨૪ | શાહ નથુભાઈ પ્રેમચંદ | વસો | શીતળનાથ | ૧૨ | | ૧૯૨૩ મા. શુ. ૫ |
| ૧૨૫ | શાહ પ્રેમચંદ મોતીચંદ | વસો | સુપાર્શ્વનાથ | ૧૨ | | ૧૯૨૩ મા. વ. ૫ |
| ૧૨૬ | શાહ અનોપચંદ સુખચંદ<br>હા. બાઈ નવી | ખેડા | મલ્લિનાથ | ૩ | | ૧૯૫૦ પો. વ. ૫<br>૧૯૨૧ મ. શુ. ૭ |
| ૧૨૭ | શાહ નાનચંદ રાઇચંદ | સુરત | પદ્મપ્રભુ | ૧૪ | | ૧૮૯૩ મ. શુ. ૧૦ |
| ૧૨૮ | શાહ પાનાચંદ કરમચંદ | વીશનગર | ધર્મનાથ | ૧૬ | | ૧૯૧૬ મ. વ. ૧૦ |
| ૧૨૯ | બાઈ રતનબાઈ | બુરાનપુર | શાંતિનાથ | ૧૪ | ૧ | ૧૮૯૮ ચૈ. વ. ૬ |
| ૧૩૦ | શાહ સાકરચંદ હેમજી<br>હા. બાઈ રળીઆત | રાધનપુર | શાંતિનાથ | ૧૨ | ૧ | ૧૮૯૩ ફા. શુ. ૩ |
| ૧૩૧ | શાહ તારાચંદ | ખંભાત | પાર્શ્વનાથ | ૧૪ | ૨ | ૧૮૯૩ મ. શુ. ૧૦ |
| ૧૩૨ | શાહ રતનચંદ હીરાચંદ | દમણ | શાંતિનાથ | ૧૩ | | ૧૮૯૩ મ. શુ. ૧૦ |
| ૧૩૩ | શાહ ખેંગાર શંઘજી | રાધનપુર | ધર્મનાથ | ૧૫ | | ૧૮૯૩ મ. શુ. ૧૦ |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧૩૪ | શાહ સોમચંદ તારાચંદ | સાદરી | ઋષભદેવ | ૧૪ | | ૧૮૯૩ મ. શુ. ૧૦ |
| ૧૩૫ | બાઈ વિજયા | દમણ | અજિતનાથ | ૧૦ | | ૧૮૯૩ મ. શુ. ૧૦ |
| ૧૩૬ | શાહ રીખવદાસ મોદી | | સુપાર્શ્વનાથ | ૮ | | ૧૮૯૩ મ. શુ. ૧૦ |
| ૧૩૭ | શાહ નગીનદાસ નરોત્તમદાસ | અમદાવાદ | મલ્લિનાથ | ૫ | | ૧૯૭૮ જે. વ. ૬ |
| ૧૩૮ | શેઠ માણેકલાલ મગનલાલ તેલી | અમદાવાદ | પાર્શ્વનાથ | ૬ | | ૧૯૭૬ મ. શુ. ૩ |
| ૧૩૯ | શેઠ સુરજમલ ખુબચંદ હા. બાઈ મણી | પાટણ | સુમતિનાથ | ૮ | | ૧૯૭૪ અ. શુ. ૨ |
| ૧૪૦ | શાહ અમૃતલાલ મોકમચંદ | અમદાવાદ | મલ્લિનાથ | ૧ | ૨ | ૧૯૭૩ અ. શુ. ૨ |
| ૧૪૧ | બાબુ હરમાનસીંગજી લક્ષ્મીચંદજી કર્ણાવટ | કલકત્તા | સુપાર્શ્વનાથ | ૫ | | ૧૯૭૭ વૈ. શુ. ૬ |
| ૧૪૨ | શાહ વાડીલાલ તારાચંદ હા. બાઈ પારવતી | અમદાવાદ | સુવિધિનાથ | ૫ | | ૧૯૮૦ મા. શુ. ૫ |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧૪૩ | શાહ ધનરૂપજી માલાજી | ખરડું ઠ (મારવાડ) | ઋષભદેવ | ૩ | | ૧૯૮૧ કા. વ. ૫ |
| ૧૪૪ | શાહ ટેકચંદજી ભાણાજી | આહોર (મારવાડ) | ચંદ્રપ્રભુ | ૩ | | ૧૯૮૦ વૈ. શુ. ૧૨ |
| ૧૪૫ | | | | | | |
| ૧૪૬ | વકીલ સાંકળચંદ રતનચંદની વિધવા બાઇ ચંપા | અમદાવાદ | અરનાથ | ૧ | | ૧૯૭૯ મા. શુ. ૧૫ |
| ૧૪૭ | શાહ સુંદરજી હરચંદની પુત્રી ગુલાબબહેન | પ્રભાસ-પાટણ | મલ્લિનાથ | ૧ | | ૧૯૮૭ મા. વ. ૨ |
| ૧૪૮ | શાહ હીરાલાલ મગનલાલ | અમદાવાદ | પાર્શ્વનાથ | ૧ | ૨ | ૧૯૮૨ ફા. વ. ૭ |
| ૧૪૯ | શાહ લહેરચંદ ઉજમચંદ હા. બાઇ મોતા. | પાટણ | અભિનંદન-સ્વામી | ૩ | | ૧૯૮૦ મ. શુ. ૧૩ |
| ૧૫૦ | શાહ ન્યાલચંદ (તનમન) કાળીદાસ | અમદાવાદ | અજિતનાથ | ૧૦ | | ૧૯૮૬ વૈ. શુ. ૩ |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧૫૧ | શાહ છનાલાલ ત્રીકમલાલ | અમદાવાદ | સંભવનાથ | ૩ | | ૧૯૮૬ મા. શુ. ૬ |
| ૧૫૨ | શાહ ઠાકોરભાઈ મૂળચંદ | સુરત | ધર્મનાથ | ૫ | | ૧૯૮૬ વૈ. વ. ૨ |
| ૧૫૩ | બેન ધબલીબેન (શાહ ઠાકોરભાઈ મૂળચંદની પુત્રી) | સુરત | ઋષભદેવ | ૧ | | ૧૯૮૬ વૈ. વ. ૨ |
| ૧૫૪ | ચોકસી સકરચંદ લલ્લુભાઈ | અમદાવાદ | વાસુપૂજ્ય સ્વામી | ૬ | | ૧૯૮૬ વૈ. વ. ૬ |
| ૧૫૫ | શાહ તલકચંદ લલ્લુભાઈ | બારેજા | શાંતિનાથ | ૩ | | ૧૯૮૧ મ. શુ. ૧૨ |
| ૧૫૬ | શાહ ભેરાજી વજાજીની વિધવા બાઈ નવીબાઇ | પુના | ચંદ્રપ્રભુ | ૩ | | ૧૯૮૫ જે. શુ. ૨ |
| ૧૫૭ | શાહ છોટાલાલ ચુનીલાલ ઢાલગરા | અમદાવાદ | સુમતિનાથ | ૫ | | ૧૯૮૭ વૈ. શુ. ૧૦ |
| ૧૫૮ | શાહ પોપટલાલ ઉજમશી | લીંબડી | પાર્શ્વનાથ | ૩ | | ૧૯૮૭ મ. શુ. ૫ |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ગોખ. ૧૫૯ | શાહ મગનલાલ લલ્લુભાઈ | અમદાવાદ | ઋષભદેવ | ૧ | | ૧૯૮૬ વૈ. શુ. ૬ |
| ૧૬૦ | શેઠ મોતીશાહ અમીચંદ સાકરચંદ (ઘરની) | મુંબઈ | | ૧ | | |
| ૧૬૧ | શેઠ મનસુખલાલ ડાહ્યાભાઈ | ખંભાત (તારાપુર) | ઋષભદેવ | ૩ | | ૧૯૮૭ મા. વ. ૨ |
| ૧૬૨ | શાહ ગગલ ઉજમચંદ | ડીસા— (જુના) | શાંતિનાથ | ૩ | | ૧૯૮૬ વૈ. શુ. ૧૫ |
| ૧૬૩ | શાહ નથુભાઈ હાથીભાઈ | ડાભલા (સ્ટે. વસઈ) વાયા મેસાણા | મહાવીર-સ્વામી | ૩ | | ૧૯૮૮ વૈ. શુ. ૭ |
| ૧૬૪ | શાહ જાદવજી ગુલાબચંદ | વડાલી | ઋષભદેવ | ૩ | | ૧૯૮૯ મ. શુ. ૧૦ |
| ૧૬૫ | શેઠ મોહનલાલ છોટાલાલ પાલખીવાળા | અમદાવાદ | ઋષભદેવ | ૩ | | ૧૯૯૨ મ. શુ. ૧૦ |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧૭૩ | માસ્તર પરશોતમદાસ રણછોડદાસ | અમદાવાદ | અનંતનાથ | ૩ | | ૧૯૯૨ વૈ. શુ. ૧૦ |
| ૧૭૪ | શાહ માણેકલાલ જેચંદ ઊગરચંદની વિધવા બાઈ ચંચળ | માણુસા | અજિતનાથ | ૩ | | ૧૯૯૩ પો. શુ. ૧૨ |
| ૧૭૫ | વોરા વેલશી પુંજાભાઈ પેઢડાવાળા તથા શાહ સનાભાઈ બાલાભાઈ | સબાસપુર<br>અમદાવાદ | ચંદ્રપ્રભુ<br>પાર્શ્વનાથ<br>શાંતિનાથ | ૩ | | ૧૯૯૧ અ. શુ. ૧૦ |
| ૧૭૬ | શાહ ન્યાલચંદ ઊજમચંદ હા. ચુનીલાલ ન્યાલચંદ પાટણવાળા | રાજકોટ | પાર્શ્વનાથ શ્યામ ફણાવાળા | ૪ | | ૧૯૯૧ મ. શુ. ૧૦ |
| ૧૭૭ | શાહ વીરચંદ વાડીલાલ મૂળચંદ | નવા–ડીસા | ધર્મનાથ | ૬ | | ૧૯૯૦ દ્વિ. વૈ. શુ. ૫ |
| ૧૭૮ | શાહ વાડીલાલ મોતીચંદ નથુચંદ | નવા–ડીસા | પાર્શ્વનાથ | ૩ | | ૧૯૯૦ મ. શુ. ૧૦ |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧૭૯ | શાહ હીરાલાલ માનચંદ | અમદાવાદ | પાર્શ્વનાથ | ૩ | | ૧૯૯૦ મ. શુ. ૫ |
| ૧૮૦ | શાહ પ્રેમચંદ ભીખાજીની દીકરી બાઈ પારવતી | જલાલપુર | મહાવીર-સ્વામી | ૩ | | ૧૯૯૧ ફા. શુ. ૭ |
| ૧૮૧ | શાહ તારાચંદ પાનાચંદની વિધવા બાઈ ગંગા | અમદાવાદ | ઋષભદેવ | ૧ | | ૧૯૮૭ ફા. વ. ૨ |
| ૧૮૨ | શાહ ગોકુનલાલ અમીચંદની વિધવા બાઈ સમરત | સાંગણપુર | પાર્શ્વનાથ | ૩ | | ૧૯૮૬ મા. શુ. ૧૧ |
| ૧૮૩ | શા. પરતાપજી ગલાજી ગાંધી | ખીવાણદી (મારવાડ) સ્ટે. એરણપુરા | ઋષભદેવ | ૩ | | ૧૯૮૫ કા. વ. ૧૦ |
| ૧૮૪ | શાહ હઠીચંદ કેવળદાસ | અમદાવાદ | ઋષભદેવ | ૩ | | ૧૯૯૦ કા. વ. ૭ |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૮૫ | શાહ ભાઈલાલ ગીરધરલાલ | મેથી (વડોદરા) | પાર્શ્વનાથ | ૩ | | ૧૯૯૦ દ્વિ. વૈ. શુ. |
| ૧૮૬ | શેઠ સૌભાગ્યચંદ સુરચંદ હા. પારવતી બેન | સુરત | શાંતિનાથ | ૩ | | ૧૯૯૨ ફા. વ. ૧૦૩ |
| ૧૮૭ | શેઠ મોતીલાલભાઈ ન્યાલચંદ | પાટણ | શાંતિનાથ | ૫ | | ૧૯૯૩ કા. વ. ૫ |
| | કુલ દેરીઓના પ્રતિમાજીનો સરવાળો... | | | ૧૧૯૭ | ૨૫ | |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| મોટા દેરાસરજીમાં | શાહ હાથીભાઇ મલુકચંદ | આગલોલ | | ૧ | | ૧૯૭૩ અ. શુ. ૨ |
| મોટા દેરાસરની ચોકીમાં દક્ષિણે | શાહ અમથાભાઈ હીરાચંદ તથા વીરચંદ હીરાચંદ ( ધોલેરાવાળા ) | અમદાવાદ | | ૩ | ૧ | ૧૯૭૪ વૈ. શુ. ૧૫ |
| મોટા દેરાસરજીની ચોકીમાં ઉત્તરે | શાહ ઉમેદભાઈ વીરચંદ ધોલેરા તથા શાહ સાકરચંદ તારાચંદ ( ધોળકાવાળા ) | અમદાવાદ | | ૩ | | |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| શેઠ તારાચંદ નથુભાઈના દેરાની ચોકીમાં દક્ષિણે | શેઠ ખાલુભાઈ સકલચંદ | સુરત | | ૩ | | |
| ,, ઉત્તરે | શેઠ માનચંદ સકલચંદ | સુરત | | ૩ | | |
| | | | | ૧૩ | ૧ | |

## ટુંકના કોઠાઓમાં પરોણા બિંબો.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| કોઠા | | | | | | |
| ૧ | પૂજારી હઠા લખમણવાળી ભમતીમાં | — | | ૩૨ | | |
| ૨ | પૂજારી ઉકા અરજણવાળી ભમતીમાં | | | ૩૪ | ૩૪ | |
| | | | | ૬૬ | ૩૪ | |
| | ટુંકમાં કુલ પ્રતિમાજીઓની સંખ્યા. | | | ૧૭૬૭ | ૧૦૨ | રૂપાના ૮ |
| | | | | ૧૮૭૭ | | |

# પરિશિષ્ટ ૮

## પંડિત શ્રી વીરવિજયજીકૃત

## (મુંબાપુરીસ્થ) ભાયખલાનાં ઢાળિયાં.[1]

## (સં. ૧૮૮૮)

### ઢાળ ૧ લી

(શ્રાવણ વરસે રે સ્વામી–એ દેશી)

સુખકર સાહિબ રે પામી, પ્રથમ રાય વનિતાના સ્વામી;
કંચનવરણી રે કાયા, લાગી મનમોહન સાથે માયા.–કંચન ૧

ક્ષીરોદકનાં રે પાણી, સુરતરુ ફૂલ સુર આપે આણી;
ત્યાસી લાખ પૂરવ રંગ રસીયા, લાખ પૂરવ સમતામાં વસીઆ.–કંચન ૨

શિવ નીસરણી રે થાપી, તિણે સિદ્ધાચલ યાત્રા વ્યાપી;
બાકી ફરસના રે જાણું, નાથજી આવ્યા પૂરવ નવાણું.–કંચન ૩

નામ યુગાધીશ રે જપંતાં, દશ હજાર મુનિ મલપંતા;
સંજમ થાને કરે વસીયાં, અષ્ટાપદ અણુસણ ઉચરીયાં.–કંચન ૪

યોગ નિરોધ્યે રે વાસિ, પરીશાટન પંચાસી નાસી;
પુરણાનંદી દુગ ઉપયોગે, સુખીયા શિવરમણી સંજોગે.–કંચન ૫

---

૧. આ ઢાળિયાંની નકલ સંશોધક શ્રીયુત મોહનલાલ દલીચંદ દેશાઇ બી. એ; એલએલ. બી. એ પૂરી પાડી છે તે માટે તેઓશ્રીનો આભાર માનું છું.

દિલ ભરી કરતા રે દેવા, સુંદર તસ પડિમાની સેવા;
અહનિશ દેવ રહે અનુચરમાં, **ઋષભદેવ શ્રી રાજનગરમાં**-કંચન ૬
ચિંતે દેવા રે મનમાં, વસીએ ક્રીડા કારણ વનમાં;
ભૂતલ ભમતાં રે દીઠો, **સુસુઈ** બિંદરે બાગ ગરીઠો.-કંચન ૭
ઇહાં નિત્ય રૂડું રે કરીએ, મનમોહન માટે મંદિરીએ;
પ્રભુને પ્રીત કરી પધરાવું, બાગનો કર્ત્તા શેઠ જગાવું.-કંચન ૮
શેઠ **અમીચંદ સાકરચંદ**, તસ કુલદીપક **મોતીચંદ;**
શ્રી શુભ**વીર** સુખે નિત્ય સુતા, સુપને સુર સંદેશો દેતા.-કંચન ૯

## ઢાળ ૨ ૭

(સોગઠડાં તે માંબ્યાં સોલ રે, નીલાં પીલાં ને રાતાં ચોલ રે
ગોકુલ નહી રમું રે.-એ દેશી)

'સુણો સેઠ ! કહું એક વાત રે, તુમે દાન ગુણે વિખ્યાત રે.
ભાગ્યદશા ફલી રે.
ભુંઈખલિં કરાવ્યો બાગ રે, મને પ્રગટ્યો દેખી રાગ રે. ભાગ્ય૦ ૧
તરુ ચંપક તિલક અશોક રે, વલિ વેલડીયોના થોક રે;
ધવ તાલ તમાલ અખોડ રે, જાઈ કેતકીયોના છોડ રે. ભાગ્ય૦ ૨
ચંબેલી ગુલાબની પાસે રે, વાસંતી પરિમલ વાસે રે;
ફણસાં સહકારની શાખ રે, સીતાફલ દાડીમ દ્રાખ રે. ભાગ્ય૦ ૩
રમતાં પંખી કરી માળા રે, ફળ ભારે નમી તરુડાલા રે;
શુક મેના હંસ ને મોર રે, ચકવા ચકવી ને ચકોર રે. ભાગ્ય૦ ૪
કરે ક્રીડા સરોવર પાળ રે, બોલે કોયલ આંબાડાલ રે;
વન શોભા કેતી વખાણું રે, ગયું નંદનવન લજાણું રે. ભાગ્ય૦ ૫

વાડી ફરતી વાડીયો જૂની રે, જિનમંદિરિયા વિના સૂની રે;
જિનમંદિર એક કરાવો રે, પ્રભુ ઋષભદેવ પધરાવો રે. ભાગ્ય૦ ૬
અમે રાજનગરમાં રહું છું રે, તુજ પૂન્ય ઉદયથી કહું છું રે;
ગયો. દેવ કહી ઇમ રાગે રે, શુભવીર મોતીચંદ જાગે રે.
ભાગ્ય૦ ૭

## ઢાળ ૩ ૭

( હું તો મોહી છું તુમારા રૂપને રે લો—એ દેશી )

જમનાજનક જણ ઉગીયો રે લો, સેઠ હુકમ તવ પુગીયો રે લો;
ખાતમુહુરત ધન મોકલે રે લો, શહેરથી કોશ દોય વેગલો રે લો. ૧
કરતા કારીગર લાગમાં રે લો, ભુંઇખલાના બાગમાં રે લો;
જેં નમમોં કરે રે લો (?), મૂલ ગભારો સહુથી સિરે રે લો. ૨
દેવ સભાથી સોહામણો રે લો, રંગમંડપ રલીયામણો રે લો,
સતર (!) શિખર જોવા જિસ્યાં રે લો,
જાણું સંજમ ગુણ જઈ વસ્યો રે લો. ૧
દેહરાની શોભા શી કહું રે લો, ગોમટ ચિત્રામણ બહુ રે લો,
રંભા સરગથી ઉતરી રે લો, ઉંચી ગોમટ ઘણી પૂતલી રે લો. ૪
જોવા યોગ્ય બીજું કર્યું રે લો, ઉપર શિખરમાં દેહરું રે લો,
દોય અગાસીએ વાલિયાં રે, બાજુ બેહું પગથાલીયાં રે લો. ૫
દેહરા બાજુ દોય દેહરી લો, ગોમુખ યક્ષ ચક્કેસરી રે લો,
ધરમસાલા સોહામણી રે લો, સાંહમીવચ્છલ કરવા ભણી રે લો. ૬
બેઠક સુંદર બંગલે રે લો, સાહમાં પુઆરે જલ ઉછળે રે લો,
મૂલ દરવાજા ઉપરે રે લો, બંગલે બેઠા દરસન કરે રે લો. ૭

આગલ કાષ્ઠનો માંડવો રે લો, ખુરસી બેઠા જુવે ઉછવે રે લો,
જમણી બાજુ આંબા સીરે રે લો, બેઠી કોયલ ટહુકા કરે રે લો. ૮
દેહરા પાછલ એક આંબલી રે લો, પગલાં પ્રભુનાં રાયણ તળે રે લો,
સુરજકુંડ જલ તાગ છે રે લો, ફિરતાં દેવલ પુલબાગ છે રે લો. ૯
દરવાજે વડ હેઠલે રે લો, હનુમંત વીર ચોકી ભરે રે લો,
ફુલ ફલ કેરી ઝાડીયો રે, આજુબાજુ ઘણી વાડીયો રે લો. ૧૦
દેશીવિદેશી વીશ્રામતા રે લો, સેઠ તણા ગુણ ગાવતા રે લો,
શેઠે બહુ રચના કરી રે લો, પણ મેં થોડી(ઈ) ઉચરી રે લો. ૧૧
**આદીશ્વર** પધરાવવા રે લો, કરે મનોરથ નવનવા રે લો,
મુહુરત શુદ્ધ પ્રકાશીએ રે લો, **અઢારસેં પંચ્યાસીએ** રે લો. ૧૨
**માગશર શુદિ ષષ્ટિ** તણું રે લો, શુક્રવારે સોહામણું રે લો,
શ્રી **શુભવીર** પ્રભુતણી રે લો, વાટિ જુએ શેઠજી ઘણી રે લો. ૧૩

## ઢાળ ૪ થી.

( ગોકુલની ગોવાલની, મહી વેચવા ચાલી–એ દેશી )

શ્રી **મરુદેવા** નંદને તેડવાને કાજે,
શેઠ **મોતીશા** મોકલે નર બોહલેં સાજે. ૧
**રાજનગર** જઇ વિનવે, પ્રભુને દરબારે,
સ્વામી સાહેબને ઘણું શેઠજી સંભારે. ૨
રાત દિવસ હઈડા થકી એક પલ ન વિસારે,
રાગીને ઘર જાયવૂં ચુગતું સંસારે. ૩
વેગલો પણ વાલ્હેસરી જિમ ચંદ ચકોરે,
ભક્તિવશેં ભગવાન છે, ઇમ પંડિત બોલે. ૪

સાહેબ સેવક વિનતી, એ દિલમાં ધરવી,
**મુંમાઈ** શહેર પધારતાં, હવે વાર ન કરવી. ૫
ઇમ કહી પ્રભુ પૂજીને, પાલખી પધરાવે,
ચાલંતાં સુર સાંનિધે, **ભરૂઅચે** આવે. ૬
ઝાઝ ચઢ્યા જિનરાજનાં, હું પાય જુહારું,
**રેવાં** શુરી સખીને કહે, પ્રભુ જગના તારુ. ૭
વિશ્વંભર ભારે ભરી, કીમ નાવાં ચાલે,
રમણુ પ્રિયા **રેવાં** પ્રતે, ઇમ ઉત્તર તાલે. ૮
હયડે ઉપાડી નાથને, ભવસાયર તરીએ,
ચરમ મસક પવને ભરી, તરતી ભર દરીએ. ૯
વાયુ પ્રભાવ એ જાણીએ, તિમ એ ગુણુ દરીયા,
વાત કરંતાં વેગસું, પ્રભુ પાર ઉતરીયા. ૧૦
**સુરત** વનવાસો વસી, પ્રભો પંથે સધાવ્યા,
**મુમાઇ** શેહર તે ઢુંકડા, અરિહા જબ આવ્યા. ૧૧
શેઠ વધામણી સાંભલી, ઉઠ્યા તિણિ વેલા,
ચિંતે પૂરણુ પુણ્યથી, મનમોહન મેલા. ૧૨.
સામઇયું સજતા તિહાં, બહુલા સાંબેલા,
નિજનિજ ઘર પરિવારથી, સહુ સાજન ભેલા. ૧૩
હાથી ઘોડા પાલખી, ચકડોલ રથાલી,
બહુલા વાજિંત્ર વાજતે, ગાવે લટકાલી. ૧૪
**ખિમચંદ**ભાઇ પુત્ર તે, **મોતીશા** કેરા,
અશ્વ ફુલાંકિત આગલે, પુણ્યવંત અનેરા. ૧૫

સાજન સાથે શેઠજી, ચાલે પરવરિયા,
એ સામૈયું દેખતાં, કોણિક સાંભરીયા. ૧૬
દેખી પ્રભુ મુક્તાફલે, વંદીને વધાવ્યા,
વાડી કેરે બંગલે, પ્રભુજી પધરાવ્યા. ૧૭
નવનવી ભેટ નિવેદસ્યું, ભક્તિ કરે ઝાઝી,
શ્રી **શુભવીર** વિનોદસ્યું, થયા શેઠજી રાજી. ૧૮

## ઢાળ ૫ મી

(તુને પાઉં દૂધ ને સાકરડી, મત માર રે કાંના કાંકરડી-એ દેશી)

પરુણાંગત પ્રભુને પધરાવી, **મોતીશા** નિજ મંદિર આવી;
ચિંતે મુઝ ઘર સુરતરુ ફલીયા, વલી મેં માગ્યા પાસા ઢલીયા. ૧
સવી સંઘ તિહાં ભેલો કરીયો, જિન આણા–તિલક શિરે ધરીયો;
જોશી એ મુહુરત ઉચરીયો, દેશાવર લખી કંકોતરીયો. ૨
ગામ ગામ તે વાંચી લોક ઘણા, પરશંસે મારગ પુણ્ય તણા;
આ કાલે એ પુણ્યવંત થયો, એની નજરે દાલિદ્ર દૂર ગયો. ૩
**પાલીતાણે** કરી ધર્મશાલા, **મોતીશા** એ પુણ્યની શાલા;
સવી ધર્મશાલાની ઠકરાણી, જાણું સરગથકી મૂલે આણી. ૪
તિહાં સંઘ ચતુર્વિધ જે રહેતા, તસ ભક્તિ શેઠ ઘણી કરતા;
કાંઈ વાત કહ્યામાં ન આવે, **કુંતાસર** ખાડો પૂરાવે. ૫
એ ઉપર જખ દહેરાં થાશે, તવ પાંચમી વસહી કહેવાશે;
**મુંબાઇ**માં પણ જિનમંદિરીએ, આપણુ જઇને ઉછવ કરીએ. ૬
ઇમ **મરુધર** **સુરત** **સાહાજાદિ**, તિહાં ભણ્યા ગુણ્યા **અમદાવાદિ**;
સહુ શ્રાવક **મુંબાઈ**માં વિચરે, **શુભવીર** શેઠ બહુમાન કરે. ૭

## ઢાળ ૬ ઠ્ઠી

( વિવાહલાની દેશી )

( મારો સસરો આવ્યા રે સાસુ સોતા, મારો નાંગ્યો માડી જાયો
વીર મેં મહાજગ માંડીઓ—એ દેશી )

( ઋષભની માતા, ઋષભ ઘેર આવે છે—એ દેશી )

હવે સામગ્રી સવી સજ્જ કરી, ચઢે જલજાત્રા વરઘોડે
તીરથ જલ લાવે છે;
શહેરના સઘલા વ્યવહારીયા, વર વેશ ધરી રથ જોડે
તીરથ જલ લાવે છે. ૧

લાવે લાવે **મોતીચંદ** શેઠ, નમણુ જલ લાવે છે;
નવરાવે **મરુદેવીનંદ**, પ્રભુ પધરાવે છે.

સાંબેલા ઘણા શણગારીયા, જાણે દેવકુમાર અવતાર; તીરથ૦
ગાયે ગીત ભલી ગુણવંતીઓ, વર તોરણ ઘર ઘરબાર. તીરથ૦ ૨

આઠ મંગલધર આગલ ચલે, બોલે જાચક મંગલ ભાવ; તી૦
ચલે કલશ ભરી જલઝારીયો, થાય પંથે વલી છંટકાવ. તી૦ ૩

ઉંચી કરે ધજા વૈજયંતીઓ, ચારઠ બગીચોના બજાવ; તી૦
મેઢી માલે જુએ મહિલા ચઢી, જોવા જેવો જમ્યો રે જમાવ. તી૦ ૪

લઘુ હસ્તિ કુતીલમાં ચાલતા, એક માવત કર અંકુશ; તી૦
વાજે વાજિંત્ર વેલાતના, ભલી પડી રે નગારાંની ધોંસ. તી૦ ૫

ટહુકે શરણાંઈ ટહુકડા, ચલતા ભાલા ઝલકાર; તી૦
ઝણઝણીયો નિશાંન તે ઝગઝગેં, ગારદી તુર્કી અસવાર. તી૦ ૬

આઠ છત્રધરા ચામરધરા, રૂડો ઈંદ્રધ્વજ સંગાથ; તી૦
અલબેલી સહેલી સાથમાં, રાંમણુ દીવો શેઠાણીને હાથ. તી૦ ૭

ભેરી ભુંગલ વીણા વાજતી, વાજિંત્ર વિચિત્ર પ્રકાર; તી૦
ઘણી ધૂપઘટા ગગને ચલી, નવલે વેશે નરનાર. તી૦ ૮
શેઠ સાજન મોટે સંચર્યા, **બાલાભાઇ ત્રીકમ** સાથ; તી૦
ચામર ઢલતા શિર પાલખી, માંહે બેઠા જગતના નાથ. તી૦ ૯
કર જોડી કરે સહુ વંદના, પ્રભુ રહેજો હઇડાપાસ; તી૦
દેવ દેવી જુએ ગગને રહી, તલ પડવા નહિ અવકાશ. તી૦ ૧૦
હાથી ઘોડા ને પાલખી, ઘોડવેહેલ્યોનો નહિ પાર; તી૦
ટોપીવાલા હાકમ જોઇ હરખંતા, વરઘોડો ચલ્યો પુરબાર. તી૦ ૧૧
વડ શીતલ છાયેં ચાલતાં, સહુ આવંતા વાડી મઝાર તી૦
વરઘોડો તિહાં જઈ ઉતર્યો, દેવ નોતરીયા તિણિવાર. તી૦ ૧૨
તસ આપે અમુલક બાકલા, ભણે મંત્ર આગમ ઉપદેશ, તી૦
વિધિ જાણ શ્રાવક વિધિ સાચવે, નવિ ભૂલ પડે લવલેશ. તી૦ ૧૩
જલ કુંભભરી શ્રીફલ ઠવી, શિર ધરીયા સોહાગણ નાર. તી૦
વલીયો વરઘોડો શહેરમાં, ઉતરીયો શેઠ દરબાર. તી૦ ૧૪
રાતીજગો પૂજા પ્રભાવના, સાચવીયો સકલ વિવેક, તી૦
**શુભવીર** પ્રભુને શાસને, શેઠ ધરતા ધરમની ટેક. તી૦ ૧૫

## ઢાળ ૭ મી.

( તુમે પીલાં પીતાંબર પહેર્યાંજી મુખને મરકલડે—એ દેશી )

મંગલિક ગાવે નરનારજી, શાસનના રસીયા,
કુંભ થાપે ગ્રહ દિગ્પાલજી, શાસનના રસીયા;
પ્રભુ પુંખણ વિધિ મન ખાંતેજી, શાસનના રસીયા,
માગશર શુદિ છઠ્ઠ પ્રભાતેજી, શાસનના રસીયા. ૧

પ્રભુ પધરાવ્યા બહુ રંગેજી શા૦,
અવિચલ સુખ શેઠજી માંગેજી, શા૦
જસનામી અનોપમ છાજેજી શા૦,
મૂલનાયક **ઋષભ** બિરાજે જી. શા૦ ૨
**સીમંધર** સ્વામી પધારે જી શા૦,
તે તો જમણી બાજુ ગભારે જી, શા૦
વામ દિશે ગભારે સોહાવે જી શા૦,
**સંભવ** જિનવર પધરાવે જી. શા૦ ૩
બીજી ચઉ પડિમા સારીજી શા૦,
ઘણી ધાતુની પડિમા પ્યારીજી, શા૦
દોય દેહરીએ જોયા જેવી જી શા૦,
**ગોમુખ ચક્કેસરી** દેવી જી. શા૦ ૪
એક મુહુરતે સરવ અનેરે જી શા૦,
**ધર્મનાથ** શિખરને દેહરે જી, શા૦
અઠોતરી સ્નાત્ર કરાવે જી શા૦,
સામીવચ્છલ બહુભાવે જી. શા૦ ૫
એ ઓચ્છવ પૂજા દેખીજી શા૦,
સુરલોકે સુર અનિમેષે જી, શા૦
સુર સુખ તે દુઃખ કુણુ જાણેજી શા૦,
નરભવ અવધિ કેરો માનેજી. શા૦ ૬
ઈમ ઉત્તમ કામ કરેશ્યે જી શા૦,
તેનાં જગમાં નામ રહેશે જી, શા૦
અવતરશે તે સુરલોકે જી શા૦,
આગલ સુખ થોકાથોકે જી. શા૦ ૭

તપગચ્છ કેરો સણુગારજી શા૦,
વિજેસિંહસૂરિ ગણુધાર જી, શા૦
તસ સત્યવિજય ગુણુલીના જી શા૦,
કપુરવિજય શિષ્ય તેના જી. શા૦ ૮
ખિમાવિજય ખિમા ભંડારજી શા૦,
શ્રી જશવિજય અણુગાર જી, શા૦
પંડિત શુભવિજય જગીશ જી શા૦,
કહે વીરવિજય લઘુ શીશજી. શા૦ ૯
વિજયદેવેંદ્રસૂરીશ જી શા૦,
રાખ્યા મુમઇ ચઉમાસ જી, શા૦
વસુ નાગ વસુ શશિ (૧૮૮૮) વરસે જી શા૦,
આસાઢી પુનિમ દિવસેજી. શા૦ ૧૦
મેં રચીયો એ ગુણુ દીવોજી શા૦,
શેઠ મોતીશા ચિરંજીવોજી, શા૦
ગુણી ગાતાં બહુ ફલ પાવેજી શા૦,
શુભવીર વચન રસ ગાવે જી. શા૦ ૧૧

ઇતિ શ્રી મમાઈ બંદરે ભાયખલાનાં ઋષભ ચૈત્ય સ્તવનં. ઢાલીયાં સંપૂર્ણું લખીત પં. ગૌતમવીજે પં. જ્ઞાનવીજેજી દમણુબંધરે ચોમાસું રહી લખ્યું છે. સં. ૧૮૯૨. ૬–૧૧ પાદરા નં. ૧૦૧.



# પરિશિષ્ટ ૯

## કુંતાસર પ્રતિષ્ઠા ( શત્રુંજયનાં ) મોતીશાનાં ઢાળીયાં

### ઢાળ ૧ લી

( સુખંકર સિદ્ધાચળ સેરીએ–એ દેશી. )

ઉઠી પ્રભાતે પ્રભુ નમીએ, જઈ વિમલાચલ વીસમીએ;
અંતર ધ્યાન રસે રમીએ, વિમલગિરિ રંગ રસે સેવો
ત્રિભુવન તીરથ નહી એવો, વિમલગિરિ રંગ રસે સેવો. ૧

ગિરિ સામા એક ડગ ભરીએ, કોડ હજાર ભવાંતરીએ;
સંચયાં પાતીકડાં હરીએ. વિમલ૦ ૨

અમૃત પદ વરવા આવ્યા, પાંડવ પમુહા મુનિરાયા;
સેંસગેરી મુગતી પાયા. વિમલ૦ ૩

જાત્રા વિના ભોજન ન કરે, સુરસાનીધ અભિગ્રહ પૂરે;
પૂરવ ભવે શું શોક હરે ? વિમલ૦ ૪

ખટમાસી જિન ધ્યાન ધરે, શુક રાજા નિજ રાજ વરે;
શત્રુંજયગિરિ નામ કરે. વિમલ૦ ૫

સંઘવી થઈ સંઘ લઈ ચાલે, સિદ્ધાચલ પંચ સનાત્ર કરે;
શિર પર રાયણ દૂધ ઝરે. વિમલ૦ ૬

ગુરુ ઉપદેશ વચન વાશી, મુંબાઇ બંદર રહેવાશી;
સુરનર ગાવે સાબાશી. વિમલ૦ ૭

અમીચંદ સાકરચંદતણા, કલિજુગમાં કલ્પવૃક્ષ બન્યા;
ઉપગારી તરુછાયા ઘણા. વિમલ૦ ૮

શેઠ મોતીશા ધનરાસે, પૂરે દીન દુખિયાની આશે;
કલકત્તા વળી મદ્રાસે. વિમલ૦ ૯

દરીઆમાંહી જહાઝ ઘણાં, ચીન દેશ વિલાયત સુણાં;
શેઠ મોતીશાના નામતણાં. વિમલ૦ ૧૦

કુંવરપદ ખીમચંદભાઈ, ઇંદ્ર જિસી જસ ઠકરાઇ;
પૂરણ પરભવ સુકમાઇ. વિમલ૦ ૧૧

સિદ્ધગિરિ ઉપર ટુંક તણી, શેઠ મોતીશાને હુંશ ઘણી;
શ્રી શુભવીર વચન સુણી. વિમલ૦ ૧૨

### ઢાળ ૨ જી.

(સાંભળ રે તું સજની મોરી, રજની કયાં રમીઆવીજી રે—એ દેશી)

સંવત અઢારસે અઠાશી માંહે, સિધગેરી શિખર વિચાલેજી રે;
કુંતાસરનો ખાડો મોટો, શેઠજી નયણે નિહાળે.
મનને મોજેજી રે. અંતર નયણાં નિહાળ, મનને મોજેજી રે. ૧
ભવ તરતાં પૂરણને હેતે, ખાતમહુરત ત્યાં કીધુંજી રે;
સર સરપાવ ઘણા જાચકને, દાન અતુલ્ય ત્યાં દીધું. મન૦ ૨
ચોથે આરે બહુ ધનવંતા, પણ નવી ખાડો પુરાવ્યોજી રે;
આ કાળે મોતીશા શેઠે, કનક રૂપઇએ ભરાવ્યો. મન૦ ૩
તે ઉપર જણ ટુંક બનાવે, મધ્ય ચઇત્ય વિશાલજી રે;
આજુબાજુ ચૈત ઘણાં છે, જંબુ તરુપરિવાર. મન૦ ૪
રીખવદેવ પુંડરીક પ્રમુખની, પડિમા ત્રણ હજારોજી રે;
નવી ભરાવી ચિત્ત ઉદારે, વિધિશું શાસ્ત્ર પ્રમાણ. મન૦ ૫

અંજનશલાખા પ્રમુખ સામગ્રી, મેળવતાં ગુરુ સંગેજી રે;
નવ લાખ ઉપર સતસેંસ રૂપઈયા, ખરચાણાં મન રંગે. મન૦ ૬
અમરચંદ ખીમચંદ દમણના, શેઠજી આગે પ્રધાનોજી રે;
ભાઇ અનોપમ હોય સહોદર, અવસર ઉચિતના જાણ. મન૦ ૭
મોહોટા મંદિર પાસે દેહરું, તે પણ શિખર કરાવેજી રે;
ધર્મનાથ આદે બહુ પ્રતિમા, સુંદર તેહ ભરાવે. મન૦ ૮
શશી મંડળ ફરતા ગ્રહમંડળ, તીમ જિનચૈત્ય ઘણેરાજીરે;
સહસ ગમે કારીગર કામે, લાગે ઉઠી સવારે. મન૦ ૯
કલ્યાણજી કહાનજીનો નંદન, દીપચંદ ગુણ પરિણામેજી રે;
એ ટુંક પાછળ ટુંક કરાવે, શેઠ મોતીશા હુકમે. મન૦ ૧૦
તાણુઆમાં મહુરત લીધું, અંજનસલાખા કેરુજી રે;
શ્રી શુભવીર જિનેશ્વર ભગતે, ઉલસીત ચિત ભલેરુ. મન૦ ૧૧

## ઢાળ ૩ જી.

( અનીહાંરે વાલોજી વાય છે વાંસળી રે—એ દેશી )

અનીહાંરે શેઠ સજાઈ કરે સંઘનીરે તે સાંભળી દેશ વિદેશ.
લોક સજે ઘણાં સંઘમાં રે,
અનીહાંરે દેવ ઘણા દેવલોકમાં રે, શેઠના ગુણ ગાય વિશેશ. લો. ૧
અનીહાંરે દક્ષીણતા ગુણ શેઠની રે, પારસ સમ સ્વર્ગે ગવાય. લો. ૨
અનીહાંરે દક્ષીણતા પણ આપણું રે, નહી લોપો એમ દીલ થાય. લો. ૩
અનીહાંરે સ્વર્ગે શેઠને નુતર્યા રે, કરો પાવન અમ ઘર આજ. લો. ૪
અનીહાંરે ગામ ગયાં સૂતાં જાગશે રે, રખે લાગશે ઘરના કાજ. લો. ૫
અનીહાંરે ખીમચંદભાઇને શેઠજી રે, દીએ હેત શિખામણ સાર. લો. ૬
અનીહાંરે પુત્ર સવાઇ પુન્યે હજો રે, કુળદીપક છો નીરધાર. લો. ૭

અનીહાંરે સંઘવીપદ ધરી સાચવો રે, પ્રતિષ્ઠા સંઘ હજૂર. લો. ૮
અનીહાંરે ગુરુ ભગતી ગુણુ દાનથી રે, કાઢજો દાળીદર દૂર. લો. ૯
અનીહાંરે પત્ર લખી પેટીમાં ઠવ્યો રે, તે માંહી સરવે વિચાર. લો. ૧૦
અનીહાંરે ભાદરવો બાણુઆ તણો રે, શુદ પડવે ને રવિવાર. લો. ૧૧
અનીહાંરે મહુરત લેઇ સીધાવીયા રે, કાંઇ શેઠજી સ્વર્ગ મોઝાર. લો. ૧૨
અનીહાંરે મોતીશાજી મરણુ ગયા રે, એમ બોલે તે લોક ગમાર. લો. ૧૩
અનીહાંરે બીજેદીને શશીઉગીઓરે, જોવા ખીમચંદભાઇ દેદાર. લો. ૧૪
અનીહાંરે સજન તે સુખીયા થયા રે, નવી ધરવો શોક લગાર. લો. ૧૫
અનીહાંરે ત્રણુ તો માસ વીતી ગયા રે, જનકાગમ છોડી આસ. લો. ૧૬
અનીહાંરે અમરચંદ સમજાવતાં રે, જબ આવે માગસર માસ. લો. ૧૭
અનીહાંરે ઉજળી તીજે કંકોતરી રે, લખી દેશવિદેશ મોઝાર. લો. ૧૮
અનીહાંરે પોશ તણી સુદ સાતમે રે, કાંઇ ડેરા દીધા પૂર બાહાર. લો. ૧૯
અનીહાંરે ખીમચંદભાઇ હસ્તી ચઢ્યા રે, કરે ટોપીવાળો સરપાવ. લો. ૨૦
અનીહાંરે શ્રી શુભવીર મંગલિકના રે, હોય શબ્દ શુકનના ભાવ. લો. ૨૧

## ઢાળ ૪ થી.

( ભરતની પાટે ભૂપતિ રે—એ દેશી. )

સંઘવી હસ્તી શીરે ચઢ્યો રે, વધાવતી નરનાર સલુણા;
દેહેરાસર આગે કરી રે, ડેરા દીયા પૂર બાહાર સલુણા;
રંગરસીલા સાંભળો રે, સંઘની શોભા અપાર સલુણા. રંગ ૧
પાછાઈ કોરટના ધણી રે, દીએ પરવાના સનૂર સલુણા;
હુકમ શેઠ ખીમચંદનો રે, રાજા રહેજો હજૂર સલુણા. રંગ ૨
સંઘ લેઇ સિદ્ધાચળે રે, ઉતરીઆ જઈ ઠેઠ સલુણા;
પોશ વદી પડવા દીને રે, વંદ્યા જિન કરી ભેટ સલુણા. રંગ ૩

દેરા તંબુ કચેરીઓ રે, દેખી દેવવિમાન સલુણા;
કુંપની બહાદુર વાવટો રે, વાજીંત્ર ફરકે નિશાન સલુણા. રંગ ૪
રાજનગરના સંઘવી રે શેઠ હિમાભાઈ આય સલુણા;
મોહોટા નાના સંઘવી રે, તે પણ ભેળા થાય સલુણા. રંગ ૫
સોરઠ કચ્છ હાલારના રે, ગુજરાતી ગોલવાડ સલુણા;
પુરવ દક્ષણ માળવો રે, મરુધર ને મેવાડ સલુણા. રંગ ૬
સંઘ સવાલાખ આસરે રે, સંઘવી એક હજાર સલુણા;
કરી મંડપ પધરાવતા રે, પડિમા પાંચ હજાર સલુણા. રંગ ૭
માતા દીવાળી બાંઈને રે, દેખી હરખ ન માય સલુણા;
પુત્ર વધામણી શેઠને રે, દેવા સ્વર્ગે સધાય સલુણા. રંગ ૮
શેઠ મોતીશા સાંભળી રે, શાજ કરે તતખેવ સલુણા;
શાલિભદ્રને પૂરતા રે, જેમ ગોભદ્ર દેવ સલુણા. રંગ ૯
બિંબ પ્રતિષ્ઠા અંજને રે, મહુરત લીઓ શ્રીકાર સલુણા;
મહા માસે જોશી દીયો રે, શુદ દશમી બુધવાર સલુણા. રંગ ૧૦
તપગચ્છ ખડતર સાગરુ રે, સૂરિવર ત્રણ મીલાય સલુણા;
વદ દશમી જળ જાતરા રે, તીરથનાં જળ લાય સલુણા. રંગ ૧૧
જયમ ચઢી એક દેવતા રે, મંડપ બિંબ સુહાય સલુણા;
દવાદસી કુંભથાપના રે, રાતીજગા નીત થાય સલુણા. રંગ ૧૨
શ્રીફળ આદે પ્રભાવના રે, દેતા નવી નવી ચીજ સલુણા;
સહસગમે દીવા ઝગે રે, લેતી વીસામા વીજ સલુણા. રંગ ૧૩
પૂજન નંદાવરતનું રે, દશે દીશ બલિદાન સલુણા;
ગ્રહ દિક્પાળની થાપના રે, મંત્ર કરી અહવાન સલુણા. રંગ ૧૪
ખીમચંદભાઈના સંઘને રે, સાનીધ કરજો દેવ સલુણા;
શ્રી શુભવીરને આસરે રે, સુખલીલા નિતમેવ સલુણા. રંગ ૧૫

## ઢાળ ૫ મી

ચોથે દીન ખેતરપાળને રે લોલ, શાસનની રખવાળને રે લોલ;
ચોસઠ ઇંદ્રને નોતર્યા રે લોલ, બહાર ભુતળ બળીબાકળા રે લોલ.
પૂજી કરી સિદ્ધચક્રને રે લોલ, વીશ સ્થાનક પંચમે દીનેરે લોલ;
શેઠ શેઠાણી રૂડે મને રે લોલ, ઇંદ્ર ઇંદ્રાણી છઠે દીનેરે લોલ.
ચવન કલ્યાણક સાચવે રે લોલ, સ્વરગે થકી વર ભેઠવે રે લોલ;
ચઉદ સુપન રાત્રી શીરે રે લોલ, સુપનપાઠક ફળ ઉચરે રે લોલ.
જનમ્યા પ્રભુની વધામણી રે લોલ, સંઘવી ઇંદ્ર દીએ ઘણી રે લોલ;
છપન દિક્કુમરી નમે રે લોલ, રાતે ઉત્સવ દિન સાતમે રે લોલ.
કેળ ઘરે નવરાવતી રે લોલ, પૂજી ઘેર પધરાવતી રે લોલ;
ભેટ કરી ગુણ ગાવતી રે લોલ, રાસ રમી ઘેર જાવતી રે લોલ.
આઠ ઇંદ્રાણી આવતી રે લોલ, હાથમાં લેઇ કંકાવટી રે લોલ;
બિંબ નવા સંગાથશું રે લોલ, તીલક કરે નિજ હાથશું રે લોલ.
ઇંદ્ર ચોસઠ હવે મળ્યા રે લોલ, ખીમચંદભાઈ ઘરે આવીયા રે લોલ;
સોહમ ઇંદ્ર મુગટ શીરે રે લોલ, હસ્તી શીર ચમર ઢળે રે લોલ.
ઇંદ્રે ઘણા મુગટે જડયા રે લોલ, ચારઠ રથ ઘોડે ચડયા રે લોલ;
પાલખીઓ ને મેના ઘણા રે લોલ, સાજન કેરી નહી મણા રે લોલ.
રાગ તાન ઘણી જાતના રે લોલ, વાજાં તે વાગે વીલાતનાં રે લોલ;
વરઘોડો મારગ સંચર્યો રે લોલ, મંડપમાં જઈ ઉતર્યો રે લોલ.
મેરુ સિંહાસન બેસીઆ રે લોલ, નાથને ખોળે નિવેશીયા રે લોલ;
ઇંદ્ર ચોસઠ નમન કરે રે લોલ, પછે હીમાભાઈ ખોળે ધરે રે લોલ.
શેઠ ખીમચંદ ગંગાજળે રે લોલ, નાથ સીરે કળશા ઢળે રે લોલ;
વૃષ્ટિ કનક કુસુમે કરે રે લોલ, ઇંદ્ર ગયા ઘેર ઠાઠમાં રે લોલ.
સનાત્ર અઠોતરી આઠમે રે લોલ, દૈવત પડિમા શીરે રે લોલ;

દેવ બળીએ આપતા રે લોલ, બાલક્રીડા નિશાળના રે લોલ.
ઉત્સવ રંગ વધામણુા રે લોલ, જોબન વય પ્રભુ પામતા રે લોલ;
શ્રી શુભવીર પરણાવતા રે લોલ.

## ઢાળ ૬ ઠ્ઠી

(હવે વિવાહ સામગરી મેહેરેલી–એ દેશી.)

હવે વિવાહનો વરઘોડો રે, ભલો વર કન્યાનો જોડો રે;
સાજન સાંબેલા સાથે રે, રામણદીવો સુધીવહુને હાથ રે.
જયવંતાજી ૧

એમચંદભાઇ પ્રભુ કર ધરીયા રે, અમરચંદ ઘેર ઉતરીયા રે;
ચૅારી પુંખી નવી વહુ લાવે રે, વરકન્યા ત્યાં પરણાવ્યા રે. જ૦
માંહોમાંહે વસ્ત્ર ઘરેણાં રે, વરકન્યાને નજરાણાં રે;
દોઅ પક્ષ ધવળ ગવરાણાં રે, પછી મંડપ ઘર પધરાવે રે. જ૦
રાજભાર ધરી કર લીલા રે, લોકાંતિક દીક્ષા વેળા રે;
પ્રભુ હુકમ લેઇ બહુમાન રે, શેઠ દેતા વરસીદાન રે. જ૦
નવસો વરઘોડો સાર રે, લઇ પંચ મહાવરત ભાર રે;
શેઠ ઇંદ્રિ તણો અવતાર રે, જિન ખંધે ઠવે દોશાળા રે. જ૦
બિંબ કેસર સુગંધી રે, દશમે દિન કંકણુ બાંધી રે;
ગુરુ મંત્ર પવિત્ર સુરંગી રે, મીઢળ ને મરડાસંગી રે. જ૦
પીઠિકા ધૂપ દીપક શેણી રે, બળ બાકુળાને પાણી રે;
સઘળે નાખી પરતે ફેરે રે, કોસંબી વસ્ત્ર ઢાંકે રે. જ૦
ચઇતવંદન વસ્ત્ર ઉઘાડી રે, અધિષ્ઠાયક થાપના કારી રે;
સ્થિર લગ્નને વાસ્તે બએસી રે, શુધ અંજન શોવન સળીયે રે. જ૦

દશમી બુધવાર જગીશ રે, ઘડી બાર ને પળ એકવીસ રે;
કરે અંજન નયન વિશાળા રે, જોતી પ્રગટ થઈ તે વેળા રે. જ૦

મૂળનાયક આદે ધારી રે, પૂંખણુ કરે ચારે રાણી રે;
દેવ મંગળ વાજાં વાજે રે, સહુ બિંબને શેઠજી પૂજે રે. જ૦

કલ્યાણુક પંચ સુહાવે રે, શીષે સુંદરી તીલક બનાવે રે;
અઠોતરી સનાત્ર કરાયો રે, શુભવીર વચન રસ ગાવે રે. જ૦

## ઢાળ ૭ મી

( એક સમે શામળીઓજી–એ દેશી. )

મંડપ ઊભા એમ કહે મન મોહનજી, કાંઈ સંઘવી સંઘવણુ હોય,
મનડું મોહ્યું રે મન મોહનજી,
ભવો ભવ સરણુ તુમારડું મનમોહનજી, આદેશર અમને હોય. મન૦

જન્મ સફળ અમે માનશું મન૦ જિન મંડળી મુખડાં દેખ મન૦
ભૂષણુ ચામર છત્રશું મન૦ પ્રભુ આગળ ભેટ વિશેષ મન૦ ૨

સમોવસરણુની વાનગી મ૦ સિદ્ધગિરિ ઉપર મેં કીધ મન૦
ત્યાં સાહિબને પધરાવીયા મન૦ પ્રભુ આગળ ભેટ વિશેશ મન૦ ૩

અમરચંદ ધન વાવરે મન૦ રાજા મંત્રી સમ જાણુ મન૦
પ્રભુ નોતરી ઘેર આવીઆ મન૦ ઉપર ઉત્સવ મંડાણુ મન૦ ૪

માહા વદી બીજે સ્થાપિયા મન૦ મૂળનાયક રીખભજિણંદ મન૦
પૂંડરીક ગણુધર સનમુખે મન૦ આનંદીત શેઠ ખીમચંદ મન૦ ૫

વિમળવસી ખરતરવસી મન૦ છીપાવસી ત્રીજી જાણુ મન૦
પ્રેમાવસી ચોથી ભલી મન૦ મોતીવસી મંડાણુ મન૦ ૬

એ વસી છે પંચમી મન૦ જીમ પંચમ ગ્યાન વિશાળ મન૦
વખતવસી છઠ્ઠી ભલી મન૦ બાળાવસી સાતમી સાર મન૦ ૭
સાકરચંદ પ્રેમચંદની મન૦ કાંઈ પાસની ટુંક વિચાર મન૦
કુંતાસર ચકેસરી મન૦ પંચમી વક્રા કહી રખવાળ મન૦ ૮
સ્વામી ઉત્સવ બહુ કર્યા મન૦ ધન ખરચ લખ્યું નહી જાય મન૦
ગુરુ પધરામણી બહુ કરી મન૦ પૂજાદિક સ્નાત્ર ભણાય મન૦ ૯
સંઘમાલ શુદી ફાગણે મન૦ બુધ બીજ ઉત્સવ થાય મન૦
આ જગમાં આ વારતા મન૦ કંઇ પડછો નવી દેવાય મન૦ ૧૦
તાલધજાદિક તીરથે મન૦ વંદી વળીઆ નિજ ઘેર મન૦
પુન્ય કરીને અવતરા મન૦ આગળ પુણ્ય બાંધે એહ મન૦ ૧૧
તીરથ રૂપ એ સંઘ છે મન૦ ભગવતી સૂત્રે એ પાઠ મન૦
ગુણવંતના ગુણ એમ સુણવા મન૦ આ સંઘનો દેખી ઠાઠ મન૦ ૧૨
ખેમાવિજય જશ ગુરુતણા મન૦ શ્રી શુભવીરવિજય મુનિરાજ મન૦
પ્રભુસે મગન સદા સુખી મન૦ કહે વીરવિજય મહારાજ મન૦ ૧૩



# પરિશિષ્ટ ૧૦

## પાલીતાણામાં સારી રીતે પ્રસિદ્ધિ પામેલો અને લોકવર્ણમાં ખૂબ ગવાતો રાસડો.

મુંબઈમાં મોતીશા કેવાણા ને, આદેશ્વરનો પરતાપ,
મોઢ માગે એટલા નાણું રે આલું, બાંધું કુંતાહરના ધામ.
મુંબઈથી મોતીશા આવ્યા ને, કુંતાહર ચલાવ્યા કામ,
હામે કાંઠેથી ઘાટી તેડાવ્યા ને, એનેથી શું થાશે કામ?
આંબાની ડાળે હીંચકા બાંધ્યા, હીંચકતાં ભાંગેલી હાળ. મુંબઈથી.
તલાજાના મજૂર તેડાવ્યા ને, એનેથી હાલ્યા નહી કામ;
આંબાની હેઠે ઉંઘુ રે લીધીને, એનેથી શું થાશે કામ? મુંબઈથી.
વીસ પચીસ દહાડા પાછેરા નાખ્યા, ને પછે ચલાવ્યા કામ;
શેત્રુંજીના પાણી મંગાવ્યા, સોંપેલા ચલવેલા કામ—મુંબઈથી.
મજૂર બધા મહેનતુ કરે ને, કોળી વિના થાય નહી કામ,
ઘેટી આદપરના મજૂર તેડાવ્યા, એનેથી ચાલ્યા છે કામ. મુંબઈથી.
રીખવ ને મોદી જોડે રે ઊભા ને, કડીયા ચલાવે કામ;
કામતા રે હોય એને કામવા દેજો, એના લેશોમાં કોઈ નામ. મુંબઈથી.
વ્હેલા વ્હેલા ટાંકા બંધાવ્યા ને, પછે બંધાવેલા કુંડ;
ચારે ફરતાં દેરા ચણાવ્યા, પછી જોવાની છે હામ. મુંબઈથી.
એકીરે કોરે ભીમ છે ભેરીને, બીજી કોરે ભગવાન;
ત્રીજી રે કોરે ઇંગારશા ભેરી, હાકું મારે હડમાન. મુંબઈથી.
મુંબઈથી ખીમચંદભાઈ રે આવ્યા ને, હરખેલા દીધા ખરચ;
બારી રે વચ્ચે હવન હોમાવ્યા, ઘીની ચલાવેલી નીક. મુંબઈથી.
નથી ગાયું રે બ્રાહ્મણુ વાણીએ મેતા ને, નથી ગાયું ચારણભાટ;
ગાયું છે ભરવાડ હમીરભાઈએ. અવચળ રાખેલા નામ. મુંબઈથી.

લોકગીત.